# સમર્પણ



## સ્વ. શ્રી વરજીવનદાસ મો. સરૈયાને

— વર – ઉત્તમ
વર – પસંદ કરવા યોગ્ય
વર – અન્યને વરદાન રૂપ
જીવન જીવનારને

જે વિશાળ વડલા સમા વિદ્યાપુરુષની
શીતળ છાંયાનો મને પણ સહારો સાંપડયો છે – તેને
સાદર, સપ્રણામ સમર્પિત

—ગૌતમ પટેલ






## વિભાગ—૧


૧. બ્રહ્મસૂત્ર એક સ્વલ્પ પરિચય ... ૧

૨. બ્રહ્મસૂત્રનાં વિવિધ નામો ... ૨

૩. બ્રહ્મસૂત્રનો વિષય ... ૩

૪. બ્રહ્મસૂત્ર અને ભાષ્યો ... ૪

૫. બ્રહ્મસૂત્રના કર્તા ... ૬


## વિભાગ—૨


૬. ભગવાન શંકરાચાર્ય ... ૮

૭. શંકરાચાર્યનો સમય ... ૧૦

૮. શંકરાચાર્યનું જીવન ... ૧૧

૯. શંકરાચાર્યની જ્ઞાનસાધના ... ૧૩

૧૦. શંકરાચાર્યનું કવન ... ૧૬

૧૧. શંકરાચાર્યના સિદ્ધાન્તો ... ૨૦

૧૨. શંકરાચાર્યની શૈલી ... ૨૭

૧૩. શંકરાચાર્ય પ્રશસ્તિ ... ૩૨

૧૪. બ્રહ્મસૂત્ર ચતુઃસૂત્રી (ટેક્ષ અને અનુવાદ) ... ૧

૧૫. ટિપ્પણી ... ૪૮

# પ્રસ્તાવના

## વિભાગ-૧

### ૧. બ્રહ્મસૂત્ર-એક સ્વરૂપ પરિચય

ઋગ્વેદની વિચારધારામાં જેનાં બીજ વેરાયેલાં છે તે અદ્વૈતવેદાન્તના આધુનિક સ્વરૂપને જો વિકસિત વટવૃક્ષની ઉપમા આપીએ તો તેનાં મુખ્ય થડની ત્રણ વિકસિત મુખ્ય શાખાઓની ઉપમા પ્રસ્થાનત્રયીને આપી શકાય. આ ત્રણેમાં ઉપનિષદ, ગીતા અને બ્રહ્મસૂત્રનો સમાવેશ થાય છે. અદ્વૈત-વેદાન્તની શાખા-ઉપશાખાઓને પાંગરવા કાજે પ્રસ્થાનત્રયીરૂપી શાખાઓનો મુખ્ય આધાર સાંપડ્યો છે. **પ્રસ્થાનત્રયી** અથવા **પ્રસ્થાનત્રયમ્** ને પ્રથમ સમજી લેવાની આવશ્યકતા છે.

**પ્રસ્થાન** એટલે 'ગમન', પરંતુ અહીં લક્ષણાથી તેનો અર્થ 'માર્ગ' એવો સ્વીકારાય છે. ગમનના કર્મની પૂર્તિ કાજે માર્ગ એ એક માત્ર સાધન છે. આમ સાધ્ય અને સાધન વચ્ચે અભેદ સ્વીકારી પ્રસ્થાન એટલે માર્ગ એવો અર્થ સ્વીકારીએ તો પણ અર્થની ઉપાદેયતા સિદ્ધ થાય છે. **પ્રસ્થાનત્રયી** એટલે ત્રણ માર્ગ એવો અર્થ થાય. આમ વેદાન્તના ત્રણ માર્ગ એટલે **પ્રસ્થાનત્રયી** એવો અર્થ થયો. **પ્રસ્થાન**ને અન્ય રીતે સમજાવવામાં આવે છે —**પ્રતિતિષ્ઠતિ ब्रह्मविद्या येषु**=જેની ઉપર બ્રહ્મવિદ્યા આધાર રાખે છે તે **પ્રસ્થાન**. આવાં ત્રણ પ્રસ્થાન સ્વીકારાય છે. (૧) **શ્રુતિપ્રસ્થાન**–અહીં ઉપનિષદોનો શ્રુતિ તરીકે સ્વીકાર કરવામાં આવે છે. તેમાં ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક, કૌષી-તકિ અને શ્વેતાશ્વતર એમ ૧૨ ઉપનિષદોનો સમાવેશ થાય છે. તેમાં બ્રહ્મને લગતા વિચારોની ચર્ચા હોવાથી તેને બ્રહ્મવિદ્યાના પ્રતિપાદક તરીકે સ્વીકાર્યાં છે. (૨) **સ્મૃતિપ્રસ્થાન**–અહીં ગીતા એટલે મહર્ષિ વ્યાસ વિરચિત મહાભારતાન્તર્ગત શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો સમાવેશ થાય છે તે પૌરુ-ષેય હોવાથી સ્મૃતિ કહેવાય છે. શંકરાચાર્ય સ્વયં ગીતાનો નિર્દેશ સ્મૃતિ તરીકે કરે છે. (૩) **સૂત્રપ્રસ્થાન** અથવા **ન્યાયપ્રસ્થાન** અહીં વિદ્વાનો બાદરાયણના બ્રહ્મસૂત્રનો સમાવેશ કરે છે. બ્રહ્મસૂત્રની રચના વેદાન્ત એટલે ઉપનિષદના વિચારોની ચર્ચા-વિચારણા-સમન્વય કરવા કાજે થઈ છે.

### ૨. બ્રહ્મસૂત્રનાં વિવિધ નામો

(૧) બ્રહ્મસૂત્ર એવું આ ગ્રંથનું નામ તેના વિષયને અનુલક્ષીને સવિશેષ પ્રચલિત બન્યું છે. બ્રહ્મ તેનો પ્રતિપાદ્ય વિષય છે, એ બાબતમાં

અનેક ભાષ્યકારો સહમત છે. (૨) બ્રહ્મસૂત્રનું બીજું નામ છે વેદાન્તસૂત્ર. વેદાન્ત શબ્દ ઉપનિષદને માટે વપરાય છે. વેદ=સંહિતાઓ અને તેનો અંત અર્થાત્ અંતનો, છેવટનો ભાગ એટલે વેદાન્ત વૈદિક સાહિત્યમાં સંહિતા, આરણ્યક, બ્રાહ્મણ અને ઉપનિષદ સાહિત્યનો સમાવેશ થાય છે. આમ ક્રમની દૃષ્ટિએ ઉપનિષદ છેલ્લા હોવાથી તેને વેદાન્ત કહેવામાં આવે છે. પણ વેદાન્ત શબ્દ અન્ય રીતે સાર્થક દર્શાવી શકાય છે **વેદ** એટલે જ્ઞાન (**વિદ્ જ્ઞાને** ધાતુ પરથી)[1] અને **અન્ત** = તાત્પર્ય કે સિદ્ધાન્ત, જ્ઞાતવ્ય પદાર્થનું સંપૂર્ણ તાત્પર્ય જેમાંથી પ્રાપ્ત થાય તેવા ગ્રંથ અથવા જ્ઞાનના સિદ્ધાન્તનું પ્રતિપાદન કરતા ગ્રંથ. ઉપનિષદમાં સ્પષ્ટ નિર્દેશ છે કે જે એકના જાણવાથી સઘળું જાણી શકાય તે બ્રહ્મ છે **યથા એકેન જ્ઞાતેન સર્વમિદં વિજ્ઞાતં ભવતિ**-મુંડક આથી વેદાન્ત શબ્દ ઉપનિષદ માટે સાર્થક બને છે. અથવા **વેદ**=જ્ઞાન અને **અન્ત**=છેડો, જ્ઞાનનો અંત જે જાણ્યા પછી કાંઈ પણ જાણવાનું બાકી ન રહે તેને વેદાન્ત કહેવાય ઉપનિષદમાં સ્પષ્ટ જણાવેલ છે કે બ્રહ્મને જાણ્યા પછી કાંઈ જ જાણવાનું બાકી રહેતું નથી. આમ ઉપનિષદ એટલે વેદાન્ત એમ સિદ્ધ થયું. ઉપનિષદનાં વાક્યોની વિચારણા બ્રહ્મસૂત્રમાં હોવાથી તેને વેદાન્તસૂત્રો એવું સાભિપ્રાય અને સાર્થક નામ આપવામાં આવ્યું છે શંકરાચાર્ય પણ સ્પષ્ટ માને છે કે બ્રહ્મસૂત્રોનો ઉદ્દેશ્ય વેદાન્તનાં વાક્યોરૂપી પુષ્પોનું સુગ્રથન કરવાનો છે જુઓ : **वेदान्तवाक्यकुसुमग्रथनार्थत्वात्सूत्राणाम् । वेदान्तवाक्यानि हि सूत्रैरुदाहृत्य विचार्यन्ते ।** શાં. ભા. પૃ. ૧૪ (૩) **શારીરકસૂત્ર—શરીરે ભવ શારીર.** અને **શારીરઃ એવ શારીરક.** જે શરીરમાં રહેનાર છે તે શારીરઃ એટલે આત્મા અને તેને લગતાં સૂત્રો તે શારીરક સૂત્ર આ નશ્વર દેહમાં અનશ્વર અજર અમર આત્મા રહે છે. આ આત્મા એજ પરમાત્મા એવું ઉપનિષદનું અગત્યનું સમીકરણ છે શંકરાચાર્ય પણ કહે છે **आत्मा च ब्रह्म** પૃ ૧૧ આમ શારીરક મીમાંસા આ સૂત્રોમાં હોવાથી તેને શારીરકસૂત્ર કહે છે (૪) **બ્રહ્મમીમાંસા—**બ્રહ્મશબ્દની વ્યુત્પત્તિ **बृहि वृद्धौ** ધાતુ પરથી થઈ છે. તેનો અર્થ, નિત્ય, શુદ્ધ બુદ્ધ અને મુક્ત સ્વભાવવાળું સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન બ્રહ્મ એવો થાય છે. જુઓ—**ब्रह्मशब्दस्य हि व्युत्पाद्यमानस्य नित्यशुद्धत्वादयोऽर्थाः**

1. વેદ શબ્દના વિવિધ અર્થો માટે, દ્રષ્ટવ્ય, ગૌતમ, 'પટેલ વેદની વિવિધ વ્યાખ્યા' ગુજ. યુનિ પ્રાં. વિદ્યા ૧૯૬૪ ઓગસ્ટ

प्रतीयन्ते, बृहतेर्धातोरर्थानुगमात् શાં. ભા. પૂ. ૧-૧-૧ (૫) ઉત્તર-મીમાંસા—જૈમિનીના સૂત્રોને પૂર્વમીમાંસા કહેવામાં આવે છે અને તેમાં ધર્મ યજ્ઞયાગ વગેરેને લગતી ચર્ચા છે. કેટલાક વિદ્વાનો બ્રહ્મસૂત્રને તે વિષયના અનુસંધાનમાં સ્વઃપેક્ષા સ્વીકારી આને ઉત્તરમીમાંસા એવું નામ આપે છે. (૬) બાદરાયણસૂત્ર—આ સૂત્રોના કર્તા બાદરાયણ મનાયા છે. આથી કર્તાના નામ સાથે તેનો ઉલ્લેખ બાદરાયણસૂત્ર તરીકે પણ થાય છે. (૭) વ્યાસસૂત્ર—શ્રી વલ્લભાચાર્યે, વેદ, શ્રીકૃષ્ણનાં વાક્યો એટલે ગીતા, વ્યાસસૂત્ર અને વ્યાસની સમાધિભાષા એટલે ભાગવત એમ ચાર પ્રમાણોનો સ્વીકાર કર્યો છે. અહીં વ્યાસસૂત્ર એટલે બ્રહ્મસૂત્ર કારણ કે તેના કર્તા બાદરાયણ તે જ વ્યાસ છે એવી એક પરંપરા છે. (૮) વેદાંતમીમાંસાશાસ્ત્ર—તરીકે શંકરાચાર્ય આનો નિર્દેશ કરે છે. જુઓ પૃ. ૬

## ૩. બ્રહ્મસૂત્રનો વિષય

ભારતીય પરંપરા અનુસાર બ્રહ્મસૂત્રના કર્તા બાદરાયણ છે ઉપનિષદના સિદ્ધાન્તોમાં કાલાન્તરે સમજવામાં કઠીનાઈ કે વિસંવાદ છે એવી ભાવના જાગૃત થતાં આ સૂત્રોની રચના શ્રી બાદરાયણે કરી એવું મનાય છે. તેમાં ઉપનિષદના ઈશ્વર વિષયક સિદ્ધાન્તો જગત, જીવ, તેની બદ્ધદશા કે મુક્તાવસ્થા ઈત્યાદિનું સંશોધન કરવામાં આવ્યું છે. ઉપનિષદના સિદ્ધાન્તમાં ઉપર ઉપરથી જણાતા વિરોધોનું નિરાકરણ કરવામાં આવ્યું છે, સિદ્ધાન્તોને સુગ્રથિત કરવામાં આવ્યા છે અને સવિશેષ તો પ્રતિસ્પર્ધી દર્શનો દ્વારા થતાં ખંડનાત્મક પ્રહારો સામે ઉપનિષદના સિદ્ધાન્તોનું રક્ષણ કરવાનો સભાન પ્રયત્ન પણ આ બ્રહ્મસૂત્રમાં કરવામાં આવ્યો છે[૧]

---

૧. જુઓ :

The work of Badarayana stands to the Upnisads in the same relation as the Christian Dogmatics to the New Testament; it investigates their teaching about God, the world, the soul in its conditions of wandering and of deliverance, removes apparent contradictions in the doctrines, binds them systematically together, and is especially concerned to defend them against the attacks of opponents.

—Deussen's system of the Vedanta P. 21

## ૪. બ્રહ્મસૂત્ર અને ભાષ્યો

બ્રહ્મસૂત્રમાં પ્રાપ્ત થતાં સૂત્રોની[1] સંખ્યા બાબત ટીકાકારોમાં પર્યાપ્ત મતભેદ છે. તેનો ખ્યાલ નીચેના કોઠા પરથી આવશે.

| શંકર | રામાનુજ | વલ્લભ | ભાસ્કર | નિમ્બાર્ક | શ્રીકંઠ | બલદેવ | વિજ્ઞાનભિક્ષુ | મધ્વાચાર્ય |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫૫૫ | ૫૪૫ | ૫૫૫ | ૫૪૭ | ૫૪૯ | ૫૪૫ | ૫૫૬ | ૫૫૬ | ૫૬૨ |

આમ વધુમાં વધુ ૫૬૨ અને ઓછામાં ઓછા ૫૪૫ સૂત્રો છે એવું આચાર્યોનાં ભાષ્યો પરથી નિશ્ચિત થાય છે. આમ થવામાં સાંપ્રદાયિકતા, સ્વમત-સ્થાપન-આગ્રહ અને સંસ્કૃત ભાષાની સહેલાઇથી સુગ્રથિત કે વિભક્ત થવાની શક્તિ કારણભૂત છે. ઉદા. **जन्माद्यस्य यतः** અને **शास्त्रयोनित्वात्** એ બે અલગ સૂત્રો છે એમ શંકર અને રામાનુજ માને છે જ્યારે વલ્લભ બંનેને સંયુક્ત કરી **जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्** એવું એક સૂત્ર સ્વીકારે છે. આથી સૂત્રસંખ્યા ન્યૂનાધિક બને એ સ્વાભાવિક છે. વળી અહીં સંખ્યાભેદ ઉપરાંત પાઠભેદ પણ પ્રાપ્ત થાય છે એક ઉદાહરણ નોંધીએ. જેમ કે **द्वेयत्ववचनाच्च** ૧-૧-૮ સૂત્રનો અન્ય સર્વ આચાર્યોને સંમત પાઠ બળદેવમાં **द्वेयत्वं वचनाच्च** છે. આવાં અનેક ઉદાહરણો મળે છે. ઉપરાંત સૂત્ર સર્વતોમુખી હોવાથી એક જ સૂત્રના અનેક અર્થો સ્વસંપ્રદાય કે મતાનુસાર આચાર્યોએ કરેલા જોવા મળે છે. આ તો મહાનિબંધનો વિષય બને તેવી બાબત છે

બ્રહ્મસૂત્રના ચાર અધ્યાય છે અને પ્રત્યેક અધ્યાયના ચાર પાદ છે. આ હકીકત સર્વ આચાર્યોને સંમત છે. પ્રત્યેક પાદમાં અનેક અધિકરણો હોય છે.[2] સૂત્રસંખ્યાની બાબતમાં બન્યું છે તેમ અધિકરણની સંખ્યા ભિન્ન ભિન્ન જણાય છે. જેમકે શંકરાચાર્યમાં ૧૯૧, રામાનુજમાં ૧૫૬, બળદેવમાં ૧૯૮, શ્રીકંઠમા ૧૭૨, નિમ્બાર્કમાં ૧૫૧ અને વલ્લભાચાર્યના ભાષ્યમાં ૨૨૩ અધિકરણો છે.

બ્રહ્મસૂત્રના પ્રથમ અધ્યાયનું નામ સમન્વય છે. આ સમન્વયાધ્યાયમાં વિરોધાભાસ દર્શાવતી વિવિધ શ્રુતિઓનો સમન્વય સાધવામાં આવ્યો

---

૧. સૂત્ર શબ્દના અર્થ માટે જુઓ ટિપ્પણ પૃ. ૭૦-૭૧

૨. અધિકરણની વ્યાખ્યા માટે જુઓ · ટિપ્પણી :પૃ. ૬૯

છે. દ્વિતીય અધ્યાયનું નામ અવિરોધ છે. અહીં સ્વમતના સ્થાપનાર્થે વિરોધી મતો અને તેના દ્વારા થયેલ આક્ષેપ વગેરેનું ખંડન કરવામાં આવ્યું છે. તૃતીય અધ્યાયનું નામ સાધન છે. તેમાં જીવ અને બ્રહ્મના લક્ષણોનો નિર્દેશ કરી મોક્ષમાર્ગમાં ઉપયુક્ત સાધનોની ચર્ચા વિચારણા છે. ચતુર્થ અધ્યાયનું નામ ફલ છે. આ ફલાધ્યાયમાં જીવન્મુક્તિ, જીવની ઉત્ક્રાંતિ, નિર્ગુણ અને સગુણ ઉપાસનાનું ફળ વગેરે વિષયોની મીમાંસા કરવામાં આવી છે

બ્રહ્મસૂત્રમાં અનેક આચાર્યોનાં નામોનો ઉલ્લેખ છે.[1] આથી સહજમાં માની શકાય કે ઉપલબ્ધ બ્રહ્મસૂત્રની રચના પૂર્વે પણ વેદાંતમીમાંસા પ્રાચીન કાળથી પ્રચલિત હતી. આ બ્રહ્મસૂત્ર ઉપર શંકરાચાર્યના પુરોગામી તેમજ અનુગામી અનેક આચાર્યોએ ભાષ્ય[2] રચ્યાં હતાં એવું માનવાના પર્યાપ્ત પુરાવાઓ ઉપલબ્ધ છે અલબત્ત સહુ કોઇના ભાષ્યો ઉપલબ્ધ નથી એ એક વિધિની વિડંબણા છે. શંકરાચાર્યના પુરોગામી આચાર્યોમાં ભર્તૃપ્રપંચ, ભર્તૃહરિ, ઉપવર્ષ, બોધાયન, બ્રહ્મનંદી, ટંક, બ્રહ્મદત્ત, ભરૂચિ મંયાદના નામોનો નિર્દેશ કરવામાં આવે છે આમાંથી કોઇકે વૃત્તિ તો કોઇકે ભાષ્યની રચના કરી હતી મધ્વવિજય પ્રકાશિકામાં મધ્વાચાર્ય પૂર્વે થયેલ ૨૧ આચાર્યોના નામોનો નિર્દેશ છે તેમાં અનેક નામો સુપરિચિત પણ નથી તેઓનામાંથી કેટલાંક ભાષ્યો તો સંશોધનના વિષય અને તે પૂર્વે તો ઉધઈનો કોળીઓ બની ગયા છે. આજે ઉપલબ્ધ થતા પ્રસિદ્ધ ભાષ્યકારો નીચે મુજબ છે

| સમય | કર્તા | ભાષ્યનુ નામ | મત |
|---|---|---|---|
| ✓૭૮૮–૮૨૦ | શંકરાચાર્ય | શારીરકભાષ્ય | કેવલાદ્વૈત ✓ |
| ✓૧૦૦૦ | ભાસ્કર | ભાસ્કરભાષ્ય | ભેદાભેદ ✓ |
| ✓૧૧૪૦ | રામાનુજ | શ્રીભાષ્ય | વિશિષ્ટાદ્વૈત ✓ |

૧ દા. ત આચાર્ય બાદરિ (બ્ર. સૂ ૧–૨–૩૦, ૩–૧૧–૧, ૪–૩–૭, ૪–૮–૧૦) આશ્મરથ્ય (બ્ર સૂ ૧–૨–૨૯, ૧–૪–૨૦) આત્રેય (બ્ર સૂ ૩–૪–૪૪) કાશકૃત્સ્ન (બ્ર. સૂ ૧–૮–૨૨) ઔડુલોમિ (બ્ર સૂ ૧–૪–૨૧, ૩–૪–૪૫, ૪–૪–૬) કાર્ષ્ણાજિનિ ૩–૧–૯ અને જૈમિની (બ્ર સૂ ૧–૨–૨૮, ૧ ૨–૩૧, ૧–૪–૧૮, ૩–૨–૪૦, ૩–૪–૨, ૩–૪–૧૮, ૩–૪–૪૦, ૪–૩–૧૨, ૪–૪–૫, ૪–૪ ૧૧ વધુ માટે જુઓ ' ગોપીનાથ કવિરાજ 'અચ્યુત' વર્ષ–૩, અંક-૪

૨. 'ભાષ્ય'નીક વ્યાખ્યા માટે જુઓ ટિપ્પણી પૃ ૭૧

| સમય | કર્તા | ભાષ્યનુ નામ | મત |
|---|---|---|---|
| ૧૨૩૮ | મધ્વ | પૂર્ણપ્રજ્ઞભાષ્ય | દ્વૈત |
| ૧૨૫૦ | નિમ્બાર્ક | વેદાન્તપારિજાત | દ્વૈતાદ્વૈત |
| ૧૨૭૦ | શ્રીકંઠ | શૈવભાષ્ય | શૈવ વિશિષ્ટાદ્વૈત |
| ૧૪૦૦ | શ્રીપતિ | શ્રીકરભાષ્ય | વીરશૈવ વિશિષ્ટાદ્વૈત |
| ૧૪૭૯–૧૫૪૪ | વલ્લભાચાર્ય | અણુભાષ્ય | શુદ્ધાદ્વૈત |
| ૧૬૦૦ | વિજ્ઞાનભિક્ષુ | વિજ્ઞાનામૃત | અવિભાગાદ્વૈત |
| ૧૭૨૫ | બલદેવ | ગોવિન્દભાષ્ય | અચિન્ત્ય ભેદાભેદ |

આ ઉપરાંત વીસમી સદીમાં પણ બ્રહ્મસૂત્ર પર ભાષ્યોની રચના થાય છે એ બ્રહ્મસૂત્રની લોકપ્રિયતાનો પર્યાપ્ત પુરાવો લેખી શકાય આમ અનેક વાદોના પુરસ્કર્તા આચાર્યોએ બ્રહ્મસૂત્ર પર રચેલ ભાષ્યોને પરિણામે સૂત્રકાર બાદરાયણને કયો સિદ્ધાન્ત અભિપ્રેત હશે એ નિર્ણય અશક્ય નહિ તો અઘરો અવશ્ય બની ગયો છે ડૉ ઘાટેએ 'ધી વેદાન્ત' પૃ ૧૬૯–૧૮૪ માં સૂત્રકારને અભિપ્રેત સિદ્ધાન્તો તારવવાનો પ્રયત્ન કર્યો છે જિજ્ઞાસુએ જોઈ લેવુ

## ૫ બ્રહ્મસૂત્રના કર્તા

બ્રહ્મસૂત્રના કર્તા તરીકે બાદરાયણને સ્વીકારવામા આવે છે આ બાદરાયણ તે પરાશરના પુત્ર, મહાભારત અને પુરાણોના કર્તા પ્રસિદ્ધ વ્યાસમુનિ છે એવી ભારતીય પરંપરા છે પરંપરાએ તેઓશ્રીને અત્યંત મહનીય અને ગૌરવવંતુ સ્થાન આપ્યુ છે તેઓ માટે તો કહેવાયુ છે કે—

> अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरि ।
> अभाललोचनो शम्भुः भगवान्बादरायण ॥

વિદેશી વિદ્વાનો અને તેઓને અનુસરનાર કતિપય ભારતીય વિદ્વાનો બાદરાયણને અને વ્યાસને એક માનવામા શંકા સેવે છે તેઓ એવી દલીલ પુરસ્કૃત કરે છે કે સૂત્રોમાં યાજ્ઞવલ્કયના મતની ચર્ચા છે અને વ્યાસની શિષ્ય પરંપરામાં યાજ્ઞવલ્ક્ય ત્રીજી પેઢીએ આવે છે જો વ્યાસ એ જ બાદરાયણ હોય તો પોતાની ત્રીજી પેઢીના શિષ્યનો મત બ્રહ્મસૂત્રમાં કેવી રીતે લાવી શકે ? મહાભારત કે તેવાં અન્ય પ્રાચીન ગ્રંથોમાં વ્યાસે વેદનો વિભાગ કર્યો, પુરાણો રચ્યાં કે મહાભારતની રચના કરી એવો ઉલ્લેખ છે, ત્યાં વ્યાસે બ્રહ્મસૂત્ર રચ્યુ એવુ લખ્યુ નથી પણ આવી દલીલોમાં કોઈ ખાસ

વજૂદ નથી. પ્રાચીન ગ્રંથ તરીકે સ્કંદપુરાણમાં બાદરાયણે સૂત્રો રચ્યાનો સ્પષ્ટ નિર્દેશ છે કે—

अवतीर्णो महायोगी सत्यवत्यां पराशरात् ।
उत्सन्नान् भगवान् वेदानुज्जहार हरिः स्वयम् ॥
चतुर्धा व्यभजत्तांश्च चतुर्विंशतिधा पुनः ।
* * *
चकार ब्रह्मसूत्राणि तेषां सूत्रत्वमञ्जसा ॥

વળી પાણિનિની અષ્ટાધ્યાયીમાં पाराशर्यशिलालिभ्यां भिक्षुनटसूत्रयोः (પા. સૂ. ૪–૩–૧૧૦) માં પારાશર્ય એટલે પરાશરના પુત્રના ભિક્ષુસૂત્રોનો નિર્દેશ છે. અને એ પરાશરના પુત્ર મહર્ષિ બાદરાયણ–વ્યાસથી કોઈ અન્ય ન હોઈ શકે એવું ભારતીય વિદ્વાનો સ્વીકારે છે. જ્યાં સુધી કોઈ સબળ વિરુદ્ધ પ્રમાણ પ્રસ્થાપિત ન કરી શકાય ત્યાં સુધી કેવળ કલ્પનાનો સહારો લઈ વ્યાસ અને બાદરાયણનો ભેદ કલ્પવા કરતાં પરંપરાને માન્ય અભિન્નત્વ સ્વીકારવું વધુ યોગ્ય છે ગીતામાં બ્રહ્મસૂત્રનો નિર્દેશ છે કે પાણિનિમાં નિર્દેશ સ્વીકારી કેટલાક વિદ્વાનો બ્રહ્મસૂત્રની રચના ઈ. સ. પૂર્વે છઠ્ઠી સદી સ્વીકારે છે. આની સામે કેટલાક વિદ્વાનો તર્કપાદમાં સાંખ્ય, વૈશેષિક બૌદ્ધ, જૈન વગેરે મતોનો નિર્દેશ હોવાથી આ સૂત્રોની રચના તે તે ધર્મ–સંપ્રદાયો પછી થઈ હશે તેમ માને છે. આની સામે બચાવરૂપે બ્રહ્મસૂત્રની પ્રાચીનતા સ્વીકારનાર તર્કપાદને પ્રક્ષેપ માનવા તૈયાર થાય તો નવાઈ નહિ. પણ ગોપીનાથ કવિરાજ સ્પષ્ટ મંતવ્ય ધરાવે છે કે બૌદ્ધ, જૈન, પાશુપત કે ભાગવત ધર્મના મતનો નિર્દેશ બ્રહ્મસૂત્રને અર્વાચીન સિદ્ધ કરી શકતો નથી, કારણ તે તે મતના વિચારોનું અસ્તિત્વ ભારતમાં અત્યંત પ્રાચીન કાળથી હતું જ.

આ બ્રહ્મસૂત્ર અને શંકરાચાર્યનું ભાષ્ય એટલાં બધા પ્રચલિત થયાં છે કે તેની ઉપર અનેક ભાષ્ય, વાર્તિક, વૃત્તિ, દર્પણ, ભૂષણ વગેરે રચાયાં છે. જેમકે સુબ્રહ્મણ્યની ભાષ્યાર્થન્યાયમાલા, ભારતીતીર્થની વૈયાસિકન્યાયમાલા, અમલાનંદકૃત શાસ્ત્રદર્પણ, હરિદીક્ષિતની બ્રહ્મસૂત્રવૃત્તિ, બ્રહ્માનંદની વેદાન્તસૂત્રમુક્તાવલી, વેંકટેશની બ્રહ્મસૂત્રાર્થદીપિકા, ધર્મભટ્ટની બ્રહ્મસૂત્રવૃત્તિ, અદ્વૈતાનંદકૃત સૂત્રભાષ્યવ્યાખ્યાન, રામેશ્વર ભારતીકૃત બ્રહ્મસૂત્રોપન્યાસ, સુબ્રહ્મણ્યકૃત શારીરકમીમાંસાસૂત્રસિદ્ધાન્ત કૌમુદી, અનન્તાનુભવની શારીરકન્યાયમાલા કે કૃષ્ણાનુભૂતિ વિરચિત શારીરકમીમાંસાસંગ્રહ વગેરે. અલબત્ત આ સહુ પ્રકાશિત પણ થયા નથી.

# વિભાગ ૨

## ૬. ભગવાન શંકરાચાર્ય

अज्ञोऽप्यश्रुतशास्त्राण्याशु व्याकरोति यत् कृपया ।
निखिलकलाधिपमनिशं तमहं प्रणमामि शङ्कराचार्यम् ॥
—सच्चिदानंद स्वामिनः

અદ્વૈત અધ્યાત્મવેત્તા અને નિતાન્ત કર્મઠ, જ્ઞાનના પરમોચ્ચ પ્રતિપાદક તેમ જ ઉપાસનાના અદ્વિતીય ઉપાસક એવા શંકરાચાર્યના અપૂર્વ ચરિત્રને શબ્દસ્થ કરવું અશક્ય નહી તો અઘરું તો જરૂર છે. શ્રી પરમહંસ પરિવ્રાજકાચાર્ય શંકરાચાર્યે સહજ રીતે જ ભારત વર્ષની દિવ્ય વિભૂતિ તરીકેનું સ્થાન પ્રાપ્ત કર્યું છે એમની સમર્થ પ્રભા આજે એમની અનુપસ્થિતિમાં પણ સમસ્ત દિગંતને આલોકિત કરી રહી છે. એ પરમ જ્ઞાનોપાસક ને થઈગયે દસથી વધુ સૈકાઓ થઈ ગયા છતાં આજે પણ તેઓ પોતાની કીર્તિકૌમુદી વડે અક્ષુણ્ણતયા ભારતીય નભોમંડળને ઉદ્દભાસિત કરી રહ્યા છે. સમગ્ર વૈદિક ધર્મના ઇતિહાસમા શંકરાચાર્યનું આગમન એ એક નવયુગના અવતારનું સૂચક ગણાય છે. દંભ અને પાખંડને કારણે ધર્મ જ્યારે લુપ્તપ્રાય થઈ રહ્યો હતો ત્યારે શંકરાચાર્યે આવીને તેને પુનર્જીવન બક્ષ્યું. તેમના સફલ પ્રયાસોને અંતે દેશભરમાં ધર્મની સ્નિગ્ધ આભા પ્રસરી ગઈ. વૈદિક ધર્મનો શંખનાદ સર્વત્ર ગૂંજવા લાગ્યો. ઉપનિષદોની દિવ્ય–વાણીનો જયઘોષ કર્ણપટ પર અથડાવા લાગ્યો ગીતાનું જ્ઞાન વિશુદ્ધ રુપમાં લોકો સમક્ષ આવ્યું. આવા મહાપુરુષના જીવનને વર્ણવતાં અનેક મુદ્રિત અને અમુદ્રિત શંકર દિગ્વિજયો આપણને પ્રાપ્ત થાય છે. આવા શંકર દિગ્વિજયોમાં પ્રાયઃ અલૌકિક અને અભૂતપૂર્વ ઘટનાઓ જ આલેખાયેલી છે. આથી શંકરના જીવન વિષે શુદ્ધ ઐતિહાસિક યા પ્રમાણભૂત માહિતી મેળવવી લગભગ દુર્લભ છે. ડૉ. ઔફ્રેટની બૃહત્ હસ્તલેખિત ગ્રંથસૂચી (કૅટેલૉગસ કૅટે-લૉગારુમ્) તથા અન્ય સૂચીના આધારે શ્રી બલદેવ ઉપાધ્યાય ૨૨ 'શંકર દિગ્વિજય' ગણાવે છે.

આચાર્ય શંકરના જીવન–ચરિતને નિરુપતો એક પણ સમ–સામાયિક ગ્રંથ આજે ઉપલબ્ધ નથી. આજે ઉપલબ્ધ પ્રાયઃ બધા જ ગ્રંથો એમના આવિર્ભાવ–કાળ પછી લખાયેલા છે.

(૧) શંકરાચાર્યના પટ્ટશિષ્ય પદ્મપાદ રચિત—'विजयडिण्डिम'માં શંકરાચાર્યના દિગ્વિજયોનું વર્ણન વિસ્તારપૂર્વક કરવામાં આવ્યું છે, પરંતુ કમનસીબે આ ગ્રંથ આજે ઉપલબ્ધ નથી.

(૨) આનંદજ્ઞાન અથવા તો આનંદગિરિ કૃત 'बृहत् शंकरविजय'—કે જે હાલ ઉપલબ્ધ ગ્રંથોમાં અત્યંત પ્રાચીન છે. આ ગ્રંથનો વિશેષ પરિચય આપણને માધવકૃત 'શંકર દિગ્વિજય'ના ટીકાકર્તા ધનપતિસૂરિ પાસેથી મળે છે—

"एतत् कथाजालं 'बृहच्छंकरविजय' एव श्रीमदानन्दज्ञानाख्यानन्दगिरिणा रचिते द्रष्टव्यमिति दिक्।"

(૩) આનંદગિરિ અથવા અનંતાનંદગિરિ વિરચિત 'शङ्करविजय' કે જે ૭૪ પ્રકરણોમાં વિભક્ત છે અને ઈ. સ. ૧૮૮૧માં જીવાનંદ વિદ્યાસાગર દ્વારા પ્રાપ્ત થયો હતો. આ ગ્રંથમાં આચાર્યનો કામકોટિ પીઠ સાથેનો ઘનિષ્ઠ સંબંધ દર્શાવવામાં આવ્યો છે.

(૪) ચિદ્‌વિલાસયતિ રચિત 'शङ्करविजयविलास' કે જે ગુરુ-શિષ્યના સંવાદરુપે લખાયેલો ગ્રંથ છે. આ ગ્રંથનું સંશોધન સૌ પ્રથમ મદ્રાસમાં થયું હતું. હવે કાશીમા નાગરીલિપિમાં પણ મળી આવે છે.

(૫) રાજચૂડામણિનો 'शङ्कराभ्युदय' કે જેના પ્રારંભના ૭ સર્ગો જ પ્રકાશિત થાય છે.

(૬) માધવરચિત 'शङ्करदिग्विजय' કે જે અન્ય ગ્રંથોની તુલનામાં અત્યંત લોકપ્રિય અને સુપ્રસિદ્ધ છે શંકરના જીવન વિષેની આધારભૂત માહિતી આ ગ્રંથમાંથી પ્રાપ્ત થાય છે. મંડનમિશ્ર તથા ભટ્ટ ભાસ્કર સાથેના શંકરાચાર્યના શાસ્ત્રાર્થના પ્રસંગો નવમ તથા પંચદશ સર્ગોમાં અનુક્રમે વર્ણિત છે. આ બંને સર્ગો અત્યંત રમણીય છે તેમજ માધવનું દર્શન-જ્ઞાન અને કાવ્ય-સિદ્ધાંતોનું નિદર્શન કરાવે છે.

(૭) સદાનંદ વ્યાસ કૃત शङ्करदिग्विजय-सार એ વાસ્તવમાં માધવના ગ્રંથની જ સંક્ષિપ્ત આવૃત્તિ છે.

(૮) મલબાર પ્રાંતમાં આચાર્યના જીવનચરિત્ર વિષે અનેક વાદવિવાદ અને કિંવદન્તિઓ પ્રચલિત છે, જે અન્યત્ર ઉપલબ્ધ વૃત્તાંતોથી અત્યંત ભિન્ન છે. આ કેરલીય પ્રવાહોથી યુક્ત આચાર્યનું જીવનચરિત્ર 'शङ्कराचार्य-

ચરિત' માં પ્રાપ્ત થાય છે અને એના કર્તા ગોવિંદનાથ યતિ મનાય છે.

(૯) શૃંગેરી મઠના પ્રાચીન ગ્રંથાગારમાંથી પ્રાપ્ત થયેલ 'गुरुवंश-काव्य' ના કર્તા કાશી લક્ષ્મણ શાસ્ત્રી મનાય છે. આ ગ્રંથના પ્રથમ ત્રણ સર્ગોમાં જ આચાર્યના જીવનને સંક્ષેપમાં વર્ણી લીધું છે. તદન્તર શૃંગેરી ગુરુપરંપરાનું સાધારણ વર્ણન કરવામાં આવ્યું છે આ ગ્રંથમાં અધિકાંશતઃ માહિતી તો સ્વામી વિદ્યારણ્યના જીવનને સ્પર્શતી છે. આ ગ્રંથ પણ અનેક વિલક્ષણતાઓ અને નવીન બાબતોથી ભરપૂર છે.

(૧૦) આ ગ્રંથો ઉપરાંત માર્કંડેય પુરાણ, સ્કન્દપુરાણ, કૂર્મપુરાણ તથા સૌરપુરાણ આદિ ગ્રંથોમા પણ શંકરાચાર્યના જીવન વિષેની માહિતી મળી આવે છે.

## ૭ શંકરાચાર્યનો સમય

શંકરાચાર્યના સમય અંગે પણ વિદ્વાનોમાં અનેક મતભેદો પ્રવર્તે છે અનેક સંશોધનોને અંતે પણ કોઈ અંતિમ નિર્ણય પર પહોંચી શકાયું નથી. આચાર્યના શિષ્યોએ લખેલા ગ્રંથોમાં પણ આ અંગે કોઇ સ્પષ્ટ નિર્દેશ પ્રાપ્ત થતો નથી. આચાર્યશ્રી રચિત 'शाङ्करभाष्य (शारीरकभाष्य)' ના સૌથી પ્રાચીન ટીકાકાર છે વાચસ્પતિ મિશ્ર અને એમના સમય અંગે કેટલાંક દૃઢ પ્રમાણો મળી આવે છે. એમણે 'भामती' નામક પાંડિત્યપૂર્ણ ટીકા 'शारीरकभाष्य' ઉપર લખી છે. તેમણે 'न्याय-सूची निबन्ध' નામના પોતાના ગ્રંથમાં રચનાકાલ ૮૯૮ સંવત (वस्वङ्क-वसु वत्सरे) લખ્યો છે. વિદ્વાનોનું માનવું છે કે અહીં વિક્રમ સંવતનો નિર્દેશ છે. શંકરાચાર્યના સમયની મર્યાદા પણ આ જ હોવી જોઇએ. આ ઉપરથી વિદ્વાનો એમ માને છે કે આચાર્ય શંકરનો આવિર્ભાવ-કાલ નવમી સદીના મધ્યકાલથી પૂર્વમાં જ હોવો જોઇએ. સમય અંગે વિદ્વાનોના કેટલાક મતો આ પ્રમાણે છે. (૧) કોલબ્રુક પ્રમાણે ઇ. સ. ૮૦૦ થી ઇ. સ. ૯૦૦ (૨) ટેલર-ઇ. સ. ૮૦૦ (૩) હાગસન-ઇ. સ. ૮૦૦ (૪) વિલ્સન ઇ. સ. ૮૦૦-૯૦૦ (૫) મેકેન્ઝી-ઇ. સ. ૫૦૦ (૬) મેક્સમૂલર-કૃષ્ણસ્વામી-તથા પાઠક-ઇ. સ. ૭૮૮ (૭) રામાવતાર શર્મા-૭૦૧ શક સંવતથી ૭૬૫ શક સંવત (૮) તેલંગ તથા તિલક-ઇ સ. ૬૮૮ (૯) રાજેન્દ્રનાથ ઘોષ-ઇ. સ. ૬૮૬ (૧૦) કામકોટિ પરંપરા-ઇ સ. પૂ ૫૨૮ (૧૧) દ્વારિકા મઠ પરંપરા-ઇ. સ. પૂ-૫૦૦ (૧૨) કેરલ પરંપરા ઇ સ -૪૦૦ આ સર્વે મતોમાં

વિશેષ પ્રચલિત મત છે. ઇ. સ. ૭૮૮ થી ૮૨૦. કેટલાંક સંશોધનો ઉપ-રથી બલદેવ ઉપાધ્યાય શંકરાચાર્યને આ મતથી ૧૦૦ વર્ષ પહેલાં મૂકે છે.

## ૮. શંકરાચાર્યનું જીવન

**જન્મ અને બાલ્યકાલ :**

આનંદગિરિ પ્રમાણે તામિલ પ્રાંતના 'ચિદમ્બરમ્' નામના સુપ્રસિદ્ધ તીર્થક્ષેત્રમાં શંકરાચાર્યનો જન્મ થયો હતો જ્યારે અન્ય વિદ્વાનોના મતે શંકરનું જન્મસ્થળ છે કેરળનું કાલડી. તેઓ જન્મે નમ્બૂદરી બ્રાહ્મણ હતા. પિતાનું નામ શિવગુરુ હતું અને માતાનું નામ માધવ મુજબ સતી અને આનંદગિરિ મુજબ વિશિષ્ટા હતું.

"विशिष्टेति च नाम्ना तु प्रसिद्धाभूत् महीतले ।"

ત્રિવિક્રમ ભટ્ટ કૃત 'मणिमञ्जरी' માં શંકરાચાર્ય દરિદ્ર બ્રાહ્મણી વિધવાના પુત્ર હતા એવું જણાવવામાં આવ્યું છે. પરંતુ આ મત સ્વીકાર્ય બન્યો નથી શંકરાચાર્યના જન્મ સાથે જ એક દંતકથા સંકળા-યેલી છે આનંદગિરિનું માનવું છે કે 'ચિદમ્બરમ ના ક્ષેત્રદેવતા ભગવાન મહાદેવના પરમ અનુગ્રહનું જ સુખદ પરિણામ શંકરાચાર્ય છે. પુત્ર પ્રાપ્તિ માટે શિવગુરુએ ભગવાન શિવની ઉગ્ર તપશ્ચર્યા કરી અને સર્વગુણસંપન્ન પુત્રની માગણી કરી. દંતકથા તો એમ કહે છે કે શિવે પ્રસન્ન થઇ એ શરત મૂકી. સર્વગુણસંપન્ન પુત્ર જોઇએ તો તે દીર્ઘાયુ નહીં હોય અને દીર્ઘાયુ જોઈએ તો તે સર્વગુણસંપન્ન નહીં હોય. પિતાએ અલ્પાયુ અને છતાં સર્વગુણસંપન્ન પુત્ર માગ્યો, દીર્ઘાયુ મૂર્ખ તો નહીં જ

શંકરાચાર્યની પ્રતિભા જન્મથી જ વિશિષ્ટ પ્રકારની હતી. શૈશવ-કાળથી જ એમની વિલક્ષણ પ્રતિભાનો પરિચય સૌને થઈ ગયો હતો. ત્રણ વર્ષની ઉંમરે તો એમણે પોતાની માતૃભાષા મલયાલમ શીખી લીધી હતી. પિતાની તો તીવ્ર ઇચ્છા હતી કે શંકરને શીઘ્રાતિશીઘ્ર ઉપનયન સંસ્કાર આપી, સંસ્કૃત ભાષાના અધ્યયનનો લાભ આપવામાં આવે. પરંતુ દૈવદુ-ર્વિપાકથી એમનું અવસાન થયું. માતાએ પોતાના દિવંગત પતિની ઇચ્છા પૂરી કરી. પાંચ વર્ષની ઉંમરે વિધિવત્ ઉપનયન સંસ્કાર કરાવી શંકરા-ચાર્યને વેદાભ્યાસ માટે ગુરુ પાસે મોકલવામાં આવ્યા. પોતાની અલૌકિક પ્રતિભા, સૂક્ષ્મ અર્થગ્રહણ-શક્તિ, ગાઢ અનુશીલન અને વિશુદ્ધ ચરિત્રથી તેમણે ગુરુને પણ પ્રભાવિત કરી દીધા. શંકરાચાર્યના ગુરુકુલ-વાસ દર-

જ્ઞાનની એક દંતકથા વિશે પ્રચલિત છે. એક વખત તેઓ એક દરિદ્ર બ્રાહ્મણી વિધવાને ત્યાં ભિક્ષા માગવા ગયા. તે બ્રાહ્મણી પાસે શંકરાચાર્યને આપવા માટે એક આમળાના ફળ સિવાય બીજું કાંઈ ન હતું. તે આપીને તેણે પોતાના દરિદ્ર જીવનની કરુણ કહાની સંભળાવી. શંકરાચાર્યનું હૃદય સહાનુકંપાથી ભરાઈ ગયું. એમણે તરત જ ભગવતી લક્ષ્મીની સ્તુતિ કરી જેનાથી એ બ્રાહ્મણીનું ઘર સોનાના આમળાથી ભરાઈ ગયું. આમ એ બ્રાહ્મણીનું દુઃખ દારિદ્ર્ય એમણે તરત જ દૂર કર્યું. બે વર્ષમાં તો સકળ શાસ્ત્રોનું અધ્યયન પૂરું કરી શંકરાચાર્ય ઘેર પાછા ફર્યા અને પોતાના શિષ્યોને ભણાવવા લાગ્યા. એમની વિદ્વતા અને અધ્યાપન–કુશલતાની ખબર કેરલનરેશ રાજશેખરના કાન સુધી આવી તેણે શંકરાચાર્યને આદરપૂર્વક બોલાવી લાવવા મંત્રી મોકલ્યો, પરંતુ બાલવૈરાગીને મન માનાપમાન કંઈ વિસાતમાં જ ન હતા આખરે ગુણગ્રાહી રાજા સ્વયં એમના દર્શનાર્થે ત્યાં આવ્યો આ પ્રતિભાસંપન્ન બાળક વિષે એમ કહેવાય છે કે આઠ વર્ષની ઉંમરે ચાર વેદ અને બાર વર્ષની ઉંમરમાં તો સર્વ શાસ્ત્રો ભણી લીધાં, સોળ વર્ષની ઉંમરે ભાષ્યની રચના કરી અને બત્રીસ વર્ષની ઉંમરે તો આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા.

"अष्टावर्षे चतुर्वेदी द्वादशे सर्वशास्त्रवित् ।
षोडशे कृतवान्भाष्यं द्वात्रिंशे मुनिरभ्यगात् ॥"

શંકરાચાર્ય અત્યંત માતૃભક્ત હતા. અનન્ય પુત્ર વાત્સલ્યને કારણે માતા સંન્યાસની હા ભણતી ન હતી. દરમ્યાનમાં જ પૂર્ણા નદીની ચમત્કારિક ઘટના બની. એક વખત માતા સ્નાન કરવા માટે નદી તીરે ગઈ નદીનો ઘાટ ઘરથી દૂર હતો વાર્ધક્યને કારણે આવેલી દુર્બલતા અને અવગાહનની ગરમીને પરિણામે તે રસ્તામાં જ બેહોશ થઈને પડી ગઈ. શંકરાચાર્યનું માતૃ–ભક્ત હૃદય આ આઘાત સહી શક્યુ નહીં રાતભર તેમણે કૃષ્ણની ઉપાસના કરી. અંતે કૃષ્ણએ પૂર્ણાનો પ્રવાહ બદલાવ્યો અને તે ઓટલા પાસેથી જ વહેવા લાગી માતાની ઉત્કટ ઇચ્છા હતી પુત્રને તરત પરણાવી પુત્રવધૂનું મુખ જોવાની. પરંતુ શંકરાચાર્યનું સંન્યસ્ત ચિત્ત કેમે કરી આ વાત માનવા તૈયાર ન હતું. ન તો માતા શંકરાચાર્યને સંન્યાસી બનવા દેવા રાજી હતી ન શંકરાચાર્ય પરણવા રાજી આ દરમ્યાન જ એક મહત્વની ઘટના ઘટી. એક દિવસ માતા–પુત્ર બંને આલવાઈ નદીમાં

સ્નાન કરવા સાથે ગયા. માતા હજુ તો કિનારે ઊભી ઊભી કપડાં બદલાવી રહી હતી, ત્યાં તેણે પુત્રનો કરુણ ચિત્કાર સાંભળ્યો. એક ભયંકર મગર શંકરાચાર્યને પાણીમાં ખેંચી રહ્યો હતો મૃત્યુ સામેનું આ તેનું તુમુલ યુદ્ધ હતું. બાળ શંકરે પાણીમાં રહે રહ્યે જ માતા પાસે સંન્યાસની અનુમતિ માગી. માતાએ અનુમતિ આપી પણ ખરી અને ચમત્કારિક રીતે દૈવી સહાયથી શંકરાચાર્ય એ આફતમાંથી બચી ગયા. આખરે માતાની અંત્યેષ્ટિ વેળાએ પોતે સ્વયં હાજર રહેશે અને પોતાના હાથે જ તે કરશે એવું વચન આપી તેમણે સંન્યાસ માર્ગ અંગીકાર કર્યો

## ૯. શંકરાચાર્યની જ્ઞાન-સાધના

પ્રવ્રજ્યા અંગીકાર કરી શંકરે બ્રહ્મવેત્તા ગુરુની શોધમાં ઉત્તર ભારત તરફ પ્રયાણ કર્યું. પાતંજલ મહાભાષ્યનું અધ્યયન કરતી વખતે શંકરે પોતાના વિદ્યાગુરુ પાસેથી સાંભળ્યું હતુ કે યોગસૂત્રના પ્રણેતા મહાભાષ્યકાર પતંજલિ આ પૃથ્વી ઉપર ગોવિંદ ભગવત્પાદ નામ ધારણ કરીને અવતીર્ણ થયા છે અને નર્મદાતટે કોઈ અજ્ઞાત ગુફામાં અખંડ સમાધિમાં બેઠા છે આ ગોવિંદાચાર્ય પાસે વેદાંતની શિક્ષા મેળવવા માટે શંકર નર્મદાતીરે આવેલા ઓંકારનાથ સુધી આવી પહોંચ્યા અહીં કોઈ એક ગુફામાં ગોવિંદ મુનિ અખંડ સમાધિની સાધના કરી રહ્યા હતા સમાધિ પૂરી થયા પછી શંકરાચાર્યની એમની સાથે મુલાકાત થઇ. શંકરાચાર્યની વિલક્ષણ પ્રતિભાના આવડી નાની વયે જ દર્શન થતાં એ તો આભા જ બની ગયા અને તદન્તર વેદાંતના સિદ્ધાંતો અત્યંત સુગમ રીતે શંકરાચાર્યને સમજાવ્યા. અહીં લગભગ ત્રણ વર્ષ સુધી શંકરાચાર્ય અદ્વૈત તત્ત્વની સાધનામાં જ રત રહ્યા. ઉપનિષદ તથા બ્રહ્મસૂત્રોનુ તલસ્પર્શી અધ્યયન કર્યું. આ દરમ્યાન જ એક વખત સમાધિમા બેઠેલા ગુરુગોવિંદ-પાદના પ્રાણ-રક્ષણની ઘટના પણ ઘટી. પોતાની મંત્રશક્તિના બળે નર્મદાના પ્રચંડ પૂરને એમણે એક ઘડામા સમાવિષ્ટ કરી લીધું. શંકરાચાર્યની આ અમોઘ શક્તિનાં ગુરુને દર્શન થતાં એમણે કાશી જઈ વિશ્વનાથના દર્શન કરવાનું કહ્યું ગુરુની આજ્ઞા શિરોમાન્ય રાખી શંકરાચાર્યે કાશીમાં મણિકર્ણિકાના ઘાટ આગળ વસવાટ કર્યો. અહીં એમણે અદ્વૈત વેદાંતની શિક્ષાનો પ્રારંભ કર્યો..આ સમયે એમની ઉંમર માત્ર બાર વર્ષની હતી. એમનું અસાધારણ પાંડિત્ય જોઈને કાશીની વિદ્વાન મંડળી પણ આશ્ચર્ય-

ઘટિત થઇ ગઇ. તેઓના કાશીમાં નિવાસ દરમ્યાન એક વિચિત્ર ઘટના બની એક વાર માર્ગમાં ચાર કૂતરાઓ સાથે ચાંડાલ મળ્યો તેને માર્ગમાંથી દૂર થવા શંકરાચાર્યે વારંવાર કહ્યુ પણુ ખસવાને સ્થાને તેણે સામો પ્રશ્ન કર્યો કે અદ્વૈતવાદીના મનમાં બ્રાહ્મણ કે ચાંડાલનો ભેદ કેવો. શંકરાચાર્યની આંખ ઉઘડી ગઇ, તેઓએ—

> ब्रह्मैवाहमिदं जगच्च सकलं चिन्मात्रविस्तारितं
> सर्वं चैतदविद्यया त्रिगुणयाशेषं मया कल्पितम् ।
> इत्थं यस्य दृढा मतिः सुखतरे नित्ये परे निर्मले
> चाण्डालोऽस्तु स तु द्विजोऽस्तु गुरुरित्येषा मनीषा मम ॥

એમ કહી પ્રણામ કર્યાં ભગવાન વિશ્વનાથે પ્રગટ થઇને બ્રહ્મસૂત્ર પર ભાષ્ય રચવા આશીર્વાદ આપ્યા. આ સમય દરમ્યાન જ આચાર્યના હૃદયમાં બ્રહ્મસૂત્ર પર ભાષ્ય રચવાની ઇચ્છા પ્રબળ બની ગઇ હતી હવે તેમણે બદરીનાથ જઈ સૂત્રભાષ્ય રચવાનો દઢ સંકલ્પ કર્યો આ પછી સનન્દન તથા અન્ય શિષ્યોની સાથે આ બાળ-સંન્યાસીએ પણુ હિમાલયના સુંદર તીર્થો પ્રતિ પ્રયાણુ આદર્યું. હરદ્વાર ઋષિકેશ થઇને આ ગુરુ-શિષ્યોની મંડળી બદરીનાથ આવી પહોંચી

એક તો હિમાલયની સુંદર ઋતુ અને બીજું આશ્રમનું પવિત્ર વાયુમંડલ – આ બંનેએ મળીને આચાર્યના હૃદયમાં નવીન આધ્યાત્મિક પ્રેરણાઓને જન્મ આપ્યો અહીં રહીને જ આચાર્યે બ્રહ્મસૂત્ર, ભગવદ્‌ગીતા તથા પ્રધાન ઉપનિષદો ઉપર વિશદ ભાષ્યો લખ્યાં શંકરાચાર્યે અહીં લગભગ ચાર વર્ષ સુધી નિવાસ કર્યો બાર વર્ષની ઉંમરે તેઓ અહીં આવ્યા હતા અને ૧૬ વર્ષના થયા ત્યાં સુધીમાં તો ભાષ્ય-ગ્રંથોની રચના કરવાનુ કામ સમાપ્ત કરી લીધુ આચાર્યની સાધનાનુ આ જ પર્યવસાન હતુ વ્યાસગુફામાં ભાષ્યરચનાનુ કાર્ય સમાપ્ત કરી આચાર્ય હિમાલયના અન્ય તીર્થો જેવા કે કેદારનાથ, સ્વર્ગારોહણુ આદિના દર્શનાર્થે ઊપડી ગયા અહીં તીર્થવાસીઓનાં મુખેથી એમણે સાંભળ્યુ કે આ સમયે કુમારિલ ભટ્ટ પ્રયાગમાં ત્રિવેણી તટ પર બિરાજમાન છે આથી એમને મળવા માટે તેઓ પ્રયાગ ગયા વૈદિક ધર્મના ઉદ્ધારક તથા પ્રચારક એવા બે મહાપુરુષોના અલૌકિક મિલનનો આ પ્રસંગ હતો.

શંકરાચાર્યના દિગ્વિજયની કહાની હવે અહીંથી આરંભાય છે.

શંકરની કીર્તિથી કુમારિલ ભટ્ટ પણ અજાણ્યુ ન હતા, પરંતુ હજુ સુધી પ્રત્યક્ષ મુલાકાત થઈ ન હતી. આથી શંકરને સ્વયં સામે ઊભેલા જોઈ કુમારિલના હર્ષનો પાર રહ્યો નહિ. શંકરે પોતાનું ભાષ્ય કુમારિલને બતાવ્યું. શંકરના આ ગ્રંથની અત્યંત ઋજુ કંઠે પ્રશંસા કરતાં તેમણે કહ્યું કે—

अष्टौ सहस्राणि विभान्ति विद्वन् ! सद्वार्तिकानां प्रथमेऽत्र भाष्ये ।
अहं यदि स्यामगृहीतदीक्षो ध्रुवं विधास्ये सुनिबन्धमस्य ॥

शां. दि. ७८-३

'ગ્રંથના આરંભે અધ્યાસભાષ્યમાં આઠ હજાર વાર્તિક સોહાય છે. જો મેં તુષાનલમાં બળી મરવાની પ્રતિજ્ઞા ન લીધી હોત તો અવશ્ય હું સુંદર ગ્રંથની રચના કરત.' બૌદ્ધગુરુ ધર્મપાલનો તિરસ્કાર અને જગતના કર્તા ઈશ્વરના અસ્તિત્વનું ખંડન–આ બંને મહાપાતકના પ્રાયશ્ચિતરૂપે ત્રિવેણીના તટ પર તુષાનલમાં પોતાના દેહને બાળી મૂકવા તત્પર થયેલ કુમારિલને શંકરે વાર્યા, પરંતુ તેઓ પોતાની પ્રતિજ્ઞામાંથી ચલિત થયા નહીં અને અંતે દેહ છોડયો.

શંકર તદન્તર એમના શિષ્ય મંડનમિશ્રને મળ્યા. શંકરે મંડનમિશ્રના ઘરનું સરનામું પનિહારીને પૂછ્યું પનિહારીએ જવાબ આપ્યો—

स्वतःप्रमाणं परतः प्रमाणं, कीराङ्गना यत्र गिरं गिरन्ति ।
द्वारस्थ-नीडान्तर-सन्निरुद्धा, जानीहि तन्मण्डनपण्डितौकः ॥
जगद् ध्रुवं स्यात् जगदध्रुवं स्यात् कीराङ्गना यत्र गिरं गिरन्ति ।
द्वारस्थ-नीडान्तर-सन्निरुद्धा, जानीहि तन्मण्डनपण्डितौकः ॥

शां. दि. ८–६ અને ८

આચાર્ય શંકર આ વર્ણન સાંભળી અત્યંત પ્રભાવિત થયા. મંડનમિશ્રની પત્નીનું નામ હતું ભારતી. મૂળ નામ તો અંબા અથવા ઉંબા હતું, પરંતુ શાસ્ત્રોમાં અતિનિષ્ણાત હોવાથી તેને ભારતી, ઉભય ભારતી અથવા શારદા કહેતા. ભારતીને મધ્યસ્થ રાખી બંનેએ શાસ્ત્રાર્થ કર્યો. જીવ, જગત, બ્રહ્મ, ઈશ્વર સંબંધી અનેક બાબતો પર વાદવિવાદ થયો. અંતે એમાં મંડનમિશ્રનો પરાજય થયો. તદન્તર શંકર અને શારદાનો શાસ્ત્રાર્થ થયો. ગૃહસ્થ સંબંધી પ્રશ્નોના ઉત્તર માટે શંકરે અમરુરૂપે પરકાયા પ્રવેશ કર્યો અને એ વિદ્યા શીખી લઈ ભારતીને પણ પરાભૂત કરી. ત્યાંથી શંકર

દક્ષિણમાં ગયા અને ત્યાં હસ્તામલક નામના શિષ્યની પ્રાપ્તિ થઇ. શૃંગેરી મઠમાં તોટકાચાર્ય એમના શિષ્ય થયા. તદન્તર તેઓએ કેરલયાત્રા આરંભી. મૃત્યુ પામેલી માતાનો અગ્નિસંસ્કાર કર્યો. સમગ્ર ભારતનું પરિભ્રમણ કર્યું અને ભારતવર્ષની ધાર્મિક વ્યવસ્થાને અક્ષુણ્ણ રાખવા માટે પ્રખ્યાત તીર્થસ્થાનોમાં મઠોની સ્થાપના કરી. ભારતના પૂર્વભાગમાં જગન્નાથપુરીમાં ગોવર્ધન મઠ, ઉત્તર ભારતમાં બદરીનારાયણની પાસે જ્યોતિર્મઠ, કાઠિયાવાડમાં દ્વારિકાપુરીમાં શારદા મઠ અને દક્ષિણ ભાગમાં શૃંગેરી મઠ— આ ચાર પ્રસિદ્ધ મઠોની એમણે સ્થાપના કરી. આચાર્યશ્રી નેપાળ પણ જઇ આવ્યા અને અંતે પોતાની કાર્ય-સમાપ્તિનો અનુભવ થતાં તેઓ તિરોધાન થઇ ગયા. તેઓના તિરોધાન થવા અંગે પણ વિવિધ મતો પ્રવર્તે છે. શૃંગેરી પરંપરા અનુસાર તેઓ કૈલાસ ચાલ્યા ગયા. લક્ષ્મણ શાસ્ત્રી, ચિદ્‌વિલાસ યતિ વગેરે આ મતનો સ્વીકાર કરે છે. કામકોટિ પરંપરા શંકરનો દેહ કાંચીમાં પડયો એમ માને છે. કેરળ પરંપરા પ્રમાણે તેઓએ કેરળમાં દેહ છોડયો અને ત્યાં ત્રિચુરમાં એમની સમાધિ નિર્મિત થઈ. આમ એક મહાન આચાર્યે બહુ નાની વયે પોતાનું કાર્ય પૂર્ણ કરી પોતાની જીવનલીલા સંકેલી લીધી.

## ૧૦. શંકરાચાર્યનું કવન

આદિ શંકરાચાર્ય રચિત ગ્રંથોનો નિર્ણય કરવો એ અત્યંત કપરું કામ છે. શંકરાચાર્યના નામે આજે ઉપલબ્ધ ગ્રંથોની સંખ્યા લગભગ ૨૦૦ની આસપાસ થાય છે. પરંતુ અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ બધા ગ્રંથો આદિ શંકરાચાર્ય દ્વારા લખાયેલો છે કે પછી પરવર્તી શંકરાચાર્યો દ્વારા? ગ્રંથોની પુષ્પિકાઓના આધારે પણ આનો નિર્ણય કરવો શક્ય નથી. કારણ કે દરેકે પોતાના મૂલતઃ ગુરુ ગોવિંદપાદનો જ નિર્દેશ કર્યો છે. વળી ગ્રંથોમાં પરસ્પર નિર્દેશોનો પણ નિતાન્ત અભાવ વર્તાઇ આવે છે. આથી ગ્રંથોની અંતરંગ પરીક્ષા એ જ નિર્ણયનું એક માત્ર સાધન ગણી શકાય. અલબત્ત એ પણ પ્રમાણભૂત તો નથી જ.

આદિ શંકરાચાર્ય દ્વારા લખાયેલ ગ્રંથોને આપણે ત્રણ વિભાગોમાં વિભક્ત કરી શકીએ. (૧) ભાષ્ય (૨) સ્તોત્ર તથા (૩) પ્રકરણ ગ્રંથ ભાષ્યગ્રંથોને પણ બે શ્રેણીઓમાં વિભક્ત કરી શકાય. (૧) પ્રસ્થાનત્રયી ઉપરનાં ભાષ્યો (૨) ઇતર ગ્રંથોનાં ભાષ્યો.

## (૧) પ્રસ્થાનત્રયી ભાષ્ય

(૧) બ્રહ્મસૂત્ર ભાષ્ય :—

આ ગ્રંથ આચાર્ય શંકરની અત્યંત સુંદર તથા પ્રૌઢ રચના માનવામાં આવે છે. અત્યંત સરલ, સુબોધ તથા પ્રૌઢ ભાષામાં બ્રહ્મસૂત્રના અર્થોનું પ્રતિપાદન આચાર્યે આ ગ્રંથમાં કર્યું છે. આચાર્યશ્રીની શૈલી પણ અત્યંત પ્રસન્ન, મધુર અને કોમલ છે. વાચસ્પતિ મિશ્ર જેવા પ્રૌઢ દાર્શનિક પણ આ ગ્રંથને 'પ્રસન્ન-ગંભીર' તેમજ 'ગંગાજળ સમાન પવિત્ર' કહીને સંબોધે છે. આ ભાષ્યને શારીરક ભાષ્ય પણ કહે છે. શારીરિક શબ્દનો અર્થ થાય છે શરીરમાં રહેનાર આત્મા. આ સૂત્રોમાં આત્માના સ્વરુપનો વિચાર કરવામાં આવ્યો છે. આથી આ સૂત્રોને શારીરક સૂત્રો અને ભાષ્યને શારીરક ભાષ્ય કહે છે.

(૨) ગીતાભાષ્ય :—

ભગવદ્‌ગીતા પરનું આ સુપ્રસિદ્ધ ભાષ્ય છે. દ્વિતીય અધ્યાયના ૧૧મા શ્લોકથી આનો પ્રારંભ થાય છે. આ ભાષ્યમાં આચાર્ય શંકરે ગીતાની જ્ઞાનપરક વ્યાખ્યા કરી છે. અર્થાત્ એ પ્રતિપાદિત કર્યું છે કે ગીતામાં મોક્ષપ્રાપ્તિ કેવળ તત્ત્વજ્ઞાનથી જ દર્શાવવામાં આવી છે. કેટલાક વિદ્વાનો આ ભાષ્યને આદ્ય શંકરાચાર્યનું માનવામાં શંકા સેવે છે.

(૩) ઉપનિષદ ભાષ્ય :—

આચાર્ય શંકર રચિત ઉપનિષદ ભાષ્યો આ પ્રમાણે છે. (૧) ઈશ (૨) કેન-પદ ભાષ્ય તથા વાક્ય ભાષ્ય (૩) કઠ (૪) પ્રશ્ન (૫) મુણ્ડક (૬) માણ્ડૂક્ય (૭) તૈત્તિરીય (૮) ઐતરેય (૯) છાન્દોગ્ય (૧૦) બૃહદારણ્યક (૧૧) શ્વેતાશ્વતર (૧૨) નૃસિંહતાપિની શંકરાચાર્યના ઉપર્યુક્ત બાર ભાષ્યો અંગે વિદ્વાનો એકમત નથી. ઉપનિષદ ભાષ્યોની શૈલી પણ અત્યંત સરળ અને પ્રસાદમયી છે. પ્રત્યેક ભાષ્યના આરંભમાં ઉપોદ્ઘાતના રૂપમાં અનેક મંતવ્યોનું સુંદર વિશ્લેષણ કર્યું છે. ઘણી જગ્યાએ પ્રાચીન વેદાન્તાચાર્યોના સિદ્ધાંતોને પોતાના મતની પુષ્ટિ માટે ઉદ્ધૃત કર્યા છે તથા ખંડન કરવા માટે પણ કેટલીક જગ્યાએ તેનો નિર્દેશ કર્યો છે. આચાર્યશ્રીના સિદ્ધાંતોને સમજવા માટે આ ભાષ્યોનું અધ્યયન અત્યંત જરૂરી છે.

૨. અન્ય ગ્રંથો ઉપરનાં ભાષ્યો :—

પ્રસ્થાનત્રયી સિવાય અન્યગ્રંથો ઉપર પણ શંકરાચાર્યે ભાષ્યો લખ્યાં છે. એમાંના કેટલાક તો સ્પષ્ટ રીતે જ એમનાં છે, પરંતુ બાકીનાં કેટલાક

અંગે વિદ્વાનોમાં મતભેદ છે. વિદ્વાનોનું એવું માનવું છે કે એ ભાષ્યો પરવર્તી શંકરાચાર્ય દ્વારા લખાયેલાં હોવાં જોઈએ. નીચેની રચનાઓ આદ્ય શંકરાચાર્યની સ્વીકારાઈ છે.

**(૧) विष्णुसहस्रनाम-भाष्य :–**

સુપ્રસિદ્ધ 'વિષ્ણુસહસ્રનામ' પરનું આ ભાષ્ય છે. આમાં પ્રત્યેક નામની યુક્તિપૂર્વકની વ્યાખ્યા છે તથા તેની પુષ્ટિ માટે ઉપનિષદ, પુરાણ આદિ ગ્રંથોમાંથી પ્રમાણ ઉધ્ધૃત કરવામાં આવ્યાં છે,

**(૨) सनत्सुजातीयभाष्य :–**

ધૃતરાષ્ટ્રના મોહને દૂર કરવા માટે સનત્સુજાતીય ઋષિએ જે આધ્યાત્મિક ઉપદેશ આપ્યો હતો તે મહાભારતના ઉદ્યોગ-પર્વ (અધ્યાય ૪૨–૪૬) માં વર્ણિત છે. આને સનત્સુજાતીય પર્વ કહે છે. આ પર્વ ઉપરનું જ આ શંકરાચાર્યે રચેલું ભાષ્ય છે.

**(૩) ललितात्रिशतीभाष्य :–**

ભગવતી લલિતાનાં ૩૦૦ નામો ઉપર વિસ્તૃત પાંડિત્યપૂર્ણ એવું આ ભાષ્ય છે. આચાર્ય લલિતાના ઉપાસક હતા. આ ગ્રંથમાં ઉપનિષદ તથા તન્ત્રોનાં પ્રમાણો ઉદ્ધૃત કરીને નામોની અત્યંત અભિરામ તથા હૃદયંગમ વ્યાખ્યા કરવામાં આવી છે.

**(૪) माण्डूक्य–कारिका–भाष्य :—**

શંકરના પરમ ગુરુ ગૌડપાદાચાર્યે માણ્ડૂક્ય ઉપનિષદ ઉપર કારિકાઓ લખી છે એના ઉપર આ ભાષ્ય છે. કેટલાક વિદ્વાનો આને આચાર્યની રચના હોવા અંગે સંશય સેવે છે. પરંતુ એમના તર્કો વ્યાજબી નથી

નિમ્નલિખિત ભાષ્યો શંકરરચિત હોવા અંગે શંકા છે. (૧) કૌષીતકિ-ઉપનિષદ ભાષ્ય (૨) મૈત્રાયણીય-ઉપનિષદ ભાષ્ય (૩) કૈવલ્ય ઉપનિષદ ભાષ્ય (૪) મહા નારાયણ ઉપનિષદ ભાષ્ય (૫) હસ્તામલકસ્તોત્ર ભાષ્ય (૬) અધ્યાત્મ પટલ ભાષ્ય (૭) ગાયત્રી ભાષ્ય (૮) સન્ધ્યા ભાષ્ય.

નિમ્નલિખિત ટીકાઓ પણ શંકર રચિત હોવાની સંભાવના બહુ ઓછી છે. તેમની રચના શૈલી તથા વિષયનું વૈષમ્ય પણ સ્પષ્ટતયા જણાઈ આવે છે. (૧) અપરોક્ષાનુભવ વ્યાખ્યા (૨) અમરુશતક ટીકા (૩) આનંદલહરી ટીકા (૪) ઉત્તરગીતા ટીકા (૫) પરમહંસ ઉપનિષદ હૃદય (૬) પાતંજલ યોગ સૂત્ર ભાષ્ય-વિવરણ (૭) શિવગીતા ભાષ્ય-વગેરે

(૬) સ્તોત્ર ગ્રંથ :—

આચાર્ય શંકર પરમાર્થત અદ્વૈતવાદી હોવા છતાં વ્યવહાર ભૂમિ પર અનેક દેવતાઓની ઉપાસના તથા સાધનામાં વિશ્વાસ ધરાવતા હતા એમનું હૃદય અત્યંત વિશાળ હતું એમાં સાંપ્રદાયિક ક્ષુદ્રતાને માટે અંશ માત્ર પણ સ્થાન ન હતું આ કારણે જ એમણે શિવ, વિષ્ણુ, ગણેશ, શક્તિ આદિ દેવ-દેવીઓની સુંદર સ્તુતિઓ રચી છે આ સ્તુતિઓનું સાહિત્યિક મૂલ્ય પણ ઓછું આંકી શકાય તેમ નથી શંકરાચાર્યના નામે પ્રસિદ્ધ થયેલાં સ્તોત્રોની નામાવલી નીચે પ્રમાણે છે અનગત્ત સહુ તેમનાં જ નથી.

(૧) ગણેશ સ્તોત્ર — (૧) ગણેશ પંચરત્ન (૬ શ્લોક) (૨) ગણેશ ભુજંગ પ્રયાત (૯ શ્લોક) (૩) ગણેશાષ્ટક (૮ શ્લોક)

(૨) શિવ સ્તોત્ર — (૧) શિવભુજંગપ્રયાત-૪૦ શ્લોક, (૨) શિવાનંદ લહરી-૧૦૦ શ્લોક (૩) આનંદ લહરી-૨૦ શ્લોક

(૩) વિષ્ણુ સ્તોત્ર — (૧) રામભુજંગપ્રયાત-૧૯ શ્લોક (૨) વિષ્ણુ-ભુજંગ પ્રયાત ૧૪ શ્લોક (૩) અચ્યુતાષ્ટક-૮ શ્લોક

(૪) દેવી સ્તોત્ર — (૧) સૌંદર્ય લહરી-૧૦૦ શ્લોક (૨) દેવી ભુજંગ સ્તોત્ર-૨૮ શ્લોક (૩) આનંદ લહરી-૨૦ શ્લોક

(૫) યુગ્મ દેવતા સ્તોત્ર — (૧) અર્ધનારીશ્વર સ્તોત્ર-૯ શ્લોક (૨) ઉમા-મહેશ્વર સ્તોત્ર-૧૩ શ્લોક (૩) લક્ષ્મી-નૃસિંહ પંચરત્ન-૫ શ્લોક

(૬) નદી-તીર્થ વિષયક સ્તોત્ર — (૧) નર્મદાષ્ટક-૮ શ્લોક (૨) ગંગાષ્ટક-૮ શ્લોક (૩) યમુનાષ્ટક-૮ શ્લોક

(૭) સાધારણ સ્તોત્ર —(૧) હનુમાન પંચરત્ન-૬ શ્લોક (૨) પ્રાતઃસ્મરણ સ્તોત્ર-૪ શ્લોક (૩) ગુર્વષ્ટક-૮ શ્લોક

૩. પ્રકરણ ગ્રંથ —

શંકરાચાર્યે સંખ્યાબંધ નાના નાના ગ્રંથો રચ્યા છે જેમાં વેદાન્તના વિષયનું વર્ણન અતિ સુંદર ભાષામાં કરવામાં આવ્યું છે વેદાંત તત્ત્વનું પ્રતિપાદન એમાં કરવામાં આવ્યું હોવાથી 'પ્રકરણ ગ્રંથ' તરીકે ઓળખાવામાં આવે છે શંકરાચાર્યના નામે પ્રસિદ્ધ મુખ્ય-મુખ્ય પ્રકરણ ગ્રંથો આ પ્રમાણે છે

(૧) અદ્વૈતપંચરત્ન–અદ્વૈતના પ્રતિપાદક સમા પાંચ શ્લોક પ્રત્યેક પદના અંતમાં 'शिवोऽहम्' આવે છે. આ પુસ્તકનું નામ આત્મ–પંચક યા અદ્વૈત–પંચક પણ છે.

(૨) અદ્વૈતાનુભૂતિ :— અદ્વૈત તત્ત્વનું ૮૪ અનુષ્ટુપોમાં વર્ણન

(૩) અપરોક્ષાનુભૂતિ :– અપરોક્ષ અનુભવનાં સાધન તથા સ્વરૂપનું ૧૪૪ શ્લોકોમાં માર્મિક વર્ણન.

(૪) આત્મબોધ–૬૮ શ્લોકોમાં આત્માના સ્વરુપનું વિશદ વિવરણ કરવામાં આવ્યું છે.

(૫) ઉપદેશપંચક—પાંચ પદ્યોમાં વેદાન્તના આચરણનો સમ્યક ઉપદેશ.

(૬) ઉપદેશ સાહસ્રી— ગુરુ–શિષ્યના સંવાદ રુપે વેદાન્ત તત્ત્વનું ગદ્યમાં વિશદ વર્ણન કરવામા આવ્યું છે.

આ સિવાય તત્ત્વબોધ, તત્ત્વોપદેશ, નિર્વાણ મંજરી, પ્રબોધ સુધાકર, બ્રહ્માનુચિન્તન, મણિરત્નમાલા, વાક્યસુધા—વગેરે પ્રકરણ–ગ્રંથો પણ જાણીતા છે.

આચાર્ય દ્વારા લખાયેલ બે તંત્રગ્રંથ પણ મળી આવે છે (૧) સૌન્દર્યલહરી :– તંત્રના રહસ્યમય સિદ્ધાંતોનુ પ્રતિપાદન અત્યંત માર્મિક રીતે આમાં કરવામાં આવ્યુ છે. અહી કવિતા તથા તાંત્રિકના બનેનું અપૂર્વ સામંજસ્ય જોવા મળે છે (૨) પ્રપંચસાર :– આ ગ્રંથ તાંત્રિક પરંપરા પ્રમાણે આદિ શંકરાચાર્યની જ રચના માનવામાં આવે છે.

## ૧૧. શંકરાચાર્યના સિદ્ધાંતો

શંકરાચાર્યની સમસ્ત જ્ઞાન–સાધનાનો અંતિમ નિષ્કર્ષ છે અદ્વૈતવાદ. ઉપનિષદ, ગીતા તથા બ્રહ્મસૂત્ર આ પ્રસ્થાનત્રયી પર વિદ્વત્તાપૂર્ણ ભાષ્ય લખવાનું પ્રયોજન આ અદ્વૈત તત્ત્વનુ પ્રતિપાદન કરવાનું જ હતું. અદ્વૈત સિદ્ધાંતનો મૂળમંત્ર આમ નિબદ્ધ કરવામાં આવ્યો છે—

ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ।

(૧) બ્રહ્મ સત્ય છે. (૨) જગત મિથ્યા છે. (૩) જીવ બ્રહ્મ સ્વરૂપ છે. (૪) જીવ બ્રહ્મથી સહેજે ભિન્ન નથી. આ ચાર સિદ્ધાંતો માયા, સત્તા, અધ્યાસ, વિવર્તવાદ વગેરે તત્ત્વોના મૂળમાં જ નિહિત છે.

(૧) આત્મા :

અદ્વૈત વેદાંતનો મૂળમંત્ર છે પરમાર્થ–સત્તારૂપ બ્રહ્મનું અદ્વૈત તથા અનેકાત્મક જગતની માયિકતા. આ તથ્યને હૃદયંગમ કરવા માટે કેટલાંક તત્ત્વોનું અનુશીલન આવશ્યક છે. આમાંનું એક તત્ત્વ છે આત્મ પ્રત્યયની સ્વયં સિદ્ધતા. આ જગત અનુભૂતિ ઉપર રચાયેલું છે અને અનુભવના આધાર પર જ જગતના સમસ્ત વ્યવહારો અવલંબે છે, પરંતુ અનુભૂતિના આ સ્તરમાં આત્માને બાધી શકાતો નથી. તે તો સ્વતઃસિદ્ધરૂપે જ અવસ્થિત છે. આ આત્મા પ્રમાણાદિ સકલ વ્યવહારોનું આશ્રય સ્થાન પણ છે—

"आत्मा तु प्रमाणादिव्यवहाराश्रयत्वात् प्रागेव प्रमाणादिव्यवहारात् सिद्धयति।"

આત્માને જ્ઞાનરૂપ કહ્યો છે અને જ્ઞાતા પણ, વસ્તુતઃ જ્ઞાતા જ્ઞાનથી પૃથક્ નથી, જ્ઞેય પદાર્થનો આવિર્ભાવ થવાથી જ્ઞાન ખુદ જ્ઞાતા સ્વરૂપે પ્રગટ થાય છે. "आत्मा आत्मानं जानाति"। આત્મા આત્માને જાણે છે. અહીં કર્તારૂપ આત્મા અને કર્મરૂપ આત્મા બંને હકીકતમાં એક જ છે. આ વિશાળ વિશ્વમાં દેશ-કાલથી વિભક્ત, ભૂત, વર્તમાન તથા ભવિષ્યમાં થનાર કોઇ વસ્તુ એવી નથી જે આત્માથી પૃથક હોય, કોઇ પદાર્થ એવો નથી કે જે આત્માથી વ્યાપ્ત ન હોય આથી પ્રત્યેક અનુભવમાં આપણે આત્માને જ પ્રાપ્ત કરીએ છીએ. તે જ વિષયરૂપ અને વિષયીરૂપ છે. અનુભવકર્તાના રૂપમાં તે જ વિદ્યમાન છે અને અનુભવના કર્મરૂપે પણ તે જ અવસ્થિત છે. આથી જ શંકરાચાર્ય કહે છે કે આ વિશ્વમાં સર્વત્ર કેવળ એકજ સત્તા વિલસતી જોવા મળે છે.

(૨) બ્રહ્મ :

આ નિર્વિકલ્પક નિરુપાધિક તથા નિર્વિકાર સત્તાનું નામ જ બ્રહ્મ છે. ઉપનિષદોમાં નિર્ગુણ તથા સગુણ બ્રહ્મ–બન્નેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, પરંતુ શંકરાચાર્યના મત પ્રમાણે ઉપનિષદોનો પ્રતિપાદ્ય વિષય નિર્ગુણ બ્રહ્મ છે. આચાર્ય શંકર બ્રહ્મનાં બે લક્ષણો દર્શાવે છે (૧) સ્વરૂપ લક્ષણ (૨) તટસ્થ લક્ષણ, સ્વરૂપ લક્ષણ પદાર્થના સત્ય તાત્ત્વિક રૂપનો પરિચય આપે છે. પરંતુ તટસ્થ લક્ષણ કેટલાક કાલાવસ્થાથી આગન્તુક ગુણોનો નિર્દેશ કરે છે. બ્રહ્મ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ છે.

( આગંતુક ગુણોનો સમાવેશ થવાને લીધે તે તેનું તટસ્થ લક્ષણ છે 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' (તૈતિ. ૨-૧-૧) તથા "विज्ञानमानन्द ब्रह्म।" (બૃહ ૩-૯-૨૮) બ્રહ્મનાં સ્વરૂપ પ્રતિપાદિક લક્ષણો છે આચાર્ય શંકરે સત્યાદિ શબ્દોના અર્થોની માર્મિક અભિવ્યંજના કરી છે અને દર્શાવ્યું છે કે આ શબ્દો બ્રહ્મનાં લક્ષણો છે, વિશેષણો નહી. બ્રહ્મ સચ્ચિદાનંદાત્મક છે અને એ પણ એનુ સ્વરૂપ લક્ષણ છે આ જ બ્રહ્મ માયાવરણને કારણે સગુણ બ્રહ્મનુ સ્વરૂપ ધારણ કરે છે.

(૩) માયા

નિર્વિશેષ, નિર્લક્ષણ બ્રહ્મમાથી સવિશેષ સલક્ષણ જગતની ઉત્પત્તિ કેવી રીતે થઇ? અથવા તો એકમેવ બ્રહ્મમાંથી આ બહુરૂપાત્મક જગત કેવી રીતે સર્જાયુ આના પ્રશ્નનો યથાર્થ ઉત્તર મેળવવા માટે 'માયા'ના સ્વરૂપને જાણવુ આવશ્યક છે માયા પરમેશ્વરની બીજશક્તિ છે આ અવિદ્યાત્મિકા બીજશક્તિ 'અવ્યક્ત' તરીકે ઓળખાય છે માયા પરમેશ્વરને આશ્રિત એવી મહાસુષ્પ્તિરૂપિણી છે જેમાં પોતાના સ્વરૂપને ન જાણનાર સંસારી જીવો શયન કરે છે

अविद्यात्मिका हि बीजशक्तिरव्यक्तशब्दनिर्देश्या परमेश्वराश्रया मायामयी महासुप्तिः यस्यां स्वरूपप्रतिबोधरहिताः शेरते संसारिणो जीवाः ।

—શા ભા ૧-૪-૩

આ માયા ન તો સતરૂપ છે ન અસતરૂપ આ બંનેથી વિલક્ષણ હોવાને કારણે તે 'અનિર્વચનીય' કહેવાય છે

सन्नाप्यसन्नाप्युभयात्मिका नो भिन्नाप्यभिन्नाप्युभयात्मिका नो ।

साङ्गाप्यनङ्गाप्युभयात्मिका नो महाद्भुताऽनिर्वचनीयरूपा॥

માયાની બે શક્તિઓ છે—(૧) આવરણ તથા (૨) વિક્ષેપ આ શક્તિઓને લીધે જ વસ્તુભૂત બ્રહ્મનુ વાસ્તવરૂપ આવૃત્ત થઇ તેમાં અવસ્તુરૂપ જગતની પ્રતીતિ થાય છે લૌકિક ભ્રાંતિઓમાં પણ પ્રત્યેક વિચારશીલ વ્યક્તિને આ બે શક્તિઓનો અનુભવ થાય છે

(૪) ઈશ્વર :

નિર્વિશેષ બ્રહ્મ માયાથી ઘેરાઈ જ્યારે સવિશેષ યા સગુણ ભાવને ધારણ કરે છે ત્યારે તેને ઇશ્વર કહે છે વિશ્વની સૃષ્ટિ, સ્થિતિ તથા લયનું

કારણ આ ઈશ્વર જ છે. શ્રુતિ ઈશ્વરને 'सर्वकामः' કહે છે અર્થાત્ કે જેની સર્વે ઈચ્છાઓ સમાપ્ત થઈ ગઈ છે. તે હવે જો સૃષ્ટિ રચના સાથે ઈશ્વરનું કોઈ આત્મ-પ્રયોજન સાંકળવામાં આવે તો ઈચ્છાની આ પરિસમાપ્તિમાં બાધ ઊભો થાય. આથી જ આ સમગ્ર સૃષ્ટિ-વ્યાપારને પરમાત્માની લીલા માત્ર કહેવાય છે ઈશ્વર જગતનું નિમિત્ત કારણ છે. સાથે સાથે ઉપાદાન કારણ પણ છે. स ईक्षांचक्रे स प्राणमसृजत (પ્રશ્ન. ૬-૩-૪) ઇક્ષાપૂર્વક સૃષ્ટિ વ્યાપારનો કર્તા હોવાને લીધે ઈશ્વર નિમિત્ત કારણ તો છે જ પરંતુ તેના ઉપાદાનત્વ અંગેનાં પ્રમાણો પણ મળી આવે છે. ઉપનિષદોમા ઠેર ઠેર જણાવવામાં આવ્યું છે કે બ્રહ્મને જાણવાથી બધી જ વસ્તુઓ જ્ઞાત થઈ જાય છે. મુંડકોપનિષદ આ બ્રહ્મને 'યોનિ' શબ્દ દ્વારા અભિહિત કરે છે. (कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ।) છે. આથી તેને જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ પણ કહેવામા આવે છે. ઉપાસના માટે પણ આ નિર્વિશેષ બ્રહ્મ સવિશેષ ઈશ્વરનું રૂપ ધારણ કરે છે.

(૫) જીવ :

અંતઃકરણ દ્વારા અવિભક્ત થયેલ ચૈતન્યને જીવ કહે છે. શંકરાચાર્ય શરીર તથા ઇંદ્રિય-સમૂહ ઉપર શાસન કરનાર તથા કર્મફળ ભોગવનાર આત્માને જીવ કહે છે. શંકરાચાર્યના મત પ્રમાણે જીવ ચૈતન્ય સ્વરૂપ છે અને પરબ્રહ્મ તથા આત્મામાં નિતાન્ત એકરૂપતા છે. બ્રહ્મ પોતે જ ઉપાધિના સંપર્કમાં આવીને જીવભાવને કારણે વિદ્યમાન રહે છે. આત્મચૈતન્યને પ્રગટ કરનાર ત્રણ અવસ્થાઓ છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ પરંતુ શુદ્ધ ચૈતન્ય આ ત્રણે અવસ્થાઓના ચૈતન્યથી પર તેમજ અન્નમય પ્રાણમય, વિજ્ઞાનમય, મનોમય અને આનંદમય આ પાંચે કોષોમાં ઉપલબ્ધ ચૈતન્યથી ભિન્ન છે. આ રીતે આત્મા બ્રહ્મની જેમ જ સચ્ચિદાનંદ રૂપ છે. અવિચ્છિન્ન થાય છે ત્યારે આપણે તેને જીવ કહીએ છીએ. જીવની વૃત્તિઓ ઉભયમુખી હોય છે બહાર પણ અને અંદર પણ. જ્યારે તે બહિર્મુખ હોય છે ત્યારે વિષયોને પ્રકાશિત કરે છે અને જ્યારે તે અંતર્મુખ હોય છે ત્યારે અહંજ્યોતિ પ્રગટ કરે છે.

(૬) જગત :

શંકરાચાર્યના મત પ્રમાણે આ જગત કોઈ ચેતન પદાર્થમાંથી આવિર્ભૂત થયું છે. અચેતન વસ્તુ આ જગતને ઉત્પન્ન કરવામાં નિતાન્ત

અસમર્થ છે ઉપનિષદ તો વારંવાર કહે છે-"सर्वं खल्विदं ब्रह्म" આ બધું બ્રહ્મ છે. બ્રહ્મ સિવાય બીજી કોઇ સત્તા વિદ્યમાન નથી.સાખ્યમાં પ્રકૃતિની કલ્પના કેવળ અનુમાનના આધારે કરવામાં આવી છે. આથી તો બાદરાયણે પોતાના બ્રહ્મસૂત્રોમાં બધે જ પ્રકૃતિ માટે 'आनुमानिक' શબ્દ પ્રયોજ્યો છે. સારાંશ એ જ કે આ જગત ન તો અચેતન પ્રકૃતિનું પરિણામ છે ન અચેતન પરમાણુઓના પરસ્પર સંયોગથી તે ઉત્પન્ન થાય છે એની ઉત્પત્તિ બ્રહ્મમાં જ થાય છે. માયા વિશિષ્ટ બ્રહ્મ ઈશ્વર કહેવાય છે. એ જ ઈશ્વર જગતની ઉત્પત્તિમાં ઉપાદાન કારણ છે અને નિમિત્ત પણ. જગતની સૃષ્ટિમાં ઇશ્વરની સ્થિતિ એક ઐન્દ્રજાલિક જેવી છે. જેવી રીતે ઐન્દ્રજાલિક પોતાની માયા-શક્તિ દ્વારા વિચિત્ર સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, તેવી જ રીતે ઈશ્વર પણ માયા-શક્તિના બળે આ જગતનું સર્જન કરે છે જેવી રીતે બીજમાં અંકુર પહેલેથી જ વિદ્યમાન રહે છે, તેવી જ રીતે આ જગત પણ નિર્વિકલ્પક રૂપે ઈશ્વરમાં જ વિદ્યમાન છે. માયા વડે દેશ-કાલ આદિ વિચિત્ર કલ્પનાઓ વડે યુક્ત થઈને આ જગત મૂર્તરૂપ ધારણ કરે છે.

(૭) સત્તા :

જગતના ઉપરોક્ત સ્વરૂપને જાણી લીધા પછી તેની સત્તાનો પ્રશ્ન પણ આપો આપ હલ થઇ જાય છે. વેદાન્ત ત્રણ પ્રકારની સત્તાઓ માને છે. (૧) પ્રાતિભાસિક (૨) વ્યાવહારિક અને (૩) પારમાર્થિક.

(૧) પ્રાતિભાસિક સત્તા જે પ્રતીતિકાલમાં સત્ય ભાસિત થાય પરંતુ ઉત્તરકાલમાં જ્ઞાન દ્વારા બાધિત થઇ જાય તેને પ્રાતિભાસિક સત્તા કહે છે. દા. ત રજ્જુમાં સર્પની ભાવના અથવા શુક્તિમાં ચાંદીની ભાવના.

(૨) વ્યાવહારિક સત્તા-આ સત્તા જગતના સમસ્ત વ્યવહાર-ગોચર પદાર્થોમાં રહે છે પદાર્થોમાં પાંચ ધર્મ જોવા મળે છે—

अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपञ्चकम् ।
आद्यत्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम् ॥

—दृग्दृश्यविवेक, श्लोक २०

અસ્તિ, ભાતિ, પ્રિય, રૂપ તથા નામ સંસારના પ્રત્યેક પદાર્થમાં વિદ્યમાન છે આમાંથી પ્રથમ ત્રણ બ્રહ્મનાં રૂપો છે જ્યારે અંતિમ બે જગતના પરમ બ્રહ્મ જગતના પદાર્થોમાં સંલગ્ન થઈ રહે છે તે સચ્ચિદાનંદ

રૂપ છે. આ ત્રણે રૂપોની સત્તા જગતના પદાર્થોમાં વિદ્યમાન છે પદાર્થોની પોતાની વિશિષ્ટતા કેવળ બે જ છે નામ અને રૂપ, પદાર્થોનાં કોઈને કોઈ નામ અને રૂપ તો હોય જ છે. વસ્તુઓની સત્તા માનવી એ વ્યવહારને માટે અનિવાર્ય છે. તફાવત માત્ર એટલો જ છે કે આત્મસાક્ષાત્કાર થયા પછી અનુભવ બાધિત થાય છે. આમ જગતને આપણે ઐકાન્તિક સત્ય નથી માનતા, વ્યવહાર કાલમાં જ જગત સત્ય છે. આથી જગતના વિકારાત્મક પદાર્થોની સત્તા વ્યાવહારિક છે.

(૩) પારમાર્થિક સત્તા–પારમાર્થિક સત્તા ત્રણે કાળમાં અબાધિત રહે છે. આથી તે ઐકાંતિક સત્ય છે. આને ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળમાં એકરૂપ રહેનાર બ્રહ્મની સત્તા કહે છે. જ્યારે બ્રહ્મજ્ઞાનીની દૃષ્ટિએ જગતને આપણે જોઈએ છીએ ત્યારે તે અસત્ જણાય છે.

(૮) અધ્યાસ :

અધ્યાસની ઓળખ શંકરાચાર્ય આ રીતે આપે છે '**अध्यासो नाम अतस्मिन् तद्‌बुद्धिः।**" તત્‌પદાર્થમાં તદ્‌ભિન્ન પદાર્થનો આરોપ કરવો તેનું નામ અધ્યાસ એટલે કે વસ્તુમાં તેનાથી ભિન્ન વસ્તુના ધર્મોનો આરોપ કરવો. આત્માના વિષયમાં અધ્યાસની સંભાવના પ્રાય. જણાતી નથી. અધ્યાસ તો એક વિષય ઉપર અન્ય વિષયના ગુણોનો આરોપ કરવો તે છે. પરંતુ આત્મા તો વિષય નથી, વિષયી છે આ અવસ્થામાં વિષયી આત્મા ઉપર વિષયના ધર્મોનો આરોપ કેવી રીતે થઈ શકે? શંકરાચાર્ય આનો જવાબ આપે છે કે આત્મા ક્વચિત વિષય પણ હોય છે જ્યારે આપણે એવો અનુભવ કરીએ છીએ કે 'હુ છુ', 'હુ જાગું છું" ત્યારે આવા પ્રકારના જ્ઞાનનો વિષય આત્મા જ હોય છે. વળી એવો કોઈ નિયમ નથી કે પ્રત્યક્ષ વિષયમાં જ વિષયાન્તરનો આરોપ કરવામાં આવે. આકાશ અપ્રત્યક્ષ છે પરંતુ આ આકાશ પર તળિયું આલકગણ મલિનતા આદિ ધર્મોનો આરોપ કરે છે તેવી જ રીતે આત્મા અપ્રત્યક્ષ હોવા છતાં તેના પર શરીરાદિના ધર્મોનો આરોપ કરવો અસ્વાભાવિક નથી. આ અધ્યાસ એ અનાદિ છે, અનંત છે. નૈસર્ગિક છે, મિથ્યા જ્ઞાનરૂપ છે, કર્તૃત્વ અને ભોક્તૃત્વનો પ્રવર્તક દરેકને માટે પ્રત્યક્ષ છે. જગતના સમસ્ત પ્રમાણ અને પ્રમેય વ્યવહારની મૂલભિત્તિ આ અધ્યાસ જ છે. આ અધ્યાસને દૂર કરવાનો એકમાત્ર ઉપાય આત્મસ્વરૂપનું જ્ઞાન છે.

(૯) વિવર્તવાદ :

આપણે આગળ જોઈ ગયા કે આ જગતનો ઉદય બ્રહ્મમાંથી થયો છે. તે જ તેનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે બ્રહ્મ કારણ છે અને જગત તેનું કાર્ય છે કાર્ય કારણના વિષયમાં દાર્શનિકોમાં વિવિધ મતભેદો છે વેદાન્ત પ્રમાણે એકમાત્ર કારણરૂપ બ્રહ્મ એ જ અવિનાશી નિર્વિકાર તથા સત્પદાર્થ છે તેના વડે ઉત્પન્ન થનાર આ જગત મિથ્યા છે. કલ્પના મૂલક છે કેવળ કારણ એ જ એક માત્ર સત્ય છે. કાર્ય મિથ્યા યા અનિર્વચનીય છે જગત માયાનુ તો પરિણામ છે પરંતુ બ્રહ્મનો વિવર્ત છે આ બન્ને શબ્દોનો માર્મિક ભેદ વેદાન્તસારમાં આ પ્રમાણે દર્શાવવામાં આવ્યો છે

स तत्त्वतोऽन्यथाप्रथा विकार इत्युदीरित ।
अतत्त्वतोऽन्यथाप्रथा विवर्त इत्युदीरित ॥

તાત્ત્વિક પરિવર્તનને વિકાર તથા અતાત્ત્વિક પરિવર્તનને વિવર્ત કહે છે. દહીં, દૂધનો વિકાર છે. પરંતુ સર્પ, રજ્જુનો વિવર્ત છે કેમકે દૂધ અને દહીં–બન્નેની સત્તા એક પ્રકારની છે. જ્યારે સર્પની સત્તા કાલ્પનિક છે, પરંતુ રજ્જુની સત્તા વાસ્તવિક છે !

(૧૦) આચાર-મીમાંસા :

ભિન્ન ભિન્ન દષ્ટિકોણોથી દાર્શનિકોએ કેવળ કર્મ, કર્મ–જ્ઞાન સમુચ્ચય તથા કેવળ જ્ઞાન ને સાધન માર્ગ કહ્યો છે શંકરાચાર્યે પોતાના ભાષ્યમાં પ્રથમ બંને માર્ગોનું યુક્તિપૂર્વક ખંડન કરીને તૃતીય માર્ગને પ્રમાણભૂત કહ્યો છે એમનુ માનવુ છે કે સ્વતંત્ર અને ભિન્ન ભિન્ન ફળોના ઉદ્દેશ્યથી પ્રવૃત્ત થતી બે નિષ્ઠા છે —કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠા આ બન્નેની પૃથક્તા અત્યંત સ્પષ્ટ છે માનવ જીવનના મુખ્ય બે હેતુઓ છે. (૧) દુઃખની આત્યંતિક નિવૃત્તિ અને (૨) પરબ્રહ્મની પ્રાપ્તિ તે માટે ન તો કર્મ યા ન જ્ઞાન-કર્મસમુચ્ચય સહાયભૂત બની શકે છે, પ્રત્યુત એક માત્ર જ્ઞાન જ આ માટે ઉપયોગી છે કર્મથી વાસના ઉત્પન્ન થાય છે, અને વાસના વડે આ સંસાર ઉત્પન્ન થાય છે. વાસનાને કારણે જ જીવ આવાગમન કરે છે આથી સંસારને નષ્ટ કરવા માટે કર્મનો વિનાશ કરવો અત્યંત આવશ્યક છે કર્મ ત્રણ પ્રકારનાં છે (૧) સંચિત (૨) ક્રિયમાણ

(૩) પ્રારબ્ધ. આમાં સંચિત અને ક્રિયમાણ કર્મ તો જ્ઞાન દ્વારા નષ્ટ થઇ શકે છે, પરંતુ પ્રારબ્ધ કર્મ તો ભોગ વડે જ ક્ષીણ થાય છે. " प्रारब्धकर्मणां भोगादेव क्षयः ।" આ રીતે કર્મનો ક્ષય કર્મયોગ ધ્યાન, સત્સંગ, જપ, વગેરેના અનુષ્ઠાનથી થાય છે. ફલેચ્છા રહિત અર્થાત્ નિષ્કામ કર્મનું અનુષ્ઠાન પુણ્ય–પાપ આદિ કર્મોનો નાશ કરે છે અને એના કારણભૂત સ્થૂલ તેમ જ સૂક્ષ્મ શરીર વિલય પામે છે. કર્મના આ વિવેચન ઉપરથી આપણે એ નિષ્કર્ષ પર પહોંચ્યા કે મુમુક્ષુના અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ વ્યર્થ નથી પણ તે નિતાન્ત ઉપાદેય છે. મુક્તિનું વાસ્તવિક સાધન 'જ્ઞાન' છે. "ऋते ज्ञानान्न मुक्तिः ।" જ્ઞાન વિના મુક્તિ મળતી નથી.

આમ ભારતીય દર્શનશાસ્ત્રના ઈતિહાસમાં મહત્ત્વનું સ્થાન ધરાવનાર શંકરાચાર્યના કેવલાદ્વૈતવાદ ( Absolute monism ) ના સિદ્ધાન્તોના સ્વલ્પ પરિચય આપી શાય. બાકી શંકરાચાર્યના સંપૂર્ણ સિદ્ધાન્તોનું સાંગોપાંગ વિવેચન તો ગ્રંથોથી પણ કરી શકાય કે કેમ એતો એક પ્રશ્નાર્થ છે. વળી એવા ગ્રંથો રચતા જતાં કહો કે હવામાં કિલ્લાઓ બાંધવા જતાં ગ્રંથભાર વધે અને ગ્રંથીઓ પણ ખરી ! एवं विमृश्य सुधीयो विरमन्ति शब्दात् ।

## ૧૨. શંકરાચાર્યની શૈલી

ભારતીય સંસ્કૃત વાઙ્મયમાં ભાષ્ય અને તેની પરંપરા પ્રાચીનકાળથી પ્રચલિત થઈ પ્રૌઢતા તને પ્રસિદ્ધિને પામી છે. વૈદિક સાહિત્યમાં બ્રાહ્મણગ્રંથોને સંહિતાઓના સરળ ભાષ્ય રૂપે સ્વીકારવામાં કોઈ આપત્તિ નથી. નિરુક્તમાં તો મંત્રને આધારરૂપે સ્વીકારી તેનો શબ્દાર્થ આપી વિવેચન પ્રસ્તુત કરવાની પદ્ધતિમાં ભાષ્યનું સ્પષ્ટ દર્શન થાય છે. સૂત્ર ઉપરના ભાષ્ય તરીકે પ્રથમ અને પ્રથમ કક્ષાનું કહી શકાય તેવુ ભાષ્ય છે પાણિનિના સૂત્રો પરનું પતંજલિનું. તેના બૃહત્ વિસ્તાર અને અભૂતપૂર્વ ગુણોને કારણે તેને સાર્થક એવું મહાભાષ્ય નામ અપાયું છે. વ્યાકરણના ક્ષેત્રે પ્રાપ્ત થતાં કોઈ પણ ગ્રંથ કરતાં ગુણોની દૃષ્ટિએ પણ પતંજલિનું સર્જન મહાભાષ્ય જ છે. શંકરાચાર્યની પૂર્વે ભાષ્ય તરીકે પૂર્વ–મીમાંસાના સૂત્રો પરનું શબરસ્વામીનું ભાષ્ય ઉપલબ્ધ હતું. તેને એક આદર્શ રૂપે શંકરાચાર્યે સ્વીકારેલ હોવા છતાં શાંકરભાષ્ય શૈલી અને વિષયની દૃષ્ટિએ અદ્વિતીય કલાકૃતિનું સ્થાન ધરાવે છે

ભારતમાં સૂત્રસાહિત્યનો આવિર્ભાવ અત્યંત પ્રાચીનકાળથી અનેક હેતુઓને લીધે થયો હતો[1] આ સૂત્રને માટે મનાતું કે—

सूत्रेष्वेव हि तत्सर्वं यद्वृत्तौ यच्च वार्तिके ।
सूत्रं योनिरिहार्थानां सर्वं सूत्रे प्रतिष्ठितम् ।

જે વૃત્તિમાં હોય કે જે વાર્તિકમાં હોય તે સઘળું સૂત્રમાં જ હોય છે. અહીં સર્વ અર્થોનું મૂળ સૂત્ર જ છે, કારણ સૂત્રમાં જ સઘળું રહેલું હોય છે, સૂત્રમાં જ પ્રતિષ્ઠિત હોય છે. જ્યારે આ સૂત્રના શબ્દોને અનુસરીને સૂત્રના અર્થોનું વર્ણન કરવામાં આવે ત્યારે તે ભાષ્ય બની જાય એવું સ્વીકારવામા આવ્યું છે. ભાષ્યની વ્યાખ્યા જ છે—

सूत्रार्थो वर्ण्यते येन शब्दैः सूत्रानुसारिभिः ।
स्वपदानि च वर्ण्यन्ते भाष्यं भाष्यविदो विदुः ॥

આમ સૂત્રના શબ્દોનું સર્વતોમુખી વિવેચન, તે દ્વારા સૂત્રના સિદ્ધાન્તોનો ઘટસ્ફોટ, પરપક્ષના નિરાકરણપૂર્વક સ્વપક્ષનું સ્થાપન, તર્કપુરઃસર દલીલો અને પોતાનો મત સૂત્રકારને ઇષ્ટ છે તેવું દર્શાવવાનો આગ્રહ આ સઘળું પરંપરાથી ભાષ્યનું અવિભાજ્ય અંગ બની ગયેલ છે. ભાષ્ય દરમ્યાન સૂત્રનો અર્થ નિશ્ચિત કરવા માટે પરંપરાએ ઉપક્રમ, ઉપસંહાર અભ્યાસ, અપૂર્વતા, ફલ અર્થવાદ અને ઉપપત્તિને હેતુ તરીકે સ્વીકાર્યાં છે.

उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वता फलम् ।
अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्यनिर्णये ॥

ગ્રંથમાં સૂત્રો અનેક હોય તેને વિષયાનુસાર વિભક્ત કરવામાં આવે છે. આવા વિભાગને અધિકરણ કહેવાય. તેમાં પૂર્વપક્ષ ઉત્તરપક્ષ અને અંતે સ્વમત સ્થાપન કરવામા આવે છે. વૈયાસિક ન્યાયમાલાના કર્તા ભારતીતીર્થ મુજબ અધિકરણનાં પાચ અવયવો હોય છે—

विषयो विशयश्चैव पूर्वपक्षस्तथोत्तरम् ।
प्रयोजनं च पंचैतत्प्राञ्चोऽधिकरणं विदुः ॥

---

૧. 'સૂત્ર'ની ચર્ચા માટે જુઓ ટિપ્પણ પૃ. ૭૦–૭૧માધવ બ્ર.સૂ. ૧-૧ ૧ મુજબ સૂત્ર : દોરી અનેક અર્થને સૂચવનાર હોવાથી बह्वर्थसूचनात् એમ ભામતી (૧–૧–૧) સ્વીકારે છે. સૂત્ર શબ્દને સર Latin sutura, English suture.

આમ સૂત્ર પરના ભાષ્યનું સ્વરૂપ સામાન્ય રીતે કેવા પ્રકારનું હોઈ શકે તે માટે પરંપરાએ પથપ્રદર્શનનું કાર્ય કરેલું છે. શંકરાચાર્ય પૂર્વે સૂત્રના ભાષ્ય તરીકે પૂર્વમીમાંસાનું શાબરભાષ્ય પ્રસિદ્ધ હતું. તેની કેટલીક પરિપાટીને વિના સંકોચે શંકરાચાર્યે સ્વીકારી છે. જેમકે નનુ ના પ્રયોગથી પૂર્વપક્ષનો આરંભ, इति चेत् થી પૂર્વપક્ષની શંકા, ક્રિયાપદને સ્થાને વાક્યમાં પંચમ્યંત શબ્દનો પ્રયોગ (ઉદા. आक्रियार्थत्वात् पश्वादिभि- श्चाविशेषात् વગેરે) ઉત્તર આપતી વખતે उच्यते, तत्र यद्‌तावः વગેરે શબ્દોનો પ્રયોગ.

શંકરાચાર્યમાં ભાષ્ય દૃષ્ટિએ શાબરસ્વામીની પરિપાટીનો અનુનાદ હોવા છતાં તેઓની શૈલી અનેક કારણોથી મહાનુભાવોના માનનું ભાજન અને આકર્ષણનું એકમાત્ર અદ્દભુત અને અભૂતપૂર્વ અંગ બની છે. તેઓ પૂર્વપક્ષની રજૂઆત ટૂંકમાં પણ સચોટ રીતે કરે છે. પૂર્વપક્ષીની વિકૃત કે અપૂરતી રજૂઆત કરી તેનું ખંડન કરી તેઓ આત્મતૃપ્તિના ઉદ્દગારો ક્યારેય કાઢતાં નથી. આ પદ્ધતિ પાછળના બૌદ્ધ કે જૈન (દા.ત હેમચંદ્ર) આચાર્યોમાં પ્રચલિત થયેલી જોવા મળે છે. કેટલીકવાર તો વાચકને શંકરાચાર્ય દ્વારા થયેલ પૂર્વપક્ષની રજૂઆતથી પૂર્વપક્ષી સાચો છે એવી ભ્રાંતિ પણ થઈ જાય છે. પણ તે સચોટ તર્કપુરઃસર દલીલોની હારમાળા સિદ્ધાન્તપક્ષની રજૂઆતમાં વાંચે છે ત્યારે પૂર્વપક્ષી કેટલો માટીપગો છે તેની તેને પ્રતીતિ થાય છે. તેમની શૈલી વિરોધીઓના ખંડન વખતે પરાકાષ્ઠાએ પહોંચે છે. છતાં તેમા વિરોધી માટે નીમ્નસ્તરના શબ્દ પ્રયોગો નથી. આ વસ્તુ શંકરાચાર્યની સંપૂર્ણ સ્વસ્થતાની દ્યોતક છે.

શંકરાચાર્ય ઉચ્ચ કોટિના તાર્કિક છે અને ગાંભીર્ય એ તેઓની પ્રતિભાનું અવિભાજ્ય અંગ છે. વિચારોની વિશદતા અને પ્રતિપાદનના સૌષ્ઠવને કારણે ભામતીકારે ભાષ્યને પ્રસન્ન અને ગંભીર કહેલ છે. તેમની શૈલીમાં કાલિદાસની પ્રસન્નતા, ભારવિનું અર્થગૌરવ, શ્રીહર્ષનું પાંડિત્ય અને દંડીના પદલાલિત્યનો સુભગ સમન્વય સધાયો છે. તેઓ મિતાક્ષરી ભરી પંક્તિમાં અર્થના ખજાનાઓને ભરી દેતા હોય છે. એક જ ઉદાહરણ પર્યાપ્ત થશે–अध्यासो नाम अतस्मिंस्तद्‌ बुद्धिः । જો અલંકારશાસ્ત્રના શબ્દ પ્રયોગોને વિવેચનમાં મદદરૂપે લઈએ તો કહી શકાય કે શંકરાચાર્યના આવાં વાક્યો તો પર્યાય–પરિવૃત્તિ–અસહ છે. અહીં તમે શબ્દનો પર્યાય

પણ મૂકવા જશો તો તેના અર્થસૌંદર્યને ક્હોને કે અર્થ અને સૌંદર્ય બન્નેથી હાથ ધોઈ નાંખશો. કવિકુલગુરુ કાલિદાસના અભિજ્ઞાનશાકુન્તલની માફક શાંકરભાષ્યમાં પણ પ્રત્યેક વિષય અને વાક્યની અનિવાર્યતા આપણે સ્વીકારવી રહી.

શંકરાચાર્યના ભાષ્યને પ્રસન્ન અને ગંભીર કહેવામાં આવે છે. તેઓની વાણીના માધુર્ય માટે તો અનેક પ્રશંસાનાં પુષ્પો વેરવામાં આવ્યાં છે. દા. ત,

विक्रीता मधुना निजा मधुरता दत्ता मुदा द्राक्षया
क्षीरैः पात्रधियाऽर्पिता युधि जिताल्लब्धा बलादिक्षुतः ।
न्यस्ता चोरभयेन हन्त सुधया यस्मादतस्तद्गिरां
माधुर्यस्य समृद्धिरद्भुततरा नान्यत्र सा वीक्ष्यते ॥

—શ્રી માધવાચાર્ય, શંકરદિગ્વિજય, ૪ ૬૧

મધે પોતાની મધુરતા (શંકરાચાર્યની વાણીને) વેચી દીધી, દ્રાક્ષે આનંદથી ભેટ આપી, દૂધે પોતાની મધુરતા તેને પાત્ર માનીને આપી, યુદ્ધમાં જીતાયેલ શેરડી પાસેથી તેણે બળથી લઈ લીધી, અને ચોરના ડરથી અમૃતે પોતાની મધુરતા તેમની વાણીમાં થાપણરૂપે મૂકી એટલા માટે તેમની વાણીમાં અત્યંત અદ્ભુત માધુર્યની સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે જે અન્યત્ર દૃષ્ટિગોચર થતી નથી.

ઉચ્ચ સિદ્ધાન્તોનું પ્રતિપાદન અને તે પણ સરળતમ શબ્દાવલિમાં એ શંકરાચાર્યની શૈલીનું વિશિષ્ટ આકર્ષણ છે જેમ કે— (૧) पुत्रभार्यादिषु विकलेषु सकलेषु वा अहमेव विकलः सकलो वेति वाह्यधर्मानात्मन्यध्यस्यति, तथा देह धर्मान् स्थूलोऽहं, कृशोऽहं, गौरोऽहं, तिष्ठामि, गच्छामि, लङ्घयामि चेति । (२) सर्वस्यात्मत्वाच्च ब्रह्मास्तित्वप्रसिद्धिः । सर्वो ह्यात्मास्तित्वं प्रत्येति न नाहमस्मीति । यदि हि नात्मास्तित्वप्रसिद्धिः स्यात् सर्वो लोको नाहमस्मीति प्रतीयात् । आत्मा च ब्रह्म, અહીં યાદ આવે છે કે The highest truth of the world is always expressed in simplest language.

ક્વચિત્ શંકરાચાર્યના પ્રયોગો કોઈ સાહિત્યકૃતિના વાચનના રસાસ્વાદને પૂરા પાડે તેવા હોય છે જેમ કે– (૧) यथा दण्डो·

यतकरं पुरुषमभिमुखमुपलभ्य मां हन्तुमयमिच्छतीति पलायितुमारभन्ते, हरिततृणपूर्णपाणिमुपलभ्य तं प्रत्यभिमुखीभवन्ति... વગેરે. (૨) किमु वक्तव्यमनेकशाखाभेदभिन्नस्य देवतिर्यङ्मनुष्यवर्णाश्रमादिप्रविभागहेतोर्ऋग्वेदाद्यस्य सर्वज्ञानाकारस्याप्रयत्नेनैव लीलान्यायेन पुरुषनिश्वासवदस्मान्महतो भूताद्योने संभवः... વગેરે. અહીં નથી લાગતુ કે બાણુ જેવી પ્રતિભાસંપન્ન કવનનું આ કવન છે?

શબ્દ સમૃદ્ધિ અને શબ્દ સંયમ જેવા વિરોધાભાસી ગુણોનો એક પટે આવિષ્કાર શંકરાચાર્યની શૈલીમાં થયો છે. તેઓની શબ્દ સમૃદ્ધિ અજોડ છે સિદ્ધાન્ત માટે તે सिद्धान्त, राद्धान्तः, कृतान्तः, अभ्युपगमः વગેરે અનેક શબ્દો યોજે છે. તમારો મત ખોટો છે તે માટેના તેઓએ આપેલ અનેક પ્રયોગમાંથી કેટલાક જોઈએ नैतत्साधूच्यते । नैव दोषान्निर्मोक्षोऽस्ति । तथापि दोषोऽनुपज्यतैव । प्रसज्यत एवायमनन्तरोऽपि दोषः । तस्मादनुपपन्नोऽयम् ..। सर्वथापि नोपपद्यते । આમ શબ્દસમૃદ્ધિને વ્યક્ત કરતા શંકરાચાર્ય અનેક સ્થળે શબ્દસંયમ પણ જાળવે છે અર્થાત્ વર્ણનાર્થે અનેક શબ્દો ઉપલબ્ધ હોવા છતાં જે સંદર્ભમાં ઉપયુક્ત અને અનિવાર્ય હોય તેનો જ તેઓ પ્રયોગ કરશે લાઘવ કે જે કલાનો આત્મા છે તેને દર્શાવવા તેઓ અનેક ન્યાયનો પણ પ્રયોગ કરે છે જેમકે लीलान्याय, कुण्डबदरन्याय, अंधपरंपरान्याय, अंधपङ्गुन्याय, तंतुपटन्याय, स्थूणानिखननन्याय, बीजांकुरन्याय, प्रवाहनित्यतान्याय, सिकताकूपखनन न्याय વગેરે. આ વિવિધ ન્યાયના પ્રયોગોએ વિષયના વિશદીકરણમાં લાઘવ બક્ષ્યું છે આપણે પણ જાણીએ છીએ કે વિશદીકરણની પ્રક્રિયા પણ જેટલી મિતાક્ષરી તેટલી જ રૂડી.

શંકરાચાર્યના ભાષ્યની પ્રસન્નતા અને ગંભીરતાની નોંધ લેનારથી તેમાં ક્વચિત્ પ્રાપ્ત થતા હાસ્યરસની ઉપેક્ષા કરી શકાય નહિ તેઓની શૈલીમાં 'હળવું હાસ્ય' દૃષ્ટિગોચર થાય છે. જેમ કે इत्यभ्युपगमे किं तव च्छिन्नम् ?, बाढमेवं ब्रवीषि निरङ्कुशत्वात्ते तुण्डस्य ।, सूत्रकारोऽपि भवताम् વગેરે

કાલિદાસને જેમ ઉપમા સહજ અને સિદ્ધહસ્ત છે તેમ શંકરાચાર્યને દૃષ્ટાંતો. કાલિદાસની ઉપમા માફક શંકરાચાર્યના દૃષ્ટાંતમાંય સૂક્ષ્મ સૂચનો

કે અભૂતપૂર્વ ઔચિત્યના દર્શન થાય છે બે પદાર્થો વચ્ચે ભિન્નતા દર્શાવવા એક સ્થળે તે કહે છે शशमहिषवत् સસલુ અને ભેસની આકૃતિ-રૂપ, રગ, આકર્ષણ, વજન ગતિ, શીગ, નેત્ર, સૌદર્ય ઉપયોગીતા ઇત્યાદિ પ્રત્યેક બાબતમા આ બન્નેમા કેવી ભિન્નતા છે!

આથી અતે કહી શકાય કે भाष्यं प्रसन्नगंभीरम् એવી ભામતી કારની શકરાચાર્યને અર્પાયેલી અજલિ મિતાક્ષરી હોવા છતાં શકરાચાર્યની શૈલીના સર્વગુણોની જ્ઞાપક છે જગત સાહિત્યમા પણ જે ગદ્યનો જોટો જડી શકે નહિ તેવી ભાષ્યની રચના કરીને શકરાચાર્યે ભારતીય અને ભારતેતરના હૃદયમાં यावत् स्थास्यन्ति गिरय પર્યન્તનુ સ્થાન પ્રાપ્ત કર્યું છે આથી ભામતીકારને અનુસરીને આપણે પણ કહીશુ કે—

नत्वा विशुद्धविज्ञान शकर करुणाकरम् ।
भाष्यं प्रसन्नगम्भीर तत्प्रयुक्तं विभज्यते ॥
आचार्यकृतिनिवेशनमप्यवधूत वचोऽस्मदादीनाम् ।
रथ्योदकमिव गङ्गाप्रवाहपात पवित्रयति ॥

—भामती

શકરાચાર્ય પ્રશસ્તિ

(१) शंभोर्मूर्तिश्चरति भुवने शंकराचार्यरूपा ।
(२) शकर शकराचार्यं केशव बादरायणम् ।
सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुन पुन ॥
(३) श्रुतिस्मृतिपुराणानामालय करुणाकरम् ।
नमामि भगवत्पाद शकर लोकशङ्करम् ॥

—अमलानन्द सरस्वती

(४) उद्धृत्य वेदपयस: कमलामिवाब्धे-
आलिङ्गिताखिलजगत्प्रभवैकमूर्तिम् ।
विद्यामशेषजगता सुपदामदाद् य
त शकर विमलभाष्यकृतं नमामि ॥

—श्री महेश्वरानन्दस्वामी

(५) नमाम्यभोगिपरिवारसम्पदं निरस्तभूतिमनुमार्धविग्रहम् ।
अनुग्रमुन्मृदितकाललाञ्छनं विना विनायकमपूर्वशंकरम् ॥

श्री शकरस्वामी

The doctrine advocated by Shamkar is, from all purely philosophical point of view, and apart from all theological considerations, the most important and interesting one which has arisen on Indian soil; neither those forms of the vedanta which diverge from view represented by Shamkara, nor any of the non-vedantic systems can be compared with so-called orthodox vedanta in boldness, depth, and subtlety of speculation.

—Thibaut, introduction to B.S. p. xiv

*The system of Shamkara, in cosistancy, thoro*ughness and profoundity, holds the first place in Indian philosophy.

—Sir Charles Eliot, Hinduism and Buddhism vol. ii p. 208

Shamkara stands out as a heroic figure of the first rank in the some-what motely crowd of the religious thinkers of mediaeval India. His philosophy stands forth complete, needing neither a before nor an after.

—S Radhakrishnan, Indian Philosophy, vol ii p 446

Shamkara presents to us the true ideal of, philosophy, which is not so much knowledge as wisdom, not so much logical learning as spiritual freedom. For shamkara, as for some of the greatest thinkers of the world, Plato and Plotinus, Spinoza and Hegal, philosophy is the auster vision of

eternal truth, majestic in its freedom from the petty cares of man's paltry life.

—S. Radhakrishnan, ibid, p. 447

A master of strictest logic, he is also master of a noble and animated poetry which belongs to another order. The rays of his genius have illuminated the dark places of thought and soothed the *sorrows of the most forlon heart.* While his philosophy fortifies and consolesmany, there are, of *course, those to whom it seems to be an abyss of* contradiction and darkness. But whether we agree or differ, the penetrating light of his mind never leaves us where we were

—S. Radhakrishnan, ibid p 447

He was a prophet commissioned to lead a people along the path of virtues, and nobody in *India can undertake this task if he does not back* his message with a life of detachment from the cares of the world.
ibid. p. 449

He is a philosopher and a poet, a savant and a saint, a mystic and a religious reformer. There have been few minds more universal than his.

—S Radhakrishnan, Indian Philosophy vol ii p 450

Shamkara's system is unmatched for its metaphysical depth and logical power Shamkar holds up a vision of life acceptable in the highest moments

of poetry and religion, where we are inclined to sympathise with his preference for intuition to the light of the understanding.

—S. Radhakrishnan, Indian Philosophy, vol ii p. 657

Supreme as a philosopher and a dilectician, great as a man of calm judgement and wise toleration, Shamkara taught us to love truth, respect reason and realise the purpose of life. Twelve centuries have passed, and yet his influence is visible. He destroyed many an old dogma, not by violantly attackiing it, but by quietly suggesting something more reasonable, which was at the sometime more spiritual too... .. He was not a dreaming idealist, but a practical visionary, a philosopher, and at the same time a man of action. what we may call a social idealist on the grand scale. Even those who do not agree with his general attitude to life will not be reluctant to allow him a place among the immortals.

—S. Radhakrishnan, Indian Philosophy vol ii p. 658

In India the philosophy of world negation has been given formulations of supreme power and value by two of the greatest of her thinkers, Buddha and Shankara...... The spirit of these two remarkable spiritual philosophies—for Shankara in the historical process of India's philosophical mind takes up, completes and replaces Buddha,—has weighed with a tremendous power on her thought,

religion and general mentality; everywhere broods its mighty shadow, everywhere is the impress of the three great formulas, the chain of Karma, escape from the wheel of rebirth, Maya.

—Shri Aurobindo, The Life Divine Vol II p. 147

Recent tendencies in contemporary scientific and philosophical thought show that Shamkara's philosophy has a future which any other system of philosophy in India or the West is not likely to have.

—S N.L Shrivastava, Shamkar & Bradley p. 17



श्रीशाङ्करभाष्यसहिता

# ब्रह्मसूत्रचतुःसूत्री

## उपोद्घातः

(१) युष्मदस्मत्प्रत्ययगोचरयोर्विषयविषयिणोस्तमः प्रकाशवद्विरुद्धस्वभावयोरितरेतरभावानुपपत्तौ सिद्धायां तद्धर्माणामपि सुतरामितरेतरभावानुपपत्तिः, इत्यतोऽस्मत्प्रत्ययगोचरे विषयिणि चिदात्मके युष्मत्प्रत्ययगोचरस्य विषयस्य तद्धर्माणां चाध्यासः, तद्विपर्ययेण विषयिणस्तद्धर्माणां च विषयेऽध्यासो मिथ्येति भवितुं युक्तम्; तथाप्यन्योन्यस्मिन्नन्योन्यात्मकतामन्योन्यधर्मांश्चाध्यस्ये-

---

શ્રી શાંકરભાષ્ય સહિત

# બ્રહ્મસૂત્ર ચતુઃસૂત્રી

## ઉપોદ્‌ઘાત

(૧) "હું" અને 'તું" એવા પ્રત્યય (ખ્યાલ કે જ્ઞાન) નો વિષય બનેલા, અંધકાર અને પ્રકાશની માફક (પરસ્પર) વિરુદ્ધ સ્વભાવવાળા, વિષય અને વિષયીનો ઇતરેતર ભાવ (અન્યોન્યભાવ) જ્યારે અશક્ય છે એમ સિદ્ધ થયેલું છે ત્યારે તેઓના ધર્મોનો પણ ઇતરેતરભાવ સર્વથા અસંભવિત જ છે; આમ આ (કારણ) થી 'અમે' એવા પ્રત્યયનો વિષય બનેલા ચિદાત્મારૂપી વિષયીમાં 'તું" એવા પ્રત્યયનો વિષય બનેલ (દેહ, ઇન્દ્રિય ઇત્યાદિ) વિષયો અને તેના ધર્મોનો અધ્યાસ અને તેથી ઉલટું વિષયી અને તેના ધર્મોનો વિષયમાં (થતો) અધ્યાસ મિથ્યા છે એમ સિદ્ધ થવુ યોગ્ય છે. તો પણ એકબીજામાં એકબીજાના સ્વરૂપનો અને એકબીજાના ધર્મોનો અધ્યાસ (અધ્યારોપ) કરીને એકબીજાના ભેદનું ગ્રહણ ન કરવાથી,

तरेतराविवेकेनात्यन्तविविक्तयोर्धर्मधर्मिणोर्मिथ्याज्ञाननिमित्त सत्यानृते मिथुनीकृत्य, 'अहमिद' ममेदम्' इति नैसर्गिकोऽयं लोकव्यवहारः ।

(२) * आह—कोऽयमध्यासो नामेति । * उच्यते—स्मृति रूप परत्र पूर्वदृष्टावभास । तं केचित्-अन्यत्रान्यधर्माध्यास-इति वदन्ति । केचित्तु-यत्र यदध्यासस्तद्विवेकाग्रहनिबन्धनो भ्रम-इति । अन्ये तु-यत्र यदध्यासस्तस्यैव विपरितधर्मत्वकल्पनामाचक्षते--इति । सर्वथापि त्वन्यस्यान्यधर्मावभासता न व्यभिचरति । तथा च लोकेऽनुभव —शुक्तिका हि रजतवदवभासते, एकश्चन्द्रः सद्वितीयवदिति ।

(३) * कथं पुनः प्रत्यगात्मन्यविषयेऽध्यासो विषयतद्धर्मा णाम् ? सर्वो हि पुरोऽवस्थिते विषये विषयान्तरमध्यस्यति, युष्मत्प्रत्ययापेतस्य च प्रत्यगात्मनोऽविषयत्वं ब्रवीषि ? *उच्यते,—

---

અત્યત જુદા ધર્મ અને ધર્મીનો, મિથ્યા જ્ઞાનને કારણે ઉત્પન્ન થયેલ, સત્ય અને અસત્યનુ સમિશ્રણ કરી, 'હુ આ, આ મારુ' એવો નૈસર્ગિક લોકવ્યવહાર (અનાદિ કાળથી) પ્રવર્તે છે

(૨) (પૂર્વપક્ષી) કહે છે—આ અધ્યાસ શુ છે ? (અમે) કહીએ છીએ —પૂર્વે જોયેલ વિષયનુ અન્ય સ્થળે સ્મૃતિરૂપે ભાસવુ (તેનુ નામ અધ્યાસ તેને કેટલાક 'અન્યમા અન્યના ધર્મોનો અધ્યારોપ' એમ કહે છે પરતુ કેટલાક 'જ્યા જેનો અધ્યાસ છે ત્યા તેના વિવેકનુ ગ્રહણ ન થવાથી ઉદ્ભવતો ભ્રમ (એટલે અધ્યાસ)' એમ કહે છે બીજા પણ 'જ્યા જેનો અધ્યાસ છે ત્યા તેના (ધર્મથી) વિરુદ્ધ ધર્મની કલ્પના (એટલે અધ્યાસ), એમ કહે છે પરતુ (ઉપર્યુક્ત કોઈપણ સ્થળે) બધી રીતે (જોતાં) એકમાં બીજાના ધર્મનુ ભાસવુ (એવા અધ્યાસના લક્ષણમાં) ફરક પડતો નથી–લક્ષણનો વ્યભિચાર થતો નથી અને સસારમાં પણ અનુભવ થાય છે કે છીપ જ ચાંદીના જેવી દેખાય છે, ચદ્ર એક હોવા છતાં બે હોય તેમ (ભાસે છે)

(૩) (પૂર્વપક્ષી કહે છે) પરંતુ કશાનો વિષય થતો નથી એવા પ્રત્ય ગાત્મામા વિષય અને તેના ધર્મોનો અધ્યાસ કેવી રીતે સભવે ? કારણ સહુ કોઈ સન્મુખ રહેલા વિષયમા અન્ય વિષયનો અધ્યારોપ કરે છે અને "તમે એવી પ્રતીતિનો વિષય નથી એમ તુ પણ) કહે છે,

न तावदयमेकान्तेनाविषयः, अस्मत्प्रत्ययविषयत्वात्, अपरोक्षत्वाच्च प्रत्यगात्मप्रसिद्धेः। न चायमस्ति नियमः-पुरोऽवस्थित एव विषये विषयान्तरमध्यसितव्यमिति, अप्रत्यक्षेऽपि ह्याकाशे बालास्तलमलिनताद्यध्यस्यन्ति। एवमविरुद्धः प्रत्यगात्मन्यप्यनात्माध्यासः।

(४) तमेतमेवंलक्षणमध्यासं पण्डिता अविद्येति मन्यन्ते, तद्विवेकेन च वस्तुस्वरूपावधारणं विद्यामाहुः। तत्रैवं सति यत्र यदध्यासः, तत्कृतेन दोषेण गुणेन वाऽणुमात्रेणापि स न संबध्यते, तमेतमविद्याख्यमात्मानात्मनोरितरेतराध्यासं पुरस्कृत्य सर्वे प्रमाणप्रमेयव्यवहारा लौकिका वैदिकाश्च प्रवृत्ताः, सर्वाणि च शास्त्राणि विधिप्रतिषेधमोक्षपराणि। * कथं पुनरविद्यावद्विषयाणि प्रत्यक्षादीनि प्रमाणानि शास्त्राणि चेति। * उच्यते,—देहेन्द्रियादिष्वहंममाभिमानरहितस्य प्रमातृत्वानुपपत्तौ प्रमाणप्रवृत्त्यनुपपत्तेः। न

(સિદ્ધાન્તી) આનો ઉત્તર આપીએ છીએ. પ્રત્યગાત્મા તરીકે પ્રસિદ્ધિ–અનુભૂતિ થતી–હોવાથી અપરોક્ષ (સ્વયપ્રકાશ) હોવાને કારણે અને 'હું' એવી પ્રતીતિનો વિષય હોવાથી તો આ (આત્મા) સર્વથા અવિષય નથી. વળી સન્મુખ રહેલા વિષયમાં જ અન્ય વિષયનો અધ્યાસ કરવો એવો કોઇ નિયમ નથી. કારણ અપ્રત્યક્ષ એવા આકાશમાં પણ અજ્ઞાનીઓ તળિયું, મલિનતા વગેરેનો આરોપ કરે છે. આમ પ્રત્યગાત્મામાં પણ અનાત્માનો અધ્યાસ (થાય છે એ બાબતનો કોઇ) વિરોધ (આવતો) નથી.

(૪) આ પ્રકારના (ઉપર્યુક્ત) લક્ષણવાળા અધ્યાસને પંડિતો 'અવિદ્યા' માને છે. અને તેના વિવેકથી વસ્તુના સ્વરૂપના નિર્ધારણને (વિદ્વાનો) વિદ્યા કહે છે. ત્યાં આમ હોવાથી જ્યાં જે અધ્યાસ હોય છે, તેનાથી ઉદ્‌ભવતા ગુણો કે દોષોથી તે (પ્રત્યગાત્મા) લેશ પણ લેપાતો નથી. તે આ અવિદ્યા નામના આત્મા અને અનાત્મા (જડ)ના પરસ્પરના અધ્યાસનો આશ્રય કરીને સર્વે લૌકિક અને વૈદિક પ્રમાણ–પ્રમેય–વ્યવહાર તથા વિધિ નિષેધ કે મોક્ષ–પરક સર્વે શાસ્ત્રો પ્રવૃત્ત થયાં છે. (પૂર્વપક્ષી પ્રશ્ન કરે છે–) પરંતુ જે અવિદ્યાવાન છે તે (પ્રમાતા) પ્રત્યક્ષાદિ પ્રમાણો અને શાસ્ત્રોનો વિષય કેવી રીતે હોઈ શકે? (અમે ઉત્તરમાં) કહીએ છીએ–દેહ ઇન્દ્રિય વગેરેમાં 'હું' 'મારું' એવા અભિમાન વિનાના (આત્મામાં) પ્રમાતૃત્વ સંભવતું

हीन्द्रियाण्यनुपादाय प्रत्यक्षादिव्यवहारः संभवति । न चाधिष्ठानमन्तरेणेन्द्रियाणां व्यापारः संभवति । न चानध्यस्तात्मभावेन देहेन कश्चिद्व्याप्रियते । न चैतस्मिन्सर्वस्मिन्नसति असङ्गस्यात्मनः प्रमातृत्वमुपपद्यते । न च प्रमातृत्वमन्तरेण प्रमाणप्रवृत्तिरस्ति । तस्मादविद्यावद्विषयाण्येव प्रत्यक्षादीनि प्रमाणानि शास्त्राणि च । पश्वादिभिश्चाविशेषात् । यथा हि पश्वादयः शब्दादिभिः श्रोत्रादीनां संबन्धे सति शब्दादिविज्ञाने प्रतिकूले जाते ततो निवर्तन्ते, अनुकूले च प्रवर्तन्ते; यथा दण्डोद्यतकरं पुरुषमभिमुखमुपलभ्य मां हन्तुमयमिच्छतीति पलायितुमारभन्ते, हरिततृणपूर्णपाणिमुपलभ्य तं प्रत्यभिमुखीभवन्ति; एवं पुरुषा अपि व्युत्पन्नचित्ताः क्रूरदृष्टीनाक्रोशतः खड्गोद्यतकरान्बलवत उपलभ्य ततो निवर्तन्ते, तद्विपरीतान्प्रति प्रवर्तन्ते, अतः समानः पश्वादिभिः पुरुषाणां प्रमाणप्रमेयव्यवहारः । पश्वादीनां च प्रसिद्धोऽविवेकपुरःसरः

ન હોવાથી પ્રમાણુની પ્રવૃત્તિ પણ થઈ શકશે નહિ કારણ ઇન્દ્રિયો વગેરેની સહાય લીધા વિના પ્રત્યક્ષાદિ વ્યવહાર સંભવતો નથી અને (દેહરૂપી) અધિષ્ઠાન વિના ઇન્દ્રિયાદિનો વ્યવહાર થઈ શકતો નથી. આત્મસ્વરૂપનો જેમાં અધ્યાસ થયો નથી તેવા દેહથી કોઈ વ્યાપાર સંભવતો નથી અને આ સર્વ (અધ્યાસો)ના અભાવમાં અસંગ આત્માનું પ્રમાતૃત્વ સંભવતું નથી. અને પ્રમાતૃત્વ વિના પ્રમાણુની પ્રવૃત્તિ થઈ શકતી નથી માટે પ્રત્યક્ષ વગેરે પ્રમાણો અને શાસ્ત્રો અવિદ્યાવાન (પ્રમાતા) નો જ આશ્રય કરે છે વળી (વિદ્વાન અને) પશુઓના વ્યવહારમાં વિશેષતા (ભેદ અથવા તફાવત) નથી. જેમ પશુ વગેરે શબ્દ વગેરેનો કાન વગેરે સાથે સંબંધ થતાં શબ્દાદિનું જ્ઞાન પ્રતિકૂળ હોય તો નિવૃત્ત થાય છે અને અનુકૂળ હોય તો પ્રવૃત્ત થાય છે; જેમ (પશુ) હાથમાં દંડો લઈને ઊભેલા માણસને સામે જોઈને 'આ મને મારવા ઇચ્છે છે' એમ વિચારી પલાયન કરવા માંડે છે અને લીલા ઘાસથી ભરપૂર હાથવાળા (પુરુષ)ને જોઈને તેની સન્મુખ થાય છે. એ રીતે વિદ્વાન પુરુષો પણ ક્રૂર દષ્ટિવાળા, બૂમો પાડતાં, હાથમાં તલવારવાળા બળવાન (શત્રુ)ને જોઈને ત્યાંથી પાછા ફરે છે અને તેથી ઉલટાં હોય તેવા (મનુષ્ય) તરફ જાય છે. આથી (વિદ્વાન) પુરુષોનો પ્રમાણ-પ્રમેય વ્યવહાર પશુ વગેરે સાથે સમાન—એકસરખો—છે. પશુ વગેરેનો પ્રત્યક્ષાદિ વ્યવહાર અવિવેકપૂર્વક થાય છે (તે) પ્રસિદ્ધ છે અને તેઓની સાથે એક સરખો દેખાતો

प्रत्यक्षादिव्यवहारः । तत्सामान्यदर्शनाद्व्युत्पत्तिमतामपि पुरुषाणां प्रत्यक्षादिव्यवहारस्तत्कालः समान इति निश्चीयते ।

(५) शास्त्रीये तु व्यवहारे यद्यपि बुद्धिपूर्वकारी नाविदित्वात्मनः परलोकसंबन्धमधिक्रियते, तथापि न वेदान्तवेद्यम्, अशनायाद्यतीतम्, अपेतब्रह्मक्षत्रादिभेदम्, असंसार्यात्मतत्त्वमधिकारेऽपेक्ष्यते, अनुपयोगादधिकारविरोधाच्च । प्राक् च तथाभूतात्मविज्ञानात्प्रवर्तमानं शास्त्रमविद्यावद्विषयत्वं नातिवर्तते । तथा हि—'ब्राह्मणो यजेत' इत्यादीनि शास्त्राण्यात्मनि वर्णाश्रमवयोवस्थादिविशेषाध्यासमाश्रित्य प्रवर्तन्ते । अध्यासो नाम अतस्मिंस्तद्बुद्धिरित्यवोचाम । तद्यथा—पुत्रभार्यादिषु विकलेषु सकलेषु वा अहमेव विकलः सकलो वेति बाह्यधर्मानात्मन्यध्यस्यति, तथा देहधर्मान्—स्थूलोऽहं, कृशोऽहं, गौरोऽहम्, तिष्ठामि, गच्छामि, लङ्घयामि चेति । तथेन्द्रियधर्मान्—मूकः, काणः, क्लीबः, बधिरः,

---

હોવાથી વિવેકી પુરુષોનો પણ પ્રત્યક્ષ વગેરે વ્યવહાર તે કાળ (વ્યવહાર કાળમાં) સમાન છે એમ સિદ્ધ થાય છે

(૫) જો કે બુદ્ધિપૂર્વક કર્મ કરનાર પુરુષ આત્માના પરલોક સાથેના સંબંધને જાણ્યા વિના શાસ્ત્રીય વ્યવહારમાં અધિકારી બનતો નથી તો પણ વેદાન્તથી જાણવા યોગ્ય, ક્ષુધા, તૃષા વગેરેથી રહિત, બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે ભેદ વિનાના, અસંસારી આત્મતત્ત્વની (શાસ્ત્રીય વ્યવહારમાં) અધિકારમાં અપેક્ષા નથી, કારણ તે (આત્મતત્ત્વ)નો ઉપયોગ નથી અને તેમાં તેના અધિકારનો વિરોધ છે. આ પ્રકારનું આત્મજ્ઞાન થતાં પહેલાં પ્રવૃત્ત થતું શાસ્ત્ર અવિદ્યાવાન પુરુષને જ ઉદ્દેશીને પ્રવર્તે છે. (શબ્દશઃ—અવિદ્યાવાન પુરુષના આશ્રયપણાનું ઉલ્લંઘન કરતું નથી, જેમકે–'બ્રાહ્મણે યજ્ઞ કરવો જોઈએ' વગેરે શાસ્ત્રો આત્મામાં વર્ણ, આશ્રમ, વય, અવસ્થા વગેરે વિશેષ અધ્યાસને આશ્રયે પ્રવર્તે છે. અધ્યાસ એટલે '(જે) તે નથી તેમાં તે છે તેવી બુદ્ધિ,' એમ અમે કહ્યું છે તે જેમકે-પુત્ર પત્ની વગેરે ઉણપવાળાં કે ઉણપ વિનાનાં હોતાં હું ઉણપવાળો કે ઉણપ વિનાનો છું એ પ્રકારે બાહ્ય પદાર્થોના ધર્મોનો પોતાના પર અધ્યાસ કરે છે. તેવી જ રીતે હું જાડો છું, પાતળો છું, ધોળો છું, ઊભો છું, જાઉં છું અને ઉલ્લંઘું છું એવા દેહના ધર્મોનો પણ (પોતાની ઉપર અધ્યાસ કરે છે.) હું મૂંગો છું, કાણો છું, નપુંસક છું, બહેરો છું, આંધળો છું, એવા ઇન્દ્રિયોના ધર્મોનો પણ (પોતાની ઉપર

मन्धोऽहमिति । तथाऽन्तःकरणधर्मान्—कामसंकल्पविचिकित्साध्यवसायादीन् । एवमहंप्रत्ययिनमशेषस्वप्रचारसाक्षिणि प्रत्यगात्मन्यध्यस्य, तं च प्रत्यगात्मानं सर्वसाक्षिणं तद्विपर्ययेणान्तःकरणादिष्वध्यस्यति । एवमयमनादिरनन्तो नैसर्गिकोऽध्यासो मिथ्याप्रत्ययरूपः कर्तृत्वभोक्तृत्वप्रवर्तकः सर्वलोकप्रत्यक्षः । अस्यानर्थहेतोः प्रहाणाय, आत्मैकत्वविद्याप्रतिपत्तये सर्वे वेदान्ता आरभ्यन्ते । यथा चायमर्थः सर्वेषां वेदान्तानां तथा वयमस्यां शारीरकमीमांसायां प्रदर्शयिष्यामः ।

---

## १ जिज्ञासाधिकरणम् ।

वेदान्तमीमांसाशास्त्रस्य व्याचिख्यासितस्येदमादिमं सूत्रम्—

अथातो ब्रह्मजिज्ञासा ॥ १ ॥

(१) तत्र 'अथ'शब्द आनन्तर्यार्थः परिगृह्यते नाधिकारार्थः ब्रह्मजिज्ञासाया अनधिकार्यत्वात् । मङ्गलस्य च वाक्यार्थे समन्व

---

અધ્યાસ કરે છે) તેવી જ રીતે કામ, સંકલ્પ, વિચિકિત્સા (સંશય), અધ્યવસાય (નિશ્ચય) વગેરે અંતઃકરણના ધર્મોનો આમ 'અહમ્' વૃત્તિ (પ્રત્યય) વાળા, અંતઃકરણની સર્વ વૃત્તિઓના સાક્ષીભૂત, પ્રત્યગાત્મામાં અધ્યાસ કરીને અને તેનાથી ઉલટું સર્વના સાક્ષી પ્રત્યગાત્માનો અંતઃકરણ વગેરેમાં અધ્યાસ કરે છે. આમ આ અનાદિ, અનંત, નૈસર્ગિક, મિથ્યાજ્ઞાનરૂપ, (આત્મામાં) કર્તૃત્વ—ભોક્તૃત્વ (વગેરે) પ્રવર્તાવનાર અધ્યાસ સર્વોને પ્રત્યક્ષ છે આ અનર્થના કારણભૂત (અધ્યાસ)ના સમૂલ નાશને માટે અને બ્રહ્માત્મૈકત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સર્વે વેદાન્તોનો આરંભ થાય છે સર્વે વેદાન્તો (ઉપનિષદો) નો આવો પ્રતિપાદ્ય અર્થ (બ્રહ્માત્મૈકત્વ પ્રતિપાદન) છે તે અમે શારીરકમીમાંસામાં બતાવીશું

### ૧ જિજ્ઞાસા અધિકરણ

જેની અમે વ્યાખ્યા કરવા ઇચ્છીએ છીએ તે વેદાન્ત–મીમાંસા—શાસ્ત્રનું આ પ્રથમ સૂત્ર છે—

અથ એથી બ્રહ્મજિજ્ઞાસા (૧)

(૧) અહીં 'અથ શબ્દ આનન્તર્યના અર્થમાં સ્વીકારાય છે અધિકારના અર્થમાં નહિ કારણ બ્રહ્મજિજ્ઞાસાનો આરંભ થઇ શકે નહિ વળી

याभावात्। अर्थान्तरप्रयुक्त एव ह्यथशब्दः श्रुत्या मङ्गलप्रयोजनो भवति। पूर्वप्रकृतापेक्षायाश्च फलत आनन्तर्याव्यतिरेकात्। सति चानन्तर्यार्थत्वे यथा धर्मजिज्ञासा पूर्ववृत्तं वेदाध्ययनं नियमेनापेक्षते, एवं ब्रह्मजिज्ञासापि यत्पूर्ववृत्तं नियमेनापेक्षते, तद्वक्तव्यम्। स्वाध्यायानन्तर्यं तु समानम्। *नन्विह कर्मावबोधानन्तर्यं विशेषः।* न, धर्मजिज्ञासायाः प्रागप्यधीतवेदान्तस्य ब्रह्मजिज्ञासोपपत्तेः। यथा च हृदयाद्यवदानानामानन्तर्यनियमः; क्रमस्य विवक्षितत्वान्न तथेह क्रमो विवक्षितः, शेषशेषित्वेऽधिकृताधिकारे वा प्रमाणाभावात्, धर्मब्रह्मजिज्ञासयोः फलजिज्ञास्यभेदाच्च। अभ्युदयफलं धर्मज्ञानं, तच्चानुष्ठानापेक्षम्। निःश्रेयसफलं तु ब्रह्मविज्ञानं, न चानुष्ठानान्तरापेक्षम्। भव्यश्च धर्मो जिज्ञास्यो न ज्ञानकालेऽस्ति, पुरुषव्यापारतन्त्रत्वात्। इह तु भूतं ब्रह्म जिज्ञास्यं

મંગલનો વાક્યાર્થ સાથે સમન્વય થઈ શકતો નથી. અન્ય અર્થમાં પ્રયોજાયેલ 'અથ' શબ્દ શ્રવણ દ્વારા મંગલનો પ્રયોજક બને છે. (બ્રહ્મજિજ્ઞાસા રૂપી) ફળ (=કાર્ય) ને પૂર્વવૃત્ત (કારણસામગ્રીની અપેક્ષા રહે છે તે) ની અપેક્ષા તથા આનન્તર્ય (તેની પછી થવાપણા) નો અર્થ જુદો નથી. આનન્તર્ય અર્થ થતાં જેમ ધર્મજિજ્ઞાસા પૂર્વે થયેલા વેદાધ્યયનની અવશ્ય (નિયમપૂર્વક) અપેક્ષા રાખે છે તેમ બ્રહ્મજિજ્ઞાસા પણ પૂર્વે થયેલ જેની અવશ્ય અપેક્ષા રાખે છે તે કહેવું જોઈએ. સ્વાધ્યાયનું આનન્તર્ય તો બન્નેમાં સરખું છે. (પૂર્વપક્ષી) જો એમ કહો કે અહીં કર્મજ્ઞાનનું આનન્તર્ય વિશેષ છે તો (સિદ્ધાન્તી કહે છે) ના. વેદાન્તનું અધ્યયન કરનારને ધર્મજિજ્ઞાસાની પહેલાં પણ બ્રહ્મજિજ્ઞાસા ઉત્પન્ન થવી શક્ય છે અને જેમ હૃદય વગેરેના અવદાન (કાપવા)માં આનન્તર્યનો નિયમ છે કારણ ત્યાં ક્રમની વિવક્ષા છે, તેમ અહીં ક્રમની વિવક્ષા નથી; કારણ બ્રહ્મજિજ્ઞાસા અને ધર્મજિજ્ઞાસાની વચ્ચે શેષ—શેષિભાવ અથવા અધિકૃતાધિકારભાવ માનવા માટે કોઈ પ્રમાણ નથી: વળી તે બન્નેના ફળ અને જાણવાના વિષય વચ્ચે તફાવત છે. ધર્મજ્ઞાનનું ફળ અભ્યુદય છે અને તે અનુષ્ઠાનની અપેક્ષા રાખે છે, બ્રહ્મજ્ઞાનનું ફળ મોક્ષ છે અને (તે) બીજા કોઈ અનુષ્ઠાનની અપેક્ષા રાખતું નથી. ધર્મજિજ્ઞાસાનો વિષય સાધ્ય છે અને તે જ્ઞાનકાળમાં રહેતો નથી કારણ તે પુરુષના વ્યાપારને અધીન છે. પણ અહીં (બ્રહ્મજિજ્ઞાસામાં) બ્રહ્મ સિદ્ધ જ છે, કારણ તે નિત્ય હોવાથી પુરુષના વ્યાપારને અધીન નથી. (બન્નેમાં) વિધિપરક વાક્યોની

नित्यत्वान्न पुरुष व्यापारतन्त्रम् । चोदनाप्रवृत्तिभेदाच्च । या हि चोदना धर्मस्य लक्षणं सा स्वविषये नियुञ्जानैव पुरुषमव बोधयति । ब्रह्मचोदना तु पुरुषमवबोधयत्येव केवलम्, अवबोधस्य चोदनाऽजन्यत्वान्न पुरुषोऽवबोधे नियुज्यते । यथाऽक्षार्थसंनिकर्षेणार्थावबोधे, तद्वत् । * तस्मात्किमपि वक्तव्यम् यदनन्तरं ब्रह्मजिज्ञासोपदिश्यत इति । * उच्यते,--नित्यानित्यवस्तुविवेक, इहामुत्रार्थभोगविराग, शमदमादिसाधनसंपत्, मुमुक्षुत्वं च । तेषु हि सत्सु प्रागपि धर्मजिज्ञासाया ऊर्ध्वं च शक्यते ब्रह्म जिज्ञासितुं ज्ञातुं च न विपर्यये । तस्मादथशब्देन यथोक्तसाधनसंपत्त्यानन्तर्यमुपदिश्यते ।

(७) 'अत' शब्दो हेत्वर्थ । यस्माद्वेद एवाग्निहोत्रादीनां श्रेय साधनानामनित्यफलतां दर्शयति– तद्यथेह कर्मचितो लोक क्षीयते, एवमेवामुत्र पुण्यचितो लोक क्षीयते' (छान्दो० ८-१-६) इत्यादि। तथा ब्रह्मविज्ञानादपि परं पुरुषार्थं दर्शयति–'ब्रह्मविदाप्नोति परम्'

---

પ્રવૃત્તિમાં ભિન્નતા છે જે ધર્મવિષયક વિધિવાક્ય છે તે પોતાના વિષય (એટલે અનુષ્ઠાન) માં પ્રવૃત્ત કરીને જ પુરુષને જ્ઞાન કરાવે છે પરંતુ બ્રહ્મ વિષયક વિધિવાક્ય પુરુષને કેવળ જ્ઞાન કરાવે છે જ્ઞાન વિધિવાક્ય દ્વારા (સીધુ) ઉત્પન્ન થતુ હોવાથી પુરુષને જ્ઞાનમાં પ્રવૃત્ત કરાવવામાં આવતો નથી જેમ ઇન્દ્રિય અને પદાર્થના સંનિકર્ષથી ઉત્પન્ન થતાં જ્ઞાનમાં બને છે તેમ (પૂર્વપક્ષી કહે છે) તો જેના પછી બ્રહ્મજિજ્ઞાસાનો ઉપદેશ કરવામાં આવે છે તેના વિશે કાંઈક પણ કહેવુ જોઈએ (સિદ્ધાન્તી) અમે કહીએ છીએ—નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક આ લોક અને પરલોકના વિષયભોગ તરફ વૈરાગ્ય, શમદમ વગેરે સાધનાસંપત્તિ અને મુમુક્ષુતા તે સઘળા હોય તો ધર્મજિજ્ઞાસાની પહેલાં અને પછી પણ બ્રહ્મજિજ્ઞાસા કે બ્રહ્મનુ જ્ઞાન થવુ શક્ય છે આથી ઉલટુ હોય ત્યારે તે શક્ય નથી માટે 'અથ' શબ્દથી પૂર્વોક્ત સાધનસંપત્તિ પછીના આનન્તર્યનો ઉપદેશ થાય છે

(૭) 'અત.' શબ્દ હેતુવાચક છે કારણ કે વેદમાં જ અગ્નિહોત્ર વગેરે કલ્યાણના સાધનોનું ફળ અનિત્ય છે એમ દર્શાવ્યુ છે, જેમકે—તદ્‌. 'તેથી જેમ કર્મથી મેળવેલા આ લોકનો નાશ થાય છે તેમ પરલોકમાં પુણ્યથી મેળવેલ (સ્વર્ગાદિ) લોકનો નાશ થાય છે' (છાંદો ૮-૧-૬) વગેરે વળી બ્રહ્મજ્ઞાન દ્વારા પરમ પુરુષાર્થ (મોક્ષ)ની પ્રાપ્તિ પણ (વેદ)

(तैत्ति० २-१) इत्यादिः। तस्माद्यथोक्तसाधनसंपत्त्यनन्तरं ब्रह्मजिज्ञासा कर्तव्या।

(८) ब्रह्मणो जिज्ञासा ब्रह्मजिज्ञासा। ब्रह्म च वक्ष्यमाणलक्षणं 'जन्माद्यस्य यतः' इति। अत एव न 'ब्रह्म' शब्दस्य जात्याद्यर्थान्तरमाशङ्कितव्यम्। ब्रह्मण इति कर्मणि षष्ठी, न शेषे; जिज्ञास्यापेक्षत्वाज्जिज्ञासायाः, जिज्ञास्यान्तरानिर्देशाच्च। *ननु शेषषष्ठीपरिग्रहेऽपि ब्रह्मणो जिज्ञासाकर्मत्वं न विरुध्यते, संबन्धसामान्यस्य विशेषनिष्ठत्वात्। * एवमपि प्रत्यक्षं ब्रह्मणः कर्मत्वमुत्सृज्य, सामान्यद्वारेण परोक्षं कर्मत्वं कल्पयतो व्यर्थः प्रयासः स्यात्। *न व्यर्थः, ब्रह्माश्रिताशेषविचारप्रतिज्ञानार्थत्वादिति चेत् * न, प्रधानपरिग्रहे तदपेक्षितानामर्थाक्षिप्तत्वात्। ब्रह्म हि ज्ञानेनाप्तुमिष्टतमत्वात्प्रधानम्। तस्मिन्प्रधाने जिज्ञासाकर्मणि परिगृहीते यैर्जिज्ञासितैर्विना

---

દર્શાવે છે, 'બ્રહ્મને જાણનાર મોક્ષને મેળવે છે' (તૈત્તિ૦ ૨-૧) વગેરે, માટે પૂર્વોક્ત સાધનસંપત્તિ મેળવ્યા બાદ બ્રહ્મજિજ્ઞાસા કરવી.

(૮) બ્રહ્મની જિજ્ઞાસા (જાણવાની ઇચ્છા) એટલે બ્રહ્મજિજ્ઞાસા. 'આ (જગત) ના જન્મ વગેરે જેનાથી થાય છે' એવું કહેવામાં આવનાર લક્ષણવાળું બ્રહ્મ છે. માટે જ 'બ્રહ્મ' શબ્દના જાતિ વગેરે બીજા અર્થોની શંકા કરવી નહિ. ब्रह्मणः એમ કર્મણિ ષષ્ઠી છે, શેષ ષષ્ઠી નથી કારણ જિજ્ઞાસાને જિજ્ઞાસ્યની અપેક્ષા છે અને (બ્રહ્મ સિવાય) અન્ય જિજ્ઞાસ્યનો નિર્દેશ કર્યો નથી, (પૂર્વપક્ષી કહે છે) શેષ ષષ્ઠીનો સ્વીકાર કરવામાં આવે તો પણ બ્રહ્મજિજ્ઞાસાનું કર્મ બને તેમાં કોઈ વિરોધ આવતો નથી, કારણ સામાન્ય સંબંધ વિશિષ્ટ સંબંધનિષ્ઠ (આધારિત) હોઈ શકે છે. (સિદ્ધાન્તી) પણ આ રીતે બ્રહ્મના પ્રત્યક્ષ (સીધી રીતે પ્રાપ્ત થતા) કર્મત્વને ત્યજી સામાન્ય સંબંધ દ્વારા પરોક્ષ કર્મત્વની કલ્પનાનો (તમારો) પ્રયાસ વ્યર્થ જશે. જો તમે (પૂર્વપક્ષી) એમ કહો કે વ્યર્થ નહિ જાય કારણ બ્રહ્મને આધારે રહેલ સર્વે (પદાર્થો) વિચારવાની પ્રતિજ્ઞા કરવામાં આવી છે. (સિદ્ધાન્તી કહે છે) ના, પ્રધાનનું ગ્રહણ થાય એટલે તેને આધારે રહેલ સર્વે (પદાર્થો) ના અર્થનો આક્ષેપ (ગ્રહણ) થઈ જાય છે. જ્ઞાનથી પ્રાપ્ત કરવા માટે બ્રહ્મ જ ઇષ્ટતમ હોવાથી પ્રધાન (મુખ્ય) છે. તેને જિજ્ઞાસારૂપી કર્મના પ્રધાન તરીકે સ્વીકારવામાં આવતાં જેના જાણ્યા વિના બ્રહ્મ જાણી શકાય નહિ તે સર્વેનો અર્થથી આક્ષેપ થાય છે જ.

ब्रह्म जिज्ञासितं न भवति, तान्यर्थाक्षिप्तान्येवेति न पृथक्सूत्रयितव्यानि । यथा राजासौ गच्छतीत्युक्ते सपरिवारस्य राज्ञो गमनमुक्तं भवति, तद्वत् । श्रुत्यनुगमाच्च । 'यतो वा इमानि भूतानि जायन्ते' (तैत्ति० ३-१) इत्याद्याः श्रुतयः, 'तद्विजिज्ञासस्व, तद्ब्रह्म' (तैत्ति० ३-१) इति प्रत्यक्षमेव ब्रह्मणो जिज्ञासाकर्मत्वं दर्शयन्ति । तच्च कर्मणि षष्ठीपरिग्रहे सूत्रेणानुगतं भवति । तस्माद्ब्रह्मण इति कर्मणि षष्ठी ।

(९) ज्ञातुमिच्छा जिज्ञासा । अवगतिपर्यन्तं ज्ञानं सन्वाच्याया इच्छायाः कर्म, फलविषयत्वादिच्छायाः । ज्ञानेन हि प्रमाणेनाव गन्तुमिष्टं ब्रह्म । ब्रह्मावगतिर्हि पुरुषार्थः, निःशेषसंसारबीजाविद्याद्यनर्थनिबर्हणात् । तस्माद्ब्रह्म विजिज्ञासितव्यम् ।

(१०) *तत्पुनर्ब्रह्म प्रसिद्धमप्रसिद्धं वा स्यात् । यदि प्रसिद्धं, न जिज्ञासितव्यम् । अथाऽप्रसिद्धं नैव शक्यं जिज्ञासितुमिति ।* उच्यते—अस्ति तावद्ब्रह्म नित्यशुद्धबुद्धमुक्तस्वभावं, सर्वज्ञं, सर्व

આથી તે માટે પૃથક્ સૂત્રમાં કહેવાની જરૂર નથી જેમ 'આ રાજા જાય છે' એમ કહેતાં સપરિવાર રાજાના ગમનની વાત જ કહેવાઈ જાય છે તેમ. (કર્મણિ ષષ્ઠી સ્વીકારતાં) શ્રુતિનું પણ અનુસરણ થાય છે यतो. 'જેમાંથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે' (તૈત્તિ० ૩-૧) વગેરે શ્રુતિઓ, तद्. 'તેને તું જાણ, તે બ્રહ્મ છે' એમ બ્રહ્મને જિજ્ઞાસાના કર્મ તરીકે પ્રત્યક્ષ દર્શાવે છે. અને તે કર્મણિ ષષ્ઠી સ્વીકારતાં સૂત્રની સાથે અનુગત (એકાર્થક) બને છે. માટે 'ब्रह्मणः' માં કર્મણિ ષષ્ઠી છે.

(૯) જાણવાની ઇચ્છા તે જિજ્ઞાસા સાક્ષાત્કાર સુધીનું જ્ઞાન એ સન્ પ્રત્યય દ્વારા વાચ્ય ઇચ્છાનું કર્મ (એટલે વિષય) છે કારણ-ઇચ્છા-(હંમેશ) ફલવિષયિણી (ફળને વિષય કરતી) હોય છે. જ્ઞાનરૂપી પ્રમાણથી બ્રહ્મ જાણવું ઇષ્ટ છે. બ્રહ્મનું જ્ઞાન એ પુરુષાર્થ છે કારણ તે સમગ્ર સંસારના-બીજરૂપ અવિદ્યા વગેરે અનર્થનો નાશ કરનાર છે. માટે બ્રહ્મની જિજ્ઞાસા કરવી જોઈએ.

(૧૦) (પૂર્વપક્ષી પ્રશ્ન કરે છે) પણ તે બ્રહ્મ પ્રસિદ્ધ છે કે અપ્રસિદ્ધ? જો પ્રસિદ્ધ હોય તો તેની જિજ્ઞાસા કરવી જોઈએ નહિ. હવે જો તે અપ્રસિદ્ધ છે (એમ તમે કહો) તો તેની જિજ્ઞાસા શક્ય નથી. (આમ બન્ને રીતે બ્રહ્મજિજ્ઞાસાનો વિષય બની શકે નહિ) (સિદ્ધાન્તી કહે છે) અમે

शक्ति समन्वितम्; ब्रह्मशब्दस्य हि व्युत्पाद्यमानस्य नित्यशुद्धत्वादयोऽर्थाः प्रतीयन्ते; (बृहतेर्धातोरर्थानुगमात् । सर्वस्यात्मत्वाच्च ब्रह्मास्तित्वप्रसिद्धिः । सर्वो ह्यात्मास्तित्वं प्रत्येति, न नाहमस्मीति । यदि हि नात्मास्तित्वप्रसिद्धिः स्यात् सर्वो लोको नाहमस्मीति प्रतीयात् । आत्मा च ब्रह्म । * यदि तर्हि लोके ब्रह्मात्मत्वेन प्रसिद्धमस्ति, ततो ज्ञातमेवेत्यजिज्ञास्यत्वं पुनरापन्नम् ।* न; तद्विशेषं प्रति विप्रतिपत्तेः । देहमात्रं चैतन्यविशिष्टमात्मेति प्राकृता जना लोकायतिकाश्च प्रतिपन्नाः । इन्द्रियाण्येव चेतनान्यात्मेत्यपरे । मन इत्यन्ये । विज्ञानमात्रं क्षणिकमित्येके । शून्यमित्यपरे । अस्ति देहादिव्यतिरिक्तः संसारी कर्ता भोक्तेत्यपरे । भोक्तैव केवलं न कर्तेत्येके । अस्ति तद्व्यतिरिक्त ईश्वरः सर्वज्ञः सर्वशक्तिरिति केचित् । आत्मा स भोक्तुरित्यपरे । एवं बहवो विप्रतिपन्ना

ઉત્તર આપીએ છીએ—નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળુ સર્વજ્ઞ અને સર્વ શક્તિસંપન્ન બ્રહ્મ (પ્રસિદ્ધ જ) છે 'બૃહ્' ધાતુના અર્થોના 'અનુગમને કારણે વ્યુત્પત્તિથી સિદ્ધ થતા બ્રહ્મ શબ્દના નિત્ય, શુદ્ધ વગેરે અર્થો પ્રતીત થાય છે. વળી સર્વનો આત્મા હોવાથી બ્રહ્મનુ અસ્તિત્વ પ્રસિદ્ધ છે. દરેકને આત્માના અસ્તિત્વની પ્રતીતિ થાય છે, 'હુ નથી' એવી (પ્રતીતિ) કોઈને થતી નથી. આત્માના અસ્તિત્વની જો પ્રસિદ્ધિ ન હોત તો સર્વ લોકોને 'હુ નથી' એવી પ્રતીતિ થાત. અને આત્મા (એ) બ્રહ્મ છે. (પૂર્વપક્ષી કહે છે) જો બ્રહ્મ જગતમાં આત્મા તરીકે પ્રસિદ્ધ છે તો તે જ્ઞાત છે. તો પછી તે અજિજ્ઞાસ્ય (જિજ્ઞાસાનો વિષય થવા યોગ્ય નથી) એમ ફલિત થાય છે. (સિદ્ધાન્તી કહે છે) ના, તેના વિશેષ સ્વરૂપની બાબતમાં વાદવિવાદ (મતભેદ) છે. 'ચૈતન્યવિશિષ્ટ દેહ એ જ આત્મા' એવુ પામર મનુષ્યો અને ચાર્વાકો માને છે. 'ચેતન ઇન્દ્રિયો આત્મા છે' એમ બીજા માને છે,' મન (આત્મા) છે' એમ અન્ય સ્વીકારે છે. વિજ્ઞાનમાત્ર અને ક્ષણિક એમ એક, 'શૂન્ય' એમ બીજાઓ (માને છે) 'દેહ વગેરેથી જુદો સંસારી, કર્તા અને ભોક્તા (આત્મા) છે' એમ બીજા (માને છે.) 'કેવળ ભોક્તા છે કર્તા નહિ' એમ એક (માને છે.) 'તે આત્માથી જુદો સર્વજ્ઞ સર્વ શક્તિમાન ઈશ્વર છે' એવુ કેટલાક (સ્વીકારે છે) 'તે (ઈશ્વર) ભોક્તા (જીવાત્માનુ સ્વરૂપ) છે એમ (બીજાનો મત છે) આમ યુક્તિ, વાક્ય અને તેના આભાસોના આશ્રયે વિરુદ્ધ મતોનુ પ્રતિપાદન કરનારાઓ અનેક છે. તેમાં

युक्तिवाक्यतदाभाससमाश्रयाः सन्तः । तत्राविचार्य यत्किंचित्प्रतिपद्यमानो निःश्रेयसात्प्रतिहन्येतानर्थं चेयात् । तस्माद्ब्रह्मजिज्ञासोपन्यासमुखेन वेदान्तवाक्यमीमांसा तदविरोधितर्कोपकरणा निःश्रेयसप्रयोजना प्रस्तूयते ॥ १ ॥

---

## जन्माद्यधिकरणम् ।

ब्रह्म जिज्ञासितव्यमित्युक्तम् । किंलक्षणं पुनस्तद्ब्रह्मेत्यत आह भगवान्सूत्रकारः —

**जन्माद्यस्य यतः ॥ २ ॥**

(११) जन्मोत्पत्तिरादिरस्येति तद्गुणसंविज्ञानो बहुव्रीहिः । जन्मस्थितिभङ्गं समासार्थः । जन्मनश्चादित्वं श्रुतिनिर्देशापेक्षं च श्रुतिनिर्देशस्तावत्—'यतो वा इमानि भूतानि जायन्ते' (तैत्ति० ३-१) इत्यस्मिन्वाक्ये जन्मस्थितिप्रलयानां क्रमदर्शनात् । वस्तुवृत्तमपि जन्मना लब्धसत्ताकस्य धर्मिणः स्थितिप्रलयसंभवात् । अस्येति प्रत्यक्षादिसंनिधापितस्य धर्मिण इदमा निर्देशः । षष्ठी

---

વિચાર્યા વિના ગમે તે (મત) નો સ્વીકાર કરનારના કલ્યાણ (મોક્ષ) નો નાશ થાય અને અનર્થ આવી પડે તેથી બ્રહ્મજિજ્ઞાસાના ઉપન્યાસ દ્વારા, અવિરોધી તર્કરૂપી ઉપકરણ (સાધનો) વાળી, કલ્યાણરૂપી પ્રયોજનવાળી વેદાન્તમીમાંસા પ્રસ્તુત કરવામાં આવે છે (૧)

## ૨ જન્માદ્યધિકરણ

બ્રહ્મની જિજ્ઞાસા કરવી જોઈએ એમ કહ્યું, પણ તે બ્રહ્મ કેવા સ્વરૂપનું છે? (એવો પ્રશ્ન થાય તેના ઉત્તર) માટે ભગવાન સૂત્રકાર કહે છે —

**આ (જગત)ના જન્મ વગેરે જેથી (થાય છે તે બ્રહ્મ છે) (૨)**

(૧૧) જન્મ અર્થાત્ ઉત્પત્તિ છે આદિમાં જેના તે (જન્માદિ) એમ અહીં તદ્ગુણસંવિજ્ઞાન બહુવ્રીહિ (સમાસ) છે 'જન્મ સ્થિતિ અને લય' એ સમાસનો અર્થ છે શ્રુતિ નિર્દેશ અને વસ્તુના સ્વભાવની અપેક્ષાએ ઉત્પત્તિને પ્રથમ કહેવામાં આવેલ છે શ્રુતિનિર્દેશ જેમકે—યતો૦ જેમાંથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે (તૈત્તિ૦ ૩-૧) એમ આ વાક્યમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો અનુક્રમ દર્શાવ્યો છે વસ્તુનો સ્વભાવ પણ (આવો જ)

जन्मादिधर्मसंबन्धार्था । यत इति कारणनिर्देशः । अस्य जगतो नामरूपाभ्यां व्याकृतस्यानेककर्तृभोक्तृसंयुक्तस्य प्रतिनियतदेशकालनिमित्तक्रियाफलाश्रयस्य मनसाप्यचिन्त्यरचनारूपस्य जन्मस्थितिभङ्गं यतः सर्वज्ञात्सर्वशक्तेः कारणाद्भवति, तद्ब्रह्मेति वाक्यशेषः । अन्येषामपि भावविकाराणां त्रिष्वेवान्तर्भाव इति जन्मस्थितिनाशानामिह ग्रहणम् ।

(१२) यास्कपरिपठितानां तु 'जायतेऽस्ति' इत्यादीनां ग्रहणे तेषां जगतः स्थितिकाले संभाव्यमानत्वान्मूलकारणादुत्पत्तिस्थितिनाशा जगतो न गृहीताः स्युरित्याशङ्क्येत, तन्मा शङ्कीति योत्पत्तिर्ब्रह्मणस्तत्रैव स्थितिः प्रलयश्च त एव गृह्यन्ते । न यथोक्तविशेषणस्य जगतो यथोक्तविशेषणमीश्वरं मुक्त्वान्यतः प्रधानाद्चेतनात्, अणुभ्योऽभावात्, संसारिणो वा उत्पत्त्यादि संभावयितुं शक्यम् । न च स्वभावतः, विशिष्टदेशकालनिमित्तानां

छे के जन्मथी जेने अस्तित्व प्राप्त थयुं छे तेवा धर्मो–पदार्थनी स्थिति अने क्षय संभवे छे. अस्य–'आनुं' एम प्रत्यक्षादि (प्रमाणो) वडे पामे दर्शावेला पदार्थनो इदम्–आ शब्द वडे निर्देश कर्यो छे. (अहीं) षष्ठी विभक्ति जन्म वगेरे संबंधनी वाचक छे. यत.–'जेथी' ए शब्दथी कारणनो निर्देश थाय छे. नाम अने रूप द्वारा प्रगट थयेल अनेक कर्ता अने भोक्ताओथी युक्त, निश्चित देश, काळ, निमित्त, क्रिया अने फळरूपी आश्रयवाळुं, जगतनां जन्म, स्थिति अने क्षय यत.–जेथी एटले सर्वज्ञ, सर्वशक्तिमान कारणथी थाय छे ते ब्रह्म छे एवो वाक्यशेष छे. अन्य (बधे) भावविकारो आ त्रणमां समाई जाय छे माटे उत्पत्ति, स्थिति अने क्षय ए (त्रण) नो ज अहीं स्वीकार कर्यो छे.

(१२) यास्क मुनि द्वारा गणावेल 'जन्मे छे, छे,' वगेरेनो स्वीकार करतां तेओनी जगतना स्थितिकाळमां संभावना छे माटे मूळकारणथी जगतनां उत्पत्ति, स्थिति अने लयनुं ग्रहण नथी थयुं तेवी शंका थाय, ते शंका न थाय माटे ब्रह्मनी जे उत्पत्ति, तेमां ज स्थिति अने लय एम ते (त्रण) ज स्वीकार्यां छे पूर्वोक्त विशेषणवाळा जगतनी पूर्वोक्त विशेषणवाळा ईश्वर सिवाय, अन्य कोई अचेतन प्रधानथी, अणुओमांथी, अभावमांथी के संसारीथी उत्पत्ति वगेरेनी संभावना करवी शक्य नथी. वळी स्वभावथी पण (उत्पत्ति वगेरेनी संभावना करवी शक्य नथी) कारण अहीं

मिहोपादानात् । एतदेवानुमानं संसारिव्यतिरिक्तेश्वरास्तित्वादिसाधनं मन्यन्त ईश्वरकारणिनः ।

(१३) *नन्विहापि तदेवोपन्यस्तं जन्मादिसूत्रे ।* न, वेदान्तवाक्यकुसुमग्रथनार्थत्वात्सूत्राणाम् । वेदान्तवाक्यानि हि सूत्रैरुदाहृत्य विचार्यन्ते । वाक्यार्थविचारणाध्यवसाननिर्वृत्ता हि ब्रह्मावगतिः, नानुमानादिप्रमाणान्तरनिर्वृत्ता । सत्सु तु वेदान्तवाक्येषु जगतो जन्मादिकारणवादिषु तदर्थग्रहणदार्ढ्यायानुमानमपि वेदान्तवाक्याविरोधि प्रमाणं भवन्न निवार्यते, श्रुत्यैव च सहायत्वेन तर्कस्याभ्युपेतत्वात् । तथा हि—'श्रोतव्यो मन्तव्यः' (बृह० २ ४-५) इति श्रुतिः 'पण्डितो मेधावी गन्धारानेवोपसंपद्येतैवमेवेहाचार्यवान्पुरुषो वेद' (छान्दो० ६-१४-२) इति च पुरुषबुद्धिसाहाय्यमात्मनो दर्शयति । न धर्मजिज्ञासायामिव श्रुत्यादय एव प्रमाणं ब्रह्मजिज्ञासायाम्, किंतु श्रुत्यादयोऽनुभवादयश्च यथासंभवमिह

વિશિષ્ટ દેશ, કાળ અને નિમિત્તનો સ્વીકાર કરવામાં આવે છે ઈશ્વરને જગતનું કારણ માનનારા આ જ અનુમાનને સંસારથી ભિન્ન એવા ઈશ્વરના અસ્તિત્વ (ને સિદ્ધ કરવા)નું કારણ માને છે.

(૧૩) (પૂર્વપક્ષી કહે છે) અહીં પણ તે જ વાત જન્માદિ એ સૂત્રમાં પ્રયોજાયેલ (અથવા પ્રસ્તુત) છે (સિદ્ધાન્તી કહે છે–) ના ઉપનિષદના વાક્યોરૂપી પુષ્પોનું ગ્રથન કરવું એ જ (આ) સૂત્રોનું પ્રયોજન છે વેદાન્ત (=ઉપનિષદના) વાક્યો જ સૂત્રમાં ઉદ્ધૃત કરી વિચારવામાં આવે છે (તત્ત્વમસિ વગેરે મહા) વાક્યોના અર્થના વિચારમાંથી ઉદ્ભવતા તાત્પર્યનિર્ણયથી નિષ્પન્ન થતું બ્રહ્મજ્ઞાન અનુમાન વગેરે અન્ય પ્રમાણોથી નિષ્પન્ન થતું નથી. જગતના જન્મ વગેરે કારણ દર્શાવતાં વેદાન્ત વાક્યો હોવા છતાં તેમના અર્થજ્ઞાનના સમર્થન માટે વેદાન્તનાં વાક્યોનું અવિરોધી અનુમાન પણ પ્રમાણ બનતું હોય તો તેનું નિરાકરણ કરવામાં આવતું નથી, કારણ કે શ્રુતિએ પણ સહાયરૂપે અનુમાનનો સ્વીકાર કર્યો છે જેમકે—'સાંભળવા યોગ્ય છે, મનન કરવા યોગ્ય છે' (બૃહ૦ ૨-૪-૫ એમ અને, પંડિતો૦ 'પંડિત, મેધાવી પુરુષ ગાંધાર દેશને પ્રાપ્ત કરે છે એવી જ રીતે આચાર્યવાન પુરુષ (બ્રહ્મને) જાણે છે' (છાંદો૦ ૬–૧૪–૨) આમ પોતાને પુરુષબુદ્ધિની સહાયતા છે એમ શ્રુતિ દર્શાવે છે ધર્મજિજ્ઞાસામાં છે તેમ બ્રહ્મજિજ્ઞાસામાં (કેવળ) શ્રુતિ વગેરે જ પ્રમાણ નથી, પણ શ્રુતિ વગેરે અને

प्रमाणम्; अनुभवावसानत्वाद्भूतवस्तुविषयत्वाच्च ब्रह्मज्ञानस्य।
कर्तव्ये हि विषये नानुभवापेक्षास्तीति श्रुत्यादीनामेव प्रामाण्यं
स्यात्, पुरुषाधीनात्मलाभत्वाच्च कर्तव्यस्य। कर्तुमकर्तुमन्यथा
वा कर्तुं शक्यं लौकिकं वैदिकं च कर्म, यथाश्वेन गच्छति, पद्भ्या-
मन्यथा वा, न वा गच्छतीति। तथा 'अतिरात्रे षोडशिनं गृह्णाति,
नातिरात्रे षोडशिनं गृह्णाति', 'उदिते जुहोति, अनुदिते जुहोति'
इति विधिप्रतिषेधाश्चात्रार्थवन्तः स्यु, विकल्पोत्सर्गापवादाश्च।
न तु वस्त्वेवं नैवमस्ति नास्तीति वा विकल्प्यते। विकल्पनास्तु
पुरुषबुद्ध्यपेक्षाः। न वस्तुयाथात्म्यज्ञानं पुरुषबुद्ध्यपेक्षम्। किं
तर्हि? वस्तुतन्त्रमेव तत्। नहि स्थाणावेकस्मिन्स्थाणुर्वा पुरु-
ऽन्यो वेति तत्त्वज्ञानं भवति। तत्र पुरुषोऽन्यो वेति मिथ्याज्ञा-
नम्, स्थाणुरेवेति तत्त्वज्ञानं, वस्तु तन्त्रत्वात्। एवं भूतवस्तु-
विषयाणां प्रामाण्यं वस्तुतन्त्रम्। तत्रैवं सति ब्रह्मज्ञानमपि वस्तु-
तन्त्रमेव, भूतवस्तुविषयत्वात्।

---

અનુભવ વગેરે અહીં (બ્રહ્મજિજ્ઞાસામાં) યથાસંભવ પ્રમાણ છે, કારણ બ્રહ્મજ્ઞાનની સમાપ્તિ (સિદ્ધિ) અનુભવમાં થાય છે અને સિદ્ધ વસ્તુ તેનો વિષય છે કર્તવ્ય વિષયમાં અનુભવની અપેક્ષા હોતી નથી આથી (ત્યાં) શ્રુતિ વગેરે જ પ્રમાણ બને, કારણ કર્તવ્યના સ્વરૂપની સિદ્ધિ પુરુષને અધીન હોય છે. લૌકિક અને વૈદિક કર્મ કરવા નહિ કરવા, અથવા જુદી રીતે કરવા શક્ય છે. જેમ કે ઘોડા પર બેસીને જાય છે, પગે ચાલીને જાય છે, બીજી રીતે જાય છે, અથવા નથી જતો. તેમ અતિરાત્રમાં 'ષોડશી' નું ગ્રહણ કરે છે, અતિરાત્રમાં 'ષોડશી' નું ગ્રહણ કરતો નથી. '(સૂર્ય) ઉદય પામે ત્યારે હોમ કરે છે,' 'ઉદય પામતા પહેલાં હોમ કરે છે,' એમ અહીં વિધિ, નિષેધ, વિકલ્પ, ઉત્સર્ગ તથા અપવાદ પણ (સાર્થક બને છે.) પરંતુ (કોઈ સિદ્ધ) વસ્તુ આ પ્રમાણે છે અથવા નથી જ એવા વિકલ્પો થઈ શકતા નથી વિકલ્પ તો પુરુષબુદ્ધિની અપેક્ષા રાખે છે. વસ્તુનું યથાર્થ જ્ઞાન પુરુષબુદ્ધિની અપેક્ષા રાખતું નથી. ત્યારે તે કેવું છે? તે વસ્તુને (જ) અધીન છે એક ઠુંઠામાં આ ઠુંઠું છે અથવા પુરુષ છે અથવા બીજું કોઈ છે એવું તત્ત્વજ્ઞાન થતું નથી ત્યાં પુરુષ કે બીજું કોઈ છે એ મિથ્યાજ્ઞાન છે અને ઠુંઠું છે એ વસ્તુને અધીન હોવાથી સાચું જ્ઞાન છે આમ સિદ્ધ વસ્તુના વિષયનું પ્રામાણ્ય વસ્તુને અધીન છે આમ હોવાથી બ્રહ્મજ્ઞાન પણ વસ્તુને અધીન જ કારણ તે સિદ્ધ વસ્તુને લગતું છે.

(१४) *ननु भूतवस्तुत्वे ब्रह्मणः प्रमाणान्तरविषयत्वमेवेति वेदान्तवाक्यविचारणानर्थिकैव प्राप्ता ।* न; इन्द्रियाविषयत्वेन संबन्धाग्रहणात् । स्वभावतो विषयविषयाणीन्द्रियाणि; न ब्रह्मविषयाणि । सति हीन्द्रियविषयत्वे ब्रह्मणः इदं ब्रह्मणा संबद्धं कार्यमिति गृह्येत । कार्यमात्रमेव तु गृह्यमाणं किं ब्रह्मणा संबद्धं किमन्येन केनचिद्वा संबद्धमिति न शक्यं निश्चेतुम् । तस्माज्जन्मादिसूत्रं नानुमानोपन्यासार्थम् । किं तर्हि? वेदान्तवाक्यप्रदर्शनार्थम् । *किं पुनस्तद्वेदान्तवाक्यं यत्सूत्रेणेह लिलक्षयिषितम्? 'भृगुर्वै वारुणिः वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति' इत्युपक्रम्याह—'यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति । तद्ब्रह्मेति' (तैत्ति० ३-१) । तस्य च निर्णयवाक्यम्—'आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते ।

(૧૪) (પૂર્વપક્ષી કહે છે.) બ્રહ્મ સિદ્ધવસ્તુ હોવાથી અન્ય પ્રમાણુનો વિષય છે જ તો (પછી) વેદાન્તનાં વાકયોની વિચારણા અર્થહીન બની જાય છે (સિદ્ધાન્તી કહે છે.) ના, (બ્રહ્મ) ઇન્દ્રિયોનો વિષય ન હોવાથી (તેનો અન્ય પ્રમાણો સાથે) સંબંધ સ્વીકારવામાં આવતો નથી. ઇન્દ્રિયો સ્વભાવથી જ વિષયોને વિષય કરનારી છે, બ્રહ્મને વિષય કરનારી નથી. બ્રહ્મ ઇન્દ્રિયોનો વિષય હોત તો (આ) જગત બ્રહ્મની સાથે જોડાયેલું કાર્ય છે એમ તેનું ગ્રહણ થાત, પરંતુ (આ જગતરૂપી) કાર્યમાત્રનું જ (ઇન્દ્રિયોથી ગ્રહણ થાય છે. તો પછી શું તે બ્રહ્મ સાથે જોડાયેલું છે અથવા બીજા કોઈ સાથે જોડાયેલું છે એવો નિશ્ચય થઈ શકતો નથી માટે 'જન્મ' વગેરે' એ સૂત્ર અનુમાનને પ્રસ્તુત કરવાના હેતુથી નથી. ત્યારે (તમે કહો) શા માટે છે? તો વેદાન્ત વાકયને પ્રસ્તુત કરવા માટે છે. (પૂર્વપક્ષી પૂછે છે) પણ તે વેદાન્તનું કયું વાક્ય છે જે અહીં આ સૂત્ર વડે લક્ષ્ય કરવું ઇષ્ટ છે? (સિદ્ધાન્તી) ભૃગુઃ૦ 'વરુણના પુત્ર ભૃગુ (ઋષિ) પિતા વરુણની પાસે ગયા. હે ભગવાન ! મને બ્રહ્મ (વિશે) ભણાવો. એમ ઉપક્રમ કરીને (ત્યાં) કહેવામાં આવ્યું છે. જેનાથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. જેના દ્વારા જન્મેલા જીવે છે. જેની તરફ જાય છે અને (અંતે) જેમાં લય પામે છે. તેને તું જાણ, તે બ્રહ્મ છે, (તૈત્તિ૦ ૩-૧) તે (ચર્ચાનું) નિર્ણયવાક્ય છે— 'આનંદમાં'થી જ આ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. આનંદથી જ જન્મેલા જીવે છે. આનંદ તરફ જાય છે અને (અંતે) આનંદમાં લય પામે

आनन्देन जातानि जीवन्ति । आनन्दं प्रयन्त्यभिसंविशन्तीति' (तैत्ति० ३-६) । अन्यान्यप्येवंजातीयकानि वाक्यानि नित्यशुद्धबुद्धमुक्तस्वभावसर्वज्ञस्वरूपकारणविषयाण्युदाहर्तव्यानि ॥ २ ॥

---

## ३ शास्त्रयोनित्वाधिकरणम् ।

जगत्कारणत्वप्रदर्शनेन सर्वज्ञं ब्रह्मेत्युपक्षिप्तं तदेव द्रढयन्नाह--

**शास्त्रयोनित्वात् ॥ ३ ॥**

(१५) महत ऋग्वेदादेः शास्त्रस्यानेकविद्यास्थानोपबृंहितस्य प्रदीपवत्सर्वार्थावद्योतिनः सर्वज्ञकल्पस्य योनिः कारणं ब्रह्म । न हीदृशस्य शास्त्रस्यर्ग्वेदादिलक्षणस्य सर्वज्ञगुणान्वितस्य सर्वज्ञादन्यतः संभवोऽस्ति । यद्यद्विस्तरार्थं शास्त्रं यस्मात्पुरुषविशेषात्संभवति, यथा व्याकरणादि पाणिन्यादेर्ज्ञेयैकदेशार्थमपि, स ततोऽप्यधिकतरविज्ञान इति प्रसिद्धं लोके । किमु वक्तव्यमनेकशाखाभेदभिन्नस्य देवतिर्यङ्मनुष्यवर्णाश्रमादिप्रविभागहेतोर्ऋग्वेदाद्याख्यस्य सर्वज्ञानाकरस्याप्रयत्नेनैव लीलान्यायेन पुरुषनिःश्वासवद्यस्मा-

---

છે., (તૈત. ૩–૬) બીજા પણ આ પ્રકારના નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળા સર્વજ્ઞ સ્વરૂપ, (જગતના) કારણરૂપ (બ્રહ્મ)ને વર્ણવતાં વાક્યો ઉદાહરણ તરીકે આપવાં જોઈએ.

### ૩ શાસ્ત્રયોનિત્વાધિકરણ

જગતના કારણરૂપે બ્રહ્મને દર્શાવી(તે) સર્વજ્ઞ છે તે સૂચવી દીધું છે. (હવે) તેનું જ સમર્થન કરતાં કહે છે.–

**શાસ્ત્રયોનિ છે તેથી (૩)**

(૧૫) અનેક વિદ્યાસ્થાનોથી પરિપુષ્ટ દીપકની જેમ દરેક પદાર્થને પ્રકાશિત કરનાર, સર્વજ્ઞ જેવા મહાન ઋગ્વેદ વગેરે શાસ્ત્રની યોનિ એટલે કારણ બ્રહ્મ છે. ઋગ્વેદાદિ સ્વરૂપવાળાં, સર્વગુણોથી યુક્ત એવા શાસ્ત્રની સર્વજ્ઞ સિવાય બીજા કોઈથી ઉત્પત્તિ શક્ય નથી જે જે વિસ્તારાર્થ શાસ્ત્ર જે પુરુષવિશેષથી ઉત્પન્ન થાય છે તે (વિદ્વાન) તે (શાસ્ત્રો)થી અધિક જ્ઞાની હોય છે એ વાત લોકમાં પ્રસિદ્ધ છે, જેમકે પાણિનિ વગેરેના જ્ઞાનના એક અંશરૂપ (તેઓએ રચેલ) વ્યાકરણાદિ શાસ્ત્રો છે. તો પછી અનેક શાખાભેદથી ભિન્ન, દેવ, પશુ, મનુષ્ય, વર્ણ આશ્રમ વગેરે વિભાગને કારણે, સર્વજ્ઞાનની

न्महतो भूताद्योनेः संभवः, 'अस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदः' (बृह० २-४-१०) इत्यादिश्रुतेः। तस्य महतो भूतस्य निरतिशयं सर्वज्ञत्वं सर्वशक्तिमत्त्वं चेति। इति प्रथमवर्णकम् ॥

(१६) अथवा,–यथोक्तमृग्वेदादि शास्त्रं योनिः कारणं प्रमाणमस्य ब्रह्मणो यथावत्स्वरूपाधिगमे। शास्त्रादेव प्रमाणाज्जगतो जन्मादिकारणं ब्रह्माधिगम्यत इत्यभिप्रायः। शास्त्रमुदाहृतं पूर्वसूत्रे —'यतो वा इमानि भूतानि जायन्ते' इत्यादि। *किमर्थं तर्हीदं सूत्रं ? यावता पूर्वसूत्र एवैवंजातीयकं शास्त्रमुदाहरता शास्त्रयोनित्वं ब्रह्मणो दर्शितम्। *उच्यते,––तत्र पूर्वसूत्राक्षरेण स्पष्टं शास्त्रस्यानुपादानाज्जन्मादि केवलमनुमानमुपन्यस्तमित्याशङ्क्येत, तामाशङ्कां निवर्तयितुमिदं सूत्रं प्रववृते–शास्त्रयोनित्वादिति ॥ ३ ॥

---

પ્રાણ, ઋગ્વેદાદિ નામના શાસ્ત્રોની પ્રયત્ન વિના જ 'લીલાન્યાય'થી મનુષ્યના નિશ્વાસની જેમ જે મહાન સદ્રૂપ કારણથી ઉત્પત્તિ થાય છે શ્રુતિમાં કહ્યું છે કે, अस्य० 'આ મહાન સદ્રૂપ બ્રહ્મના ઋગ્વેદ વગેરે નિશ્વાસ છે, (બૃહ૦ ૨–૪–૧૦) તે મહાન સદ્રૂપ બ્રહ્મના નિરતિશય સર્વજ્ઞત્વ અને સર્વશક્તિમત્વ વિશે કહેવું જ શું ?

(૧૬) અથવા પૂર્વોક્તિ ઋગ્વેદાદિ શાસ્ત્ર યોનિ એટલે કારણ અર્થાત્ આ બ્રહ્મના યથાર્થ સ્વરૂપના જ્ઞાનમાં પ્રમાણ છે. શાસ્ત્રના પ્રમાણથી જ બ્રહ્મ જગત વગેરેના જન્મ વગેરેનુ કારણ છે એવું સમજાય છે, એવો (અહીં) અભિપ્રાય છે પૂર્વસૂત્રમાં શાસ્ત્રનું ઉદાહરણ આપ્યુ છે કે, 'જેમાંથી આ પ્રાણીઓ ઉત્પન થાય છે. વગેરે (પૂર્વપક્ષી પ્રશ્ન કરે છે–) જ્યારે પૂર્વસૂત્રમાં આ પ્રકારના શાસ્ત્રોનું ઉદાહરણ આપતા બ્રહ્મનું શાસ્ત્રયોનિત્વ દર્શાવી દીધું છે તો આ સૂત્રનું શું પ્રયોજન ? (સિદ્ધાન્તી–) ઉત્તર આપીએ છીએ –ત્યાં પૂર્વસૂત્રના અક્ષરોથી શાસ્ત્રનુ સ્પષ્ટ ગ્રહણ થતુ નથી આથી કેવળ જન્મ વગેરેના અનુમાનને પ્રસ્તુત કર્યું છે એવી કોઈ શંકા કરે તો તે શંકાને દૂર કરવા માટે આ 'शास्त्रयोनित्वात्' સૂત્ર પ્રવૃત્ત થયું છે.

## ४ समन्वयाधिकरणम् ।

(१७) *कथं पुनर्ब्रह्मणः शास्त्रप्रमाणकत्वमुच्यते, यावता 'आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम्' (जै० सू० १-२-१) इति क्रियापरत्वं शास्त्रस्य प्रदर्शितम् । अतो वेदान्तानामानर्थक्यम् ; अक्रियार्थत्वात् कर्तृदेवतादिप्रकाशनार्थत्वेन वा क्रियाविधिशेषत्वम् , उपासनादिक्रियान्तरविधानार्थत्वं वा । नहि परिनिष्ठितवस्तुप्रतिपादनं संभवति; प्रत्यक्षादिविषयत्वात्परिनिष्ठितवस्तुनः; तत्प्रतिपादने च हेयोपादेयरहिते पुरुषार्थाभावात् । अत एव 'सोऽरोदीत्' इत्येवमादीनामानर्थक्यं मा भूदिति 'विधिना त्वेकवाक्यत्वात्स्तुत्यर्थेन विधीनां स्युः' (जै० सू० १-२-७) इति स्तावकत्वेनार्थवत्त्वमुक्तम् । मन्त्राणां च 'इषे त्वा' इत्यादीनां क्रियातत्साधनाभिधायित्वेन कर्मसमवायित्वमुक्तम् । न क्वचिदपि वेदवाक्यानां विधिसंस्पर्शमन्तरेणार्थवत्ता दृष्टोपपन्ना वा ।

## ૪. સમન્વયાધિકરણ

(૧૭) *(પૂર્વપક્ષી પ્રશ્ન કરે છે) પણ બ્રહ્મ શાસ્ત્રપ્રમાણક છે એ કેવી રીતે કહો છો જ્યારે आम्नायस्य-'વેદ ક્રિયાર્થક હોવાથી તેના અર્થવાળાં નહિ એટલે ક્રિયાર્થક ન હોય તે વાક્યો નિરર્થક છે (જૈ. સૂ ૧-૨-૧) એમ શાસ્ત્રનું ક્રિયાપરત્વ દર્શાવ્યું છે માટે ક્રિયાર્થક ન હોવાથી વેદાન્ત અનર્થક (પ્રયોજન વિનાનું) છે. અથવા કર્તા દેવતા વગેરેને પ્રકાશિત કરવારૂપી પ્રયોજનવાળાં હોવાથી (વેદાન્તવાક્યો) ક્રિયા-વિધિના અંગરૂપ છે અથવા ઉપાસના વગેરે અન્ય ક્રિયાઓનું વિધાન કરવા માટે (તે વેદાન્તવાક્યો) છે. સિદ્ધ વસ્તુનું પ્રતિપાદન (એ વેદાન્ત વાક્યનું પ્રયોજન) સંભવી શકે નહિ. કારણ સિદ્ધવસ્તુ પ્રત્યક્ષાદિનો વિષય છે. અને તેનું પ્રતિપાદન હેય અને ઉપાદેય રહિત હોવાથી તેમાં પુરુષાર્થની આવશ્યકતા નથી. આથી જ 'सोऽरोदीत्' 'તે રડ્યો' વગેરે (વાક્યો) અનર્થક ન બને માટે વિધિનાત્વે... વિધિ વાક્યો સાથે (અર્થવાદ વગેરે વાક્યોની) એકવાક્યતા હોવાથી વિધિવાક્યોની સ્તુતિ એ (આવા વેદાન્તના વાક્યોનું) પ્રયોજન છે (જૈ. સૂ ૧-૨-૭) એમ સ્તુતિપરક હોવાથી તેવાં (વેદાન્ત વાક્યોને) સાર્થક કહ્યાં છે અને 'इषे-त्वा'-'હું તને શક્તિ માટે કાપું છું' વગેરે મન્ત્રો ક્રિયા અને તેનાં સાધનોના વાચક હોવાથી કર્મ સાથે જોડાયેલા કહેવાયા છે.

न च परिनिष्ठिते वस्तुस्वरूपे विधिः संभवति; क्रियाविषयत्वा द्विधे- । तस्मात्कर्मापेक्षितकर्तृस्वरूपदेवतादिप्रकाशनेन क्रियाविधिशेषत्वं वेदान्तानाम् । अथ प्रकरणान्तरभयान्नैतदभ्युपगम्यते, तथापि स्ववाक्यगतोपासनादिकर्मपरत्वम् । तस्मान्न ब्रह्मणः शास्त्रयोनित्वमिति प्राप्ते उच्यते,—

तत्तु समन्वयात् ॥४॥

(१८) तुशब्दः पूर्वपक्षव्यावृत्त्यर्थः । तद् ब्रह्म सर्वज्ञं सर्वशक्ति जगदुत्पत्ति स्थितिलयकारणं वेदान्तशास्त्रादेवावगम्यते । कथम् ? समन्वयात् । सर्वेषु हि वेदान्तेषु वाक्यानि तात्पर्येणैतस्यार्थस्य प्रतिपादकत्वेन समनुगतानि । 'सदेव सोम्येदमग्र आसीत्' । 'एकमेवाद्वितीयम्' (छान्दो० ६।२।१) 'आत्मा वा इदमेक एवाग्र आसीत्' (ऐत० (२।१।१।१) 'तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यम्' । 'अयमात्मा ब्रह्म सर्वानुभूः' (बृह० २.५।१९) ब्रह्मैवेदममृतं पुरस्तात्' (मुण्ड० २ २।१।१) इत्यादीनि । न च तद्गतानां पदानां ब्रह्म-

---

કયાય (વિધિના સંસ્પર્શ વિના વેદવાક્યોની અર્થવત્તા દેખાતી કે સિદ્ધ થતી નથી. સિદ્ધ વસ્તુના સ્વરૂપની બાબતમાં કોઈ વિધિ હોતી નથી કારણ વિધિ ક્રિયાવિષયક હોય છે. માટે કર્મમાં અપેક્ષિત કર્તા તથા દેવતા વગેરેના સ્વરૂપનું પ્રકાશન કરતા હોવાથી વેદાન્ત વાક્યો) ક્રિયાવિધિના શેષ (એટલે અંગ) છે. અન્ય પ્રકારના ભયથી આનો સ્વીકાર કરવામાં ન આવે તો પણ (વેદાન્ત) પોતાનાં વાક્યોમાં રહેલી ઉપાસના વગેરે કર્મપરક છે માટે બ્રહ્મ શાસ્ત્રયોનિ નથી એવું આવી પડયું ત્યારે (સૂત્રકાર) કહે છે.

તે (બ્રહ્મ) તો (વેદાન્તથી સમજાય છે) સમન્વયથી (૪)

(૧૮) તુ–તો શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ (ખંડન) કરે છે. સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, જગતની, ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ તે બ્રહ્મ છે (એમ) વેદાન્તશાસ્ત્ર દ્વારા જ સમજાય છે (પૂર્વપક્ષી પૂછે છે) કેવી રીતે ? (સિદ્ધાન્તી ઉત્તર આપે છે) સમન્વયથી બધાંથી કારણ, કે सदेव सोम्येदमग्र आसीत् . હે સૌમ્ય ! આ સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં એક માત્ર અદ્વિતીય સત્ હતું. (છાન્દો. ૬–૨–૧) [illegible] સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં એક આત્મા જ હતો (ઐત. ૨–૧–૧–૧) तदेतद् તે આ [illegible] अपूर्व—કારણરહિત अनपर (કાર્યરહિત) अनन्तर [illegible] બાહ્યથી રહિત) अबाह्य (અદ્વિતીય) છે. આ આત્મા જ સર્વનો અનુભવ કરનાર છે. (બૃહ૦ ૨–૫–૧૯) ब्रह्मैव આ અમૃત

स्वरूपविषये निश्चिते समन्वयेऽवगम्यमानेऽर्थान्तरकल्पना युक्ता श्रुतहान्यश्रुतकल्पनाप्रसङ्गात् । न च तेषां कर्तृस्वरूपप्रतिपादनपरतावसीयते, 'तत्केन कं पश्येत्' (बृह० २।४।१३) इत्यादिक्रियाकारकफलनिराकरणश्रुतेः । न च परिनिष्ठितवस्तुस्वरूपत्वेऽपि प्रत्यक्षादिविषयत्वं ब्रह्मण, 'तत्त्वमसि' (छान्दो० ६।८।७) इति ब्रह्मात्मभावस्य शास्त्रमन्तरेणानवगम्यमानत्वात् । यत्तु–हेयोपादेयरहितत्वादुपदेशानार्थक्यमिति, नैष दोषः, हेयोपादेयशून्यब्रह्मात्मतावगमादेव सर्वक्लेशप्रहाणात्पुरुषार्थसिद्धेः । देवतादिप्रतिपादनस्य तु स्ववाक्यगतोपासनार्थत्वेऽपि न कश्चिद्विरोधः । न तु तथा ब्रह्मण उपासनाविधिशेषत्वं संभवति, एकत्वे हेयोपादेयशून्यतया क्रियाकारकादिद्वैतविज्ञानोपमर्दोपपत्तेः । न ह्येकत्वविज्ञानेनोन्मथितस्य द्वैतविज्ञानस्य पुनः संभवोऽस्ति, येनोपासनाविधि

---

બ્રહ્મ જ સામે રહેલ છે (મુડક૦ ૨–૨) વગેરે વાક્યો સર્વ ઉપનિષદોમાં તાત્પર્યથી આજ અર્થના પ્રતિપાદક રૂપે સમન્વિત છે, તેમા રહેલ પદોનો બ્રહ્મસ્વરૂપ વિષયમા નિશ્ચિત સમન્વય જાણી લીધા પછી બીજા અર્થની કલ્પના કરવી યોગ્ય નથી, કારણ (તેમ કરવાથી) શ્રુત અર્થની હાનિ અને અશ્રુત અર્થની કલ્પના કરવાનો પ્રસગ આવશે, અને આ વાક્યોનુ કર્તાના સ્વરૂપનુ પ્રતિપાદન કરવાનુ તાત્પર્ય છે એ નક્કી થઈ શકતુ નથી કારણ કે **तत् केन कं पश्येत्**-તે બ્રહ્મ વિદ્યાકાળમાં કયો કર્તા કોના વડે કયા વિષયને જોશે ? (બૃહ ૨-૪-૧૩) વગેરે શ્રુતિથી ક્રિયા, કારક અને ફળનો નિષેધ કરાયો છે વળી સિદ્ધ વસ્તુ સ્વરૂપ હોવા છતા પણ બ્રહ્મ પ્રત્યક્ષાદિ (પ્રમાણ)નો વિષય બનતુ નથી, **तत्त्वमसि** તે તુ છે (છાન્દોગ્ય૦ ૬–૮–૭) એમ શાસ્ત્ર વિના બ્રહ્માનુ સ્વરૂપ જાણી શકાતુ નથી હેય અને ઉપાદેય રહિત હોવાથી બ્રહ્મનો ઉપદેશ નિષ્ફળ છે એવુ જે (તમે કહ્યુ) તે દોષ નથી કારણ હેય અને ઉપાદેય રહિત બ્રહ્મના સ્વરૂપને જાણવાથી બધા ક્લેશોનો નાશ થવાથી પરમ પુરુષાર્થની સિદ્ધિ થાય છે વળી (તમે જે દેવતા વગેરેનુ પ્રતિપાદન સ્વવાક્યગત ઉપાસન પરક હોય તો પણ કોઈ વિરોધ આવતો નથી પરતુ બ્રહ્મ ઉપાસના વિધિનુ અગ બની શકતુ નથી એકત્વનુ જ્ઞાન થવાથી (બ્રહ્મ) હેય અને ઉપાદેયથી રહિત બનતા ક્રિયા, કારક વગેરે દ્વૈત—વિજ્ઞાનનો બાધ સભવી શકે છે એકત્વ જ્ઞાનથી નાશ પામેલા દ્વૈતજ્ઞાનનો ફરીથી સભવ શક્ય નથી કે જેથી

शेषत्वं ब्रह्मण प्रतिपद्येत । यद्यप्यन्यत्र वेदवाक्यानां न विधिसंस्पर्शमन्तरेण प्रमाणत्वं दृष्टम्; तथाप्यात्मविज्ञानस्य फलपर्यन्तत्वान्न तद्विषयस्य शास्त्रस्य प्रामाण्यं शक्यं प्रत्याख्यातुम् । न चानुमानगम्यं शास्त्रप्रामाण्य, येनान्यत्र दृष्टं निदर्शनमपेक्ष्येत । तस्मात्सिद्धं ब्रह्मणः शास्त्रप्रमाणकत्वम् ।

(१९) अत्रापरे प्रत्यवतिष्ठन्ते—यद्यपि शास्त्रप्रमाणकं ब्रह्म, तथापि प्रतिपत्तिविधिविषयतयैव शास्त्रेण ब्रह्म समर्प्यते । यथा यूपाहवनीयादीन्यलौकिकान्यपि विधिशेषतया शास्त्रेण समर्प्यन्ते, तद्वत् । कुत एतत् ? प्रवृत्तिनिवृत्तिप्रयोजनत्वाच्छास्त्रस्य । तथा हि-शास्त्रतात्पर्यविद आहुः—'दृष्टो हि तस्यार्थः कर्मावबोधनम्' (जै० सू० १।१।१) इति । 'चोदनेति क्रियायाः प्रवर्तकं वचनम्'। 'तस्य ज्ञानमुपदेशः—' (जै० सू० १।१।५)। 'तद्भूतानां क्रियार्थेन

બ્રહ્મ ઉપાસના વિધિનુ અગ છે એમ પ્રતિપાદન કરાય જો કે અન્ય સ્થળે વિધિ સાથે સબધ વિના (કટલાક) વેદાન્તવાક્યો પ્રમાણભૂત છે, એવુ દેખાતુ નથી, તો પણ આત્મવિજ્ઞાન ફળપર્યન્ત હોવાથી તેને લગતા શાસ્ત્રના પ્રામાણ્યનું નિરાકરણ કરવું શક્ય નથી શાસ્ત્રનું પ્રામાણ્ય અનુમાનગમ્ય નથી કે જેથી એ અન્ય સ્થળે જોયેલાં દૃષ્ટાન્તોની અપેક્ષા રાખે માટે બ્રહ્મ શાસ્ત્રપ્રમાણ (છે એ) સિદ્ધ થાય છે

(૧૯) અહીં બીજાઓ (વૃત્તિકાર) પૂર્વપક્ષ કરે છે—જો કે બ્રહ્મ શાસ્ત્રપ્રમાણક (શાસ્ત્ર જેનુ પ્રમાણ છે તેવુ, શાસ્ત્રરૂપી પ્રમાણ-વાળુ) છે તો પણ પ્રતિપત્તિ (ઉપાસના) વિધિના વિષય તરીકે જ શાસ્ત્ર બ્રહ્મનો બોધ કરે છે યૂપ, આહવનીય વગેરે અલૌકિક પદાર્થોનો પણ વિધિના અગરૂપે શાસ્ત્ર બોધ કરે છે તેમ આ કેવી રીતે ? કારણ કે શાસ્ત્રનુ પ્રયોજન પ્રવૃત્તિ કે નિવૃત્તિ છે જેમકે શાસ્ત્રનુ તાત્પર્ય જાણનારા કહે છે दृष्टो हि… કર્મનો બોધ કરાવવો એ શાસ્ત્રનુ દૃષ્ટફળ છે. (જૈ ૧ ૧ ૧ ૧ પરનું શાબરભાષ્ય) चोदना એ ક્રિયાનું પ્રવર્તક વચન છે तस्य તેનુ જ્ઞાપક ઉપદેશ છે (જૈ. સૂ ૧-૧-૫) तद् भूतानाम् તેમાં રહેલા પદોનું ક્રિયાવાચક પદો સાથે ઉચ્ચારણ કરવું (જૈ. સૂ ૧-૧-૨૫) આમ્નાયસ્ય-વેદ ક્રિયાર્થક હોવાથી તેવા અર્થવાળા નહિ એવને ક્રિયાર્થક ન હોય તે વાક્ય નિરર્થક છે (જૈ સૂ ૧-૨-૧) વગેરે આથી પુરુષને કોઈ વિષયવિશેષમાં

समाम्नायः—' (जै० सू० १।१।२५) 'आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम्—' (जै० सू० १।२।१) इति च। अतः पुरुषं क्वचिद्विषयविशेषे प्रवर्तयत्कुतश्चिद्विषयविशेषान्निवर्तयच्चार्थवच्छास्त्रम्। तच्छेषतया चान्यदुपयुक्तम्। तत्सामान्याद्वेदान्तानामपि तथैवार्थवत्त्वं स्यात्। सति च विधिपरत्वे यथा स्वर्गादिकामस्याग्निहोत्रादिसाधनं विधीयत एवममृतत्वकामस्य ब्रह्मज्ञानं विधीयत इति युक्तम्।

(२०) नन्विह जिज्ञास्यवैलक्षण्यमुक्तम्—कर्मकाण्डे भव्यो धर्मो जिज्ञास्यः; इह तु भूतं नित्यनिर्वृत्तं ब्रह्म जिज्ञास्यमिति; तत्र धर्मज्ञानफलादनुष्ठानापेक्षाद्विलक्षणं ब्रह्मज्ञानफलं भवितुमर्हति।

(२१) नार्हत्येवं भवितुम्; कार्यविधिप्रयुक्तस्यैव ब्रह्मणः प्रतिपाद्यमानत्वात्। 'आत्मा वा अरे द्रष्टव्यः' (बृ० २।४।५) इति। 'य आत्माऽपहतपाप्मा', 'सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः' (छान्दो० ८।७।१), 'आत्मेत्येवोपासीत' (बृ० १।४।७) 'आत्मानमेव

---

પ્રવૃત્તિ કરાવનાર અને કોઇ વિષયવિશેષમાંથી નિવૃત્તિ કરાવનાર શાસ્ત્ર સાર્થક છે. અને બીજાં વાક્યો તેના અંગ હોવાથી ઉપયોગી છે. તેની સાથે સમાનતા હોવાથી વેદાન્તનાં વાક્યો પણ તેવી જ રીતે સાર્થક બનશે. અને (આમ) વેદાન્તવાક્યો વિધિપરક થતાં, જેમ સ્વર્ગ વગેરેની કામનાવાળા માટે અગ્નિહોત્ર વગેરે (સાધનો)નું વિધાન કરાય છે તેમ, અમૃતત્વ (મોક્ષ)ની કામનાવાળા માટે બ્રહ્મજ્ઞાનનું વિધાન કરાય છે એમ (કહેવું) યોગ્ય છે.

(૨૦) (સિદ્ધાન્તી સામી શંકા કરે છે)—અહીં જિજ્ઞાસ્યનો ભેદ વર્ણવ્યો છે. કર્મકાંડમાં ભવ્ય સાધ્ય ઉત્પન્ન થનાર ધર્મ જિજ્ઞાસ્ય (જાણવાનો વિષય) છે પણ અહીં (વેદાન્તમાં) તો સિદ્ધ, નિત્યનિર્વૃત્ત બ્રહ્મ જિજ્ઞાસ્ય છે ત્યાં અનુષ્ઠાનની અપેક્ષાવાળા ધર્મજ્ઞાનના ફળથી બ્રહ્મજ્ઞાનનું ફળ જુદું તારવવા યોગ્ય છે. (વિલક્ષણ થવા યોગ્ય છે.)

(૨૧) (પૂર્વપક્ષી આ શંકાનો ઉત્તર આપે છે) — એવું થવું યોગ્ય નથી, કારણ (ત્યાં) કાર્યવિધિપ્રયુક્ત બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આત્મા० અરે ! આત્માનો સાક્ષાત્કાર કરવો જોઈએ. (બૃહ૦ ૨–૪–૫) ય આત્મા જે આત્મા પાપ રહિત છે તેને શોધવો જોઈએ, તેની જિજ્ઞાસા કરવી

लोकमुपासीत' (बृ० १।४।१५)। 'ब्रह्म वेद ब्रह्मैव भवति' (मुण्ड० ३।२।९) इत्यादिविधानेषु सत्सु–'कोऽसावात्मा, किं तद्ब्रह्म ?' इत्याकाङ्क्षायां तत्स्वरूपसमर्पणेन सर्वे वेदान्ता उपयुक्ता —'नित्यः सर्वज्ञः सर्वगतो नित्यतृप्तो नित्यशुद्धबुद्धमुक्तस्वभावो विज्ञानमानन्दं ब्रह्म' इत्येवमादयः। तदुपासनाच्च शास्त्रदृष्टोऽदृष्टो मोक्षः फलं भविष्यतीति। कर्तव्यविध्यननुप्रवेशे वस्तुमात्रकथने हानोपादानासंभवात् 'सप्तद्वीपा वसुमती', 'राजासौ गच्छति' इत्यादिवाक्यवद्वेदान्तवाक्यानामानर्थक्यमेव स्यात्। *ननु वस्तुमात्रकथनेऽपि 'रज्जुरियं नायं सर्पः' इत्यादौ भ्रान्तिजनितभीतिनिवर्तनेनार्थवत्त्वं दृष्टं तथेहाप्यसंसार्यात्मवस्तुकथनेन संसारित्वभ्रान्तिनिवर्तनेनार्थवत्त्वं स्यात्। स्यादेतदेवम्, यदि रज्जुस्वरूपश्रवण इव सर्पभ्रान्तिः,

જોઈએ' (છાંદોગ્ય ૮–૭–૧) 'आत्मा આત્મા છે એમ ઉપાસના કરવી જોઇએ (બૃહ ૧–૪–૭) आत्मानम्० જ્ઞાનસ્વરૂપ આત્માની ઉપાસના કરો.' (બૃહ૦ ૧–૪–૧૫) ब्रह्मवेद બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ બને છે,' ઈત્યાદિ વિધાનો હોવાથી 'આ આત્મા કોણ છે ?' 'તે બ્રહ્મ શુ છે ?' એવી આકાંક્ષા થતા તેના સ્વરૂપનો બોધ કરાવવા માટે 'નિત્ય, સર્વજ્ઞ, સર્વગત નિત્યતૃપ્ત, નિત્ય–શુદ્ધ–બુદ્ધ–મુક્ત–સ્વભાવ, વિજ્ઞાન સ્વરૂપ, આનંદ-સ્વરૂપ બ્રહ્મ છે અને અન્ય સર્વે વેદાન્તવાક્યો ઉપયુક્ત થાય છે વળી તેની ઉપાસનાથી શાસ્ત્ર દ્વારા દૃષ્ટ (અવગત) અને (લોકમાં પ્રમાણોથી) અદૃષ્ટ એવુ મોક્ષરૂપી ફળ પ્રાપ્ત થશે (વેદાન્ત વાક્યોને) કર્તવ્યવિધિના અંગ તરીકે ન સ્વીકારતા વસ્તુમાત્રનુ કથન કરનારાં માનતા, હાન અને ઉપાદાન અસંભવ (અશક્ય) બની જવાથી सप्तद्वीपा वसुमती–પૃથ્વી સાત દ્વીપવાળી છે' राजासौ गच्छति–આ રાજા જાય છે' વગેરે વાક્યો માફક વેદાન્ત વાક્યો નિરર્થક બની જાય [સિદ્ધાન્તી શંકા કરે છે] 'रज्जुरियं नायं सर्पः' -આ દોરડી છે, આ સાપ નથી એમ વસ્તુમાત્રનુ કથન કરવાથી પણ ભ્રાન્તિથી ઉદ્ભવેલ ભયની નિવૃત્તિ દ્વારા સાર્થકતા (સિદ્ધ થતી) જોઇ શકાય છે તેમ અહીં (વેદાન્તવાક્યોની બાબતમાં) પણ અસંસારી આત્મ વસ્તુના કથનથી સંસારિત્વ ભ્રાંતિની નિવૃત્તિ દ્વારા (તેની) સાર્થકતા (સિદ્ધ) થાય [પૂર્વપક્ષી આનો ઉત્તર આપે છે] આવુ બની શકે જો રજ્જુના સ્વરૂપના શ્રવણમાત્રથી જેમ ભ્રાંતિ નિવૃત્ત થાય છે તેમ બ્રહ્મના સ્વરૂપના શ્રવણમાત્રથી સંસારિત્વની ભ્રાન્તિ દૂર થઈ જતી હોય પણ (તે) તેમ દૂર

संसारित्व भ्रान्तिर्ब्रह्मस्वरूपश्रवणमात्रेण निवर्तेत, नतु निवर्तते, श्रुत ब्रह्मणोऽपि यथापूर्वं सुखदुःखादिसंसारिधर्मदर्शनात्, 'श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' (बृह० २।४।५) इति च श्रवणोत्तरकाल योर्मननिदिध्यासनयोर्विधिदर्शनात्। तस्मात्प्रतिपत्तिविधिविषय-तयैव शास्त्रप्रमाणकं ब्रह्माभ्युपगन्तव्यमिति।

(२२) अत्राभिधीयते-न, कर्म-ब्रह्मविद्याफलयोर्वैलक्षण्यात्। शारीरं वाचिकं मानसं च कर्म श्रुतिस्मृतिसिद्धं धर्माख्यं, यद्विषया जिज्ञासा 'अथातो धर्म जिज्ञासा' (जै० सू० १।१।१) इति सूत्रिता, अधर्मोऽपि हिंसादिः प्रतिषेधचोदनालक्षणत्वाज्जिज्ञास्य परिहाराय। तयो-श्चोदनालक्षणयोरर्थानर्थयोर्धर्माधर्मयो फले प्रत्यक्षे सुखदुःखे शरीर-वाङ्मनोभिरेवोपभुज्यमाने विषयेन्द्रियसंयोगजन्ये ब्रह्मादिषु स्थाव-रान्तेषु प्रसिद्धे। मनुष्यत्वादारभ्य ब्रह्मान्तेषु देहवत्सु सुखतार-तम्यमनुश्रूयते। ततश्च तद्धेतोर्धर्मस्य तारतम्यं गम्यते। धर्मतार-तम्यादधिकारितारतम्यम्। प्रसिद्धं चार्थित्वसामर्थ्यादिकृतमधि-कारितारतम्यम्। तथा च यागाद्यनुष्ठायिनामेव विद्यासमाधि

---

થતી નથી કારણ બ્રહ્મનુ શ્રવણ કરનારમા પણ પહેલાની જેમ સુખ દુ ખ વગેરે જગતના ધર્મો દેખાય છે અને શ્રોતવ્યો આત્મા શ્રવણ કરવા, મનન કરવા અને નિદિધ્યાસન કરવા યોગ્ય છે બૃહ ૨-૪-૫' એ શ્રુતિમાં શ્રવણ પછીના કાળમાં મનન અને નિદિધ્યાસનની વિધિ (નુ વિધાન થયેલુ') જોવામાં આવે છે, માટે ઉપાસના વિધિના અ ગ તરીકે જ બ્રહ્મ શાસ્ત્ર પ્રમાણક છે એવુ સ્વીકારવુ પડશે

(૨૨) [ સિદ્ધાન્તી કહે છે ] અહી કહીએ છીએ ના, ( તેમ નથી ) કારણ કર્મ અને બ્રહ્મવિદ્યાના ફ઼ળમા વિલક્ષણતા (ભેદ) છે કાયિક, વાચિક અને માનસિક કર્મ શ્રુતિ અને સ્મૃતિમાં ધર્મ નામે પ્રસિદ્ધ છે, જે (ધર્મ) વિષયક જિજ્ઞાસા 'अथातो धर्मजिज्ञासा-વેદાધ્યયન પછી ધર્મની જિજ્ઞાસા કરવી જોઇએ (જૈ સૂ ૧-૧-૧)' માં સૂત્રબદ્ધ કરવામાં આવી છે હિંસાદિ અધર્મ પણ પ્રતિષેધ-પ્રવર્તક વાક્યો પરિહાર (ત્યજવા) માટે જાણવા યોગ્ય છે તે ચોદના (પ્રેરણા) રૂપી લક્ષણવાળા અર્થ અને અનર્થરૂપ ધર્મ અને શરીર, વાણી અને મનથી ભોગવાતુ, વિષય અને ઇન્દ્રિયોના સ યોગથી ઉત્પન્ન થતુ સુખ અને દુ ખરૂપી ફ઼ળ બ્રહ્મથી માંડી સ્થાવર સુધી પ્રસિદ્ધ છે મનુષ્યથી માંડી બ્રહ્માદિ સુધીનુ તારતમ્ય (ન્યૂનાધિકપણુ, ઓછાવત્તાપણુ'

विशेषादुत्तरेण पथा गमनं, केवलैरिष्टापूर्तदत्तसाधनैर्धूमादिक्रमेण दक्षिणेन पथा गमनं, तत्रापि सुखतारतम्यं तत्साधनतारतम्यं च शास्त्रात् 'यावत्संपातमुषित्वा' (छान्दो० ५।१०।५) इत्यस्माद्गम्यते। तथा मनुष्यादिषु नारकस्थावरान्तेषु सुखलवश्चोदनालक्षणधर्मसाध्य एवेति गम्यते तारतम्येन वर्तमानः। तथोर्ध्वगतेष्वधोगतेषु च देहवत्सु दुःखतारतम्यदर्शनात्तद्धेतोरधर्मस्य प्रतिषेधचोदनालक्षणस्य तदनुष्ठायिनां च तारतम्यं गम्यते। एवमविद्यादिदोषवतां धर्माधर्मतारतम्यनिमित्तं शरीरोपादानपूर्वकं सुखदुःखतारतम्यम् नित्यं संसाररूपं श्रुतिस्मृतिन्यायप्रसिद्धम्। तथा च श्रुतिः—'न ह वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्ति' (छान्दो० १२।१) इति यथावर्णितं संसाररूपमनुवदति। 'अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः' (छान्दो० ८।१२।१) इति प्रियाप्रियस्पर्शनप्रतिषेधाच्चोदनालक्षणधर्मकार्यत्वं मोक्षाख्यस्याशरीरत्वस्य प्रतिषिध्यत इति गम्यते। धर्मकार्यत्वे हि प्रियाप्रियस्पर्शनप्रतिषेधो

---

ભેદ) શ્રુતિમાં વર્ણવાયું છે, અને તેથી તેના હેતુ એવા ધર્મનું તારતમ્ય સમજી શકાય તેમ છે (અનુમેય છે) ધર્મમાં તારતમ્ય હોવાથી અધિકારીનું તારતમ્ય સમજી શકાય તેમ છે અને ફળની કામના (દ્રવ્યાદિ) સામર્થ્ય વગેરેથી ઉત્પન્ન થતું અધિકારીનું તારતમ્ય પ્રસિદ્ધ છે જેમકે યજ્ઞ વગેરે અનુષ્ઠાન કરનારની વિદ્યા (ઉપાસના) અને સમાધિવિશેષથી ઉત્તર માર્ગથી ગતિ (થાય છે) અને કેવળ ઇષ્ટ, પૂર્ત અને દત્તના સાધનોથી (અનુષ્ઠાન કરનારની) દક્ષિણ માર્ગે ગતિ છે ત્યાં પણ સુખ અને તેના સાધનોનું તારતમ્ય 'યાવત્૰' ત્યાં કર્મના ફળનો ક્ષય થાય ત્યાં સુધી રહીને (છાંદોગ્ય ૫–૧૦–૫,' એ શાસ્ત્રવચનથી અવગત થાય છે મનુષ્ય વગેરેથી માંડી નરકમાં વસનાર તથા સ્થાવર સુધીના (જીવો)માં તારતમ્યથી રહેલ સુખલેશ ચોદનારૂપી ધર્મથી જ સાધ્ય છે એવું જણાય છે વળી ઊંચી ગતિ અને નીચી ગતિવાળા દેહધારીઓમાં દુઃખનું તારતમ્ય દેખાય છે તેથી તેના હેતુરૂપ અધર્મ–કે જે પ્રતિષેધ–પ્રવર્તક વાક્યોથી બોધિત છે તે–નું અને તેનું અનુષ્ઠાન કરનારાઓનું તારતમ્ય ગમ્ય બને છે આમ અવિદ્યા વગેરે દોષવાળાઓનું ધર્મ અને અધર્મના તારતમ્યથી ઉત્પન્ન થયેલ શરીરગ્રહણપૂર્વક સુખદુઃખનું તારતમ્ય અનિત્ય સંસારરૂપ છે એવું શ્રુતિ, સ્મૃતિ અને ન્યાયમાં પ્રસિદ્ધ છે દાખલા તરીકે न ह वै० અવશ્ય એ સશરીર આત્માના

नोपपद्यते । *अशरीरत्वमेव धर्मकार्यमिति चेत्; *न तस्य स्वाभाविकत्वात् । 'अशरीरं शरीरेष्वनवस्थेष्ववस्थितम् । महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति' (काठ० १।२।२१) 'अप्राणो ह्यमनाः शुभ्रः' (मुण्ड० २।१।२) 'असङ्गो ह्ययं पुरुषः' (बृह० ४।३।१५) इत्यादिश्रुतिभ्यः । अत एवानुष्ठेयकर्मफलविलक्षणं मोक्षाख्यमशरीरत्वं नित्यमिति सिद्धम् ।

(२३) तत्र किंचित्परिणामिनित्यं यस्मिन्विक्रियमाणेऽपि तदेवेदमिति बुद्धिर्न विहन्यते; यथा पृथिव्यादिजगन्नित्यत्ववादिनाम् । यथा च सांख्यानां गुणाः; इदं तु पारमार्थिकं, कूटस्थनित्यं, व्योमवत्सर्वव्यापि, सर्वविक्रियारहितं, नित्यतृप्तं, निरवयवं, स्वयं-

પ્રિય અને અપ્રિયનો નાશ થતો નથી એ શ્રુતિ વર્ણવ્યા મુજબના સંસારનો અનુવાદ કરે છે **अशरीरं०** દેહરહિત આત્માને પ્રિય અને અપ્રિય સ્પર્શતાં નથી. (છાંદોગ્ય ૮-૧૨-૧)' એમ (આ શ્રુતિ દ્વારા) પ્રિય અને અપ્રિયના સ્પર્શ (સંબંધ)ના પ્રતિષેધથી મોક્ષ નામની શરીરરહિત અવસ્થા ચોદનાત્મક ધર્મનું કાર્ય છે એનો પ્રતિષેધ થયો છે એવું સમજાય છે. કારણ કે (એ અવસ્થા) જો ધર્મનું કાર્ય હોય તો પ્રિય અને અપ્રિય ના સ્પર્શનો નિષેધ સંભવી શકે નહિ જો તમે (પૂર્વપક્ષી) એમ કહો કે (પૂર્વોક્ત અવસ્થામાં) શરીરરહિત હોવાપણું એ ધર્મનું કાર્ય છે. (સિદ્ધાન્તી કહે છે) ના. કારણ **अशरीर०** શરીરોમાં અશરીર, અનિત્યોમાં નિત્ય, મહાન, સર્વવ્યાપક આત્માને જાણીને વિદ્વાન શોક કરતો નથી (કાઠ. ૧-૨-૨૧) **अप्राणो०** પ્રાણરહિત, મનરહિત, શુદ્ધ (મુંડક૦ ૨-૧-૨) **असङ्गो०** આ પુરુષ સંગરહિત છે (બૃહ૦ ૪-૩-૧૫)' ઇત્યાદિ શ્રુતિઓથી તેનું અશરીરત્વ સ્વાભાવિક છે એટલા માટે જ અનુષ્ઠેય કર્મફળથી વિલક્ષણ મોક્ષ નામનું અશરીરત્વ નિત્ય છે એ સિદ્ધ થયું.

(૨૩) ત્યાં જે કાંઈક વિકાર પામવા છતાં **तदेव इदम्०** 'તે આ જ છે' એવી બુદ્ધિનો નાશ ન પામે તે પરિણામી નિત્ય કહેવાય. જેમ જગતને નિત્ય માનનારના મતમાં પૃથ્વી વગેરે પરિણામી નિત્ય અને જેમ સાંખ્યના મતે ગુણ પરિણામી નિત્ય છે પરંતુ આ (બ્રહ્મ) તો પારમાર્થિક કૂટસ્થ, નિત્ય, આકાશ જેમ સર્વવ્યાપક સર્વ વિકારોથી રહિત, નિત્યતૃપ્ત, નિરવયવ સ્વયં પ્રકાશ સ્વરૂપ છે. જ્યાં ધર્મ અને અધર્મ (તેઓના સુખ-

ज्योतिःस्वभावम् । यत्र धर्माधर्मौ सह कार्येण कालत्रयं च नोपावर्तेते । तदेतदशरीरत्वं मोक्षाख्यम् । 'अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् । अन्यत्र भूताच्च भव्याच्च' (काठ० २।१४) इत्यादिश्रुतिभ्यः । अतस्तद्ब्रह्म यस्येयं जिज्ञासा प्रस्तुता, तद्यदि कर्तव्यशेषत्वेनोपदिश्येत, तेन च कर्तव्येन साध्यश्चेन्मोक्षोऽभ्युपगम्येत, अनित्य एव स्यात् । तत्रैवं सति यथोक्तकर्मफलेष्वेव तारतम्यावस्थितेष्वनित्येषु कश्चिदतिशयो मोक्ष इति प्रसज्येत । नित्यश्च मोक्षः सर्वैर्मोक्षवादिभिरभ्युपगम्यते, अतो न कर्तव्यशेषत्वेन ब्रह्मोपदेशो युक्तः ।

(२४) अपि च 'ब्रह्म वेद ब्रह्मैव भवति' (मुण्ड० ३।२।९) 'क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे' (मुण्ड० २।२।८) । 'आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कुतश्चन' (तैत्ति० २।९) । 'अभयं वै जनक प्राप्तोऽसि' (बृह० ४।२।४) । 'तदात्मानमेवावेदहं ब्रह्मास्मीति तस्मात्तत्सर्वमभवत्' (वाजसनेयिब्राह्मणोप० १।४।१०) । 'तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यत' (ईशा० ७) इत्येवमाद्या

દુઃખ રૂપી ) કાર્યો સાથે ત્રણે કાળમાં (નજીક) જતા નથી, તે अन्यत्र ધર્મ, અધર્મ, કાર્ય, કારણ, ભૂત અને ભવિષ્યથી જે ભિન્ન છે, વગેરે શ્રુતિથી મોક્ષ નામની શરીરરહિત સ્થિતિ છે આથી તે બ્રહ્મ છે જેની આ જિજ્ઞાસા (અહીં) પ્રસ્તુત છે, ને તેનો અંગરૂપે ઉપદેશ કરવામાં આવે અને તે કર્મથી મોક્ષ સાધ્ય છે એમ (સ્વીકારાય) તો તે અનિત્ય જ થાય ત્યાં એમ થતાં તારતમ્યથી રહેલ, યથોક્ત અનિત્ય કર્મફળોમાંથી કંઈક અતિશય તે મોક્ષ છે એવું (માનવાનો પ્રસંગ) આવી પડે પરંતુ દરેક મોક્ષવાદીઓ મોક્ષ નિત્ય છે એમ સ્વીકારે છે આથી કર્તવ્યના શેષ તરીકે (કર્મના અંગ તરીકે) મોક્ષનો ઉપદેશ યોગ્ય નથી

(૨૪) વળી ब्रह्मवेद० બ્રહ્મને જાણનાર બ્રહ્મ બને છે (મુંડક૦ ૩-૨ ૮) क्षीयन्ते० તે પરાવર (બ્રહ્મ)ને જાણતાં તે (દ્રષ્ટા) નાં કર્મો ક્ષીણ થઈ જાય છે (મુંડક ૨-૨-૮) બ્રહ્મના આનંદને જાણનાર કોઈનાથી બીતો નથી (તૈત્તિ૦ ૨-૮) अभय० હે જનક! તું નિશ્ચિતપણે અભયને પ્રાપ્ત થયો છું (બૃહ૦ ૪-૨-૪) तदा० ત્યારે તેણે (જીવે) હું બ્રહ્મ છું એમ જાણ્યું તેથી તે સર્વ (બ્રહ્મ) બની ગયો (વાજસનેયિબ્રાહ્મણોપ૦ ૧-૪-૧૦)

श्रुतयो ब्रह्मविद्यानन्तरं मोक्षं दर्शयन्त्यो मध्ये कार्यान्तरं वारयन्ति। तथा 'तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवं सूर्यश्च' (बृह० १।४।१०) इति ब्रह्मदर्शनसर्वात्मभावयोर्मध्ये कर्तव्यान्तरवारणायोदाहार्यम् । यथा तिष्ठन्गायतीति तिष्ठतिगायत्योर्मध्ये तत्कर्तृकं कार्यान्तरं नास्तीति गम्यते ।

(२५) 'त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसि' (प्रश्न० ६।८) 'श्रुतं ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवाञ्छोकस्य पारं तारयतु' (छान्दो० ७।१।३) 'तस्मै मृदितकषायाय तमसः पारं दर्शयति भगवान्सनत्कुमारः' (छान्दो० ७।२६।२) इति चैवमाद्याः श्रुतयो मोक्षप्रतिबन्धनिवृत्तिमात्रमेवात्मज्ञानस्य फलं दर्शयन्ति । तथाचाचार्यप्रणीतं न्यायोपबृंहितं सूत्रम्—'दुःखजन्मप्रवृत्तिदोष-

---

तत्र को० त्यां એકત્વ જોનારને કયો મોહ અને શોક (હોઇ શકે?) (ઈશા० ૭) વગેરે શ્રુતિઓ બ્રહ્મજ્ઞાન પછી (તરત) મોક્ષ દર્શાવી (બ્રહ્મજ્ઞાન અને મોક્ષની) વચ્ચે કાર્યાન્તરને દૂર કરે છે. (વારે છે. નિષેધ કરે છે) અને તદ્ધૈતત્ત તે (બ્રહ્મને) જોતાં ઋષિ વામદેવને અનુભવ થયો કે 'હું મનુ થયો હતો, હું સૂર્ય પણ થયો હતો, (બૃહ૦ ૧-૪-૧૦) એ શ્રુતિ બ્રહ્મદર્શન અને સર્વાત્મભાવની વચ્ચે અન્ય કર્તવ્યના નિષેધ માટે ઉદાહરણ તરીકે આપવી જોઇએ. જેમ ઊભો ઊભો ગાય છે (ત્યાં) ઊભો છે અને ગાય છે, એ બે (ક્રિયાઓ) વચ્ચે તે કર્તાનું અન્ય કોઈ કાર્ય નથી એમ જણાય) છે.

(૨૫) त्वं हिनः० તું જ પિતા છે જે અમને અવિદ્યાની પેલી પાર ઉતારે છે (પ્ર. ૬-૮) શ્રુતં હ્યેવ० મેં ભગવાન સમાન આપ જેવા પાસેથી સાંભળ્યું છે કે આત્માને જાણનાર શોક તરી જાય છે તો હે ભગવન્! હું શોક કરું છું તેથી મને ભગવાન શોકની પાર ઉતારો (છાન્દો. ૭-૧-૩) तस्मै० ભગવાન સનત્કુમારે નાશ પામેલ પાપવાળા તે (નારદ) ને અજ્ઞાનની પેલી પાર (બ્રહ્મ) નું દર્શન કરાવ્યું (છાન્દો. ૭-૨-૨૬) આ અને આવી અન્ય શ્રુતિઓ મોક્ષના પ્રતિબંધક (એવા અજ્ઞાન) ની નિવૃત્તિ જ આત્મજ્ઞાનનું ફળ છે એમ દર્શાવે છે તેમજ આચાર્ય (ગૌતમ) દ્વારા વિરચિત ન્યાયથી પુષ્ટ સૂત્ર છે दुःखजन्म દુઃખ, જન્મ, પ્રવૃત્તિ દોષ અને મિથ્યાજ્ઞાનના (કારણરૂપ) ઉત્તરોત્તરનો નાશ થતાં તેની પૂર્વ

मिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्गः' (न्या० सू० १।१।२) इति । मिथ्याज्ञानापायश्च ब्रह्मात्मैकत्वविज्ञानाद्भवति । न चेदं ब्रह्मात्मैकत्वविज्ञानं संपद्रूपम्, यथा 'अनन्तं वै मनोऽनन्ता विश्वेदेवा अनन्तमेव स तेन लोकं जयति' (बृह० ३।१।९) इति । न चाध्यासरूपम्, यथा 'मनो ब्रह्मेत्युपासीत' (छान्दो० ३।१८।१) 'आदित्यो ब्रह्मेत्यादेशः' (छान्दो० ३।१९।१) इति च मनआदित्यादिषु ब्रह्मदृष्ट्यध्यासः । नापि विशिष्टक्रियायोगनिमित्तं 'वायुर्वाव संवर्गः' (छान्दो० ४।३।१) 'प्राणो वाव संवर्गः' (छान्दो० ४।३।३) इतिवत् । नाप्याज्यावेक्षणादिकर्मवत्कर्माङ्गसंस्काररूपम् । संपदादिरूपे हि ब्रह्मात्मैकत्वविज्ञानेऽभ्युपगम्यमाने 'तत्त्वमसि' (छान्दो० ६।८।७) 'अहं ब्रह्मास्मि' (बृह० १।४।१०) 'अयमात्मा ब्रह्म' (बृह० २।५।१९) इत्येवमादीनां वाक्यानां ब्रह्मात्मैकत्ववस्तुप्रतिपादनपरः पदसमन्वयः पीडयेत । 'भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः' (मुण्ड० २।२।८) इति चैवमादीन्यविद्यानिवृत्तिफलश्रवणान्युपरु-

---

પૂર્વનો નાશ થવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે (ન્યા૦ સૂ ૧-૧-૨) મિથ્યા જ્ઞાનનો નાશ બ્રહ્મ અને આત્માના એકત્વના જ્ઞાનથી થાય છે અને આ બ્રહ્મ અને આત્માના એકત્વનું જ્ઞાન સંપદ્રૂપ નથી જેમ अनन्तं. મન અનંત છે, વિશ્વેદેવો પણ અનંત છે તેથી તે લોકને એ જીતે છે. (બૃહ૦ ૩-૧-૯) તથા (એકત્વવિજ્ઞાન) અધ્યાસરૂપ નથી, જેમ मनो० મન બ્રહ્મ છે એમ ઉપાસના કરવી જોઈએ (છાન્દો૦ ૩-૧૮-૧) आदित्यो० એમ આદિત્ય બ્રહ્મ છે એવો ઉપદેશ છે (છાન્દો૦ ૩-૧૯-૧) એમ મન અને આદિત્યમાં બ્રહ્મદૃષ્ટિનો અધ્યાસ છે. વળી वायुः० વાયુ ચોક્કસ સંવર્ગ છે, પ્રાણ ચોક્કસ સંવર્ગ છે. (છાંદો૦ ૪-૩-૧)ની જેમ એકત્વવિજ્ઞાન વિશિષ્ટક્રિયાયોગ નિમિત્ત નથી. તેમ જ (તે) આજ્યાવેક્ષણ વગેરે કર્મની માફક કર્માંગના સંસ્કારરૂપ નથી, કારણ બ્રહ્મ અને આત્માના એકત્વવિજ્ઞાનને સંપદાદિરૂપ સ્વીકારીએ તો तत्त्वमसि તે તું છે (છાંદો૦ ૬-૮-૭) अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું. (બૃહ૦ ૧-૪-૧૦) अयमात्मा બ્રહ્મ આ આત્મા બ્રહ્મ છે (બૃહ૦ ૨-૫-૧૯) વગેરે વાક્યોના બ્રહ્મ અને આત્માના એકત્વનું પ્રતિપાદન કરનાર પદસમન્વયનો બાધ આવે. भिद्यते० હૃદયની ગ્રંથિ ભેદાઈ જાય છે સર્વ સંશયો છેદાઈ જાય છે (મુંડ ૨-૨-૮) એ અને

द्येरन् । 'ब्रह्म वेद ब्रह्मैव भवति' (मुण्ड० ३।२।९) इति चैवमादीनि तद्भावापत्तिवचनानि संपदादिपक्षे न सामञ्जस्येनोपपद्येरन् । तस्मान्न संपदादिरूपं ब्रह्मात्मैकत्वविज्ञानम् । अतो न पुरुषव्यापारतन्त्रा ब्रह्मविद्या । किं तर्हि ? प्रत्यक्षादिप्रमाणविषयवस्तुज्ञानवद्वस्तुतन्त्रा ।

(२६) एवंभूतस्य ब्रह्मणस्तज्ज्ञानस्य च न कयाचिद्युक्त्या शक्यः कार्यानुप्रवेशः कल्पयितुम् । न च विदिक्रियाकर्मत्वेन कार्यानुप्रवेशो ब्रह्मणः, 'अन्यदेव तद्विदितादथो अविदितादधि' (केन० १-३) इति विदिक्रियाकर्मत्वप्रतिषेधात्, 'येनेदं सर्वं विजानाति तं केन विजानीयात्' (बृह० २-४-१३) इति च । तथोपास्तिक्रियाकर्मत्वप्रतिषेधोऽपि भवति—'यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते' इत्यविषयत्वं ब्रह्मण उपन्यस्य, 'तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते' (केन० १-४) इति ।

---

આવી અજ્ઞાનની નિવૃત્તિરૂપી ફળનો બોધ કરાવની (શ્રુતિઓ)નો બાધ થાય. ब्रह्मवेद० બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ બને છે. (મુ૰. ૩-૨-૯) એ અને આવાં બ્રહ્મભાવનું પ્રતિપાદન કરનાર વાક્યો સંપદાદિ પક્ષમાં યોગ્ય રીતે ઘટી શકશે નહિ, માટે બ્રહ્મ અને આત્માનું એકત્વવિજ્ઞાન સંપાદાદિ રૂપ નથી. આથી બ્રહ્મવિદ્યા પુરુષની પ્રવૃત્તિને અધીન નથી. ત્યારે કેવી છે ? પ્રત્યક્ષાદિ પ્રમાણના વિષય વસ્તુજ્ઞાનની માફક વસ્તુને અધીન છે.

(૨૬) આવા બ્રહ્મ અને તેના જ્ઞાનની કોઈ પણ યુક્તિથી કાર્ય સાથે સંબંધ કલ્પવો શક્ય નથી. વિદિ (જાણવું) એ ક્રિયાના કર્મ તરીકે બ્રહ્મનો કાર્ય સાથે સંબંધ (શક્ય) નથી अन्यदेव० તે (બ્રહ્મ) વિદિતથી જુદું છે અને અવિદિતથી જુદું છે. (કેન૰ ૧-૩) અને येनेदं० જેના દ્વારા સર્વને જાણે છે તેને કોનાથી જાણી શકે ? (બૃહ૰ ૨-૪-૧૩) એ (શ્રુતિઓ વડે) વિદિ જાણવું એ ક્રિયાના કર્મ તરીકે (તેનો) નિષેધ કરવામાં આવ્યો છે. વળી 'यद्वाचा'० જે વાણીથી વર્ણવી શકાતું નથી જેના વડે વાણી વર્ણન કરે છે એમ બ્રહ્મનો (મનવાણી વગેરેના) અવિષય તરીકે ઉપન્યાસ કરીને तदेव તે જ બ્રહ્મ તું જાણ, જેની આ લોક ઉપાસના કરે છે તેને નહિ (કેન૰ ૧-૪) એમ (બ્રહ્મનો) ઉપાસ્તિક્રિયા (ઉપાસના) ના કર્મ તરીકે પણ પ્રતિષેધ કરવામાં આવ્યો છે.

(२७) अविषयत्वे ब्रह्मणः शास्त्रयोनित्वानुपपत्तिरिति चेत्,—*न; अविद्याकल्पितभेदनिवृत्तिपरत्वाच्छास्त्रस्य। नहि शास्त्रमिदं तया विषयभूतं ब्रह्म प्रतिपिपादयिषति। *किं तर्हि? * प्रत्यगात्मत्वेनाविषयतया प्रतिपादयदविद्याकल्पितं वेद्य-वेदितृ-वेदनादिभेदमपनयति। तथा च शास्त्रम्—'यस्याऽमतं तस्य मतं मतं यस्य न वेद सः। अविज्ञातं विजानतां विज्ञातमविजानताम्' (केन० २-३) 'न दृष्टेर्द्रष्टारं पश्येः', 'न विज्ञातेर्विज्ञातारं विजानीयाः' (बृह० ३-४-२) इति चैवमादि। अतोऽविद्याकल्पितसंसारित्वनिवर्तनेन नित्यमुक्तात्मस्वरूपसमर्पणान्न मोक्षस्यानित्यत्वदोषः।

(२८) यस्य तूत्पाद्यो मोक्षस्तस्य मानसं, वाचिकं कायिकं वा कार्यमपेक्षत इति युक्तम्। तथा विकार्यत्वे च; तयोः पक्षयोर्मोक्षस्य ध्रुवमनित्यत्वम्। नहि दध्यादि विकार्यं उत्पाद्यं वा

---

(२७) જો તમે (પૂર્વપક્ષી) (ઈન્દ્રિયોનો) વિષય ન થવાથી બ્રહ્મનું શાસ્ત્ર પ્રમાણત્વ અસિદ્ધ થશે, એમ કહો છો (સિદ્ધાન્તી કહે છે) ના, કારણ શાસ્ત્ર અવિદ્યાથી કલ્પેલા ભેદની નિવૃત્તિ માટે છે. શાસ્ત્ર 'इदम्–આ' એવી રીતે વિષય બનતા બ્રહ્મનું પ્રતિપાદન કરવા ઈચ્છતું નથી. (પૂર્વપક્ષી) તો કેવી રીતે (શાસ્ત્ર બ્રહ્મનું પ્રતિપાદન કરવા ઈચ્છે છે?) (સિદ્ધાન્તી કહે છે બ્રહ્મ) પ્રત્યગાત્મા હોવાથી તે કોઈનો વિષય નથી એવું પ્રતિપાદન કરતું શાસ્ત્ર અવિદ્યાથી કલ્પેલ વેદ્ય (જ્ઞેય), વેદિતૃ (જ્ઞાતૃ) અને વેદના (જ્ઞાન) વગેરે ભેદને દૂર કરે છે. અને વળી શાસ્ત્રનું (વાક્ય) છે. यस्याऽमतं० જેને (મન બ્રહ્મ) અજ્ઞાત છે તેને જ્ઞાત છે અને જેને (મન બ્રહ્મ) જ્ઞાત છે તે તેને જાણતો નથી જાણનારાઓને માટે તે અવિજ્ઞાત છે અને નહિ જાણનારાઓને માટે તે વિજ્ઞાત છે (કેન૦૨-૩) न दृष्टे० દૃષ્ટિના દ્રષ્ટાને તું જોઈ શકીશ નહિ, (બુદ્ધિ વૃત્તિ ના) જ્ઞાતાને તું જાણી શકીશ નહિ (બૃહ૦ ૩-૪-૨) વગેરે. માટે અવિદ્યાથી કલ્પેલા સંસારની નિવૃત્તિ દ્વારા નિત્યમુક્ત આત્મસ્વરૂપનો સમર્પક હોવાથી મોક્ષમાં અનિત્યતાનો દોષ આવશે નહિ.

(૨૮) જેના મત) માં મોક્ષ ઉત્પાદ્ય છે તેના (મત)માં તે માનસિક, કાયિક અથવા વાચિક કાર્યની અપેક્ષા રાખે છે એમ (કહેવું) યોગ્ય છે. અને (મોક્ષને) વિકાર્યમાને તેના પક્ષમાં પણ–એમ તે બન્ને પક્ષમાં મોક્ષ ચોક્કસ અનિત્ય છે દહી વગેરે વિકારી કે ઘટ વગેરે ઉત્પાદ્ય (પદાર્થ)

घटादि नित्यं दृष्टं लोके । नचाप्यत्वेनापि कार्यापेक्षा; स्वात्मस्वरूपत्वे सत्यनाप्यत्वात् । स्वरूपव्यतिरिक्तत्वेऽपि ब्रह्मणो नाप्यत्वं, सर्वगतत्वेन नित्याप्तस्वरूपत्वात्सर्वेण ब्रह्मणः, आकाशस्येव । नापि संस्कार्यो मोक्षः, येन व्यापारमपेक्षेत । संस्कारो हि नाम संस्कार्यस्य गुणाधानेन वा स्याद्दोषापनयनेन वा ? न तावद्गुणाधानेन संभवति; अनाधेयातिशयब्रह्मस्वरूपत्वान्मोक्षस्य । नापि दोषापनयनेन; नित्यशुद्धब्रह्मस्वरूपत्वान्मोक्षस्य ।

(२९) स्वात्मधर्म एव संस्तिरोभूतो मोक्षः क्रिययात्मनि संस्क्रियमाणेऽभिव्यज्यते, यथाऽऽदर्शे निघर्षणक्रियया संस्क्रियमाणे भास्वरत्वं धर्म इति चेत्,—न; क्रियाश्रयत्वानुपपत्तेरात्मनः । यदाश्रया क्रिया तमविकुर्वती नैवात्मानं लभते । यद्यात्मा क्रियया विक्रियेत, अनित्यत्वमात्मनः प्रसज्येत । 'अविकार्योऽयमुच्यते'

જગતમાં નિત્ય દેખાતા નથી વળી (બ્રહ્મને) પ્રાપ્ય (મેળવી શકાય તેવું માનનાર પક્ષમાં) પણ કાર્યની અપેક્ષા નથી, કારણ (તે) સ્વાત્મસ્વરૂપ હોવાથી પ્રાપ્ય (મેળવી શકાય તેવું) નથી. સ્વરૂપથી ભિન્ન ગણીએ તો પણ બ્રહ્મનું પ્રાપ્યત્વ સિદ્ધ થતું નથી. કારણ આકાશની જેમ સર્વવ્યાપક હોવાથી બ્રહ્મ સહુને માટે નિત્ય-પ્રાપ્ત-સ્વરૂપ છે, મોક્ષ સંસ્કાર્ય પણ નથી કે જેથી તે સંસ્કારની અપેક્ષા રાખે. ખરેખર સંસ્કાર સંસ્કાર કરવા યોગ્ય (પદાર્થ)માં ગુણ મૂકવાથી કે દોષ દૂર કરવાથી થાય. ગુણ મૂકવાથી(બ્રહ્મમાં) સંસ્કાર સંભવતો નથી કારણ મોક્ષ અનાધેયાતિશયરૂપ ( કોઈ પણ જાતની વધઘટ વિનાનું) બ્રહ્મસ્વરૂપ છે દોષ દૂર કરવાથી પણ નહિ. કારણ મોક્ષ નિત્ય શુદ્ધ બ્રહ્મસ્વરૂપ છે.

(૨૯) જો તમે (પૂર્વપક્ષી એમ) કહો કે જેમ દર્પણમાં (લુગડાં વગેરેથી) ઘસવાની ક્રિયાથી સંસ્કાર કરવામાં આવતાં, તેના ભાસ્વરત્વ ધર્મની અભિવ્યક્તિ થાય છે તેમ (ઉપાસના વગેરે) ક્રિયાથી સંસ્કાર પામતાં તિરોધાન પામેલો તેનો પોતાનો જ ધર્મ એવો મોક્ષ અભિવ્યક્ત થાય છે તો (સિદ્ધાન્તી કહે છે) ના. કારણ આત્મામાં ક્રિયાનું આશ્રયત્વ સંભવતું નથી (આત્મા ક્રિયાનો આશ્રય બને છે એમ કહેવું યોગ્ય નથી.) કારણ જેના આશ્રયે ક્રિયા રહે છે તેને વિકૃત કર્યા વિના ક્રિયા પોતાનું અસ્તિત્વ મેળવી શકતી નથી. જો આત્મા ક્રિયાથી વિકાર પામે તો આત્માની અનિત્યતા આવી પડે. अविकार्योऽयमुच्यते-આ આત્મા અવિકારી કહેવાય છે,

(भ. गी. २–२५) इति चैवमादीनि वाक्यानि बाध्येरन् । तच्चानिष्टम् । तस्मान्न स्वाश्रया क्रियाऽऽत्मनः संभवति । अन्याश्रयायास्तु क्रियाया अविषयत्वान्न तयाऽऽत्मा संस्क्रियते ।

(३०) *ननु देहाश्रयया स्नानाचमनयज्ञोपवीतादिकया क्रियया देही संस्क्रियमाणो दृष्टः । *न; देहादिसंहतस्यैवाविद्यागृहीतस्यात्मनः संस्क्रियमाणत्वात् । प्रत्यक्षं हि स्नानाचमनादेर्देहसमवायित्वम् । तया देहाश्रयया तत्संहत एव कश्चिदविद्ययात्मत्वेन परिगृहीतः संस्क्रियत इति युक्तम् । यथा देहाश्रयचिकित्सानिमित्तेन धातुसाम्येन तत्संहतस्य तदभिमानिन आरोग्यफलम्, अहमरोग इति यत्र बुद्धिरुत्पद्यते । एवं स्नानाचमनयज्ञोपवीतादिना अहं शुद्धः संस्कृत इति यत्र बुद्धिरुत्पद्यते स संस्क्रियते । स च देहेन संहत एव । तेनैव ह्यहंकर्त्राऽहंप्रत्ययविषयेण प्रत्ययिना सर्वाः क्रिया निर्वर्त्यन्ते । तत्फलं च स एवाश्नाति 'तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति' (मुण्ड० ३-१-१) इति मन्त्रवर्णात् । आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्म

---

વગેરે વાક્યોનો બાધ થાય અને તે અનિષ્ટ (ખોટું) છે, માટે આત્માની પોતાને આશ્રયે રહેલી ક્રિયા સંભવતી નથી. અન્યને આધારે રહેલી ક્રિયા દ્વારા તે અવિષય (અસ્પૃષ્ટ) હોવાથી આત્મા સંસ્કાર પામતો નથી.

(૩૦) (પૂર્વપક્ષી કહે છે) દેહને આશ્રયે રહેલ સ્નાન, આચમન, યજ્ઞોપવીત વગેરે ક્રિયાથી આત્મા સંસ્કાર પામતો જોવામાં આવે છે. (સિદ્ધાન્તી કહે છે) ના, કારણ ત્યાં દેહાદિથી જોડાયેલ અવિદ્યાથી ગૃહીત આત્મા સંસ્કાર પામે છે. કારણ સ્નાન આચમન વગેરેનો દેહ સાથેનો સંબંધ પ્રત્યક્ષ છે તે દેહને આશ્રયે રહેલ (ક્રિયા) વડે તેની સાથે જોડાયેલ અવિદ્યાથી આત્મા તરીકે સ્વીકારાયેલ કોઈ સંસ્કાર પામે છે એ (કહેવું) યોગ્ય છે. જેમ દેહના આશ્રયે રહેલ ચિકિત્સા (ઉપચાર) થી ઉત્પન્ન થયેલ ધાતુઓના સામ્યથી તે (દેહ) ની સાથે જોડાયેલ, તે(દેહ)નું અભિમાન ધરાવનારને આરોગ્યનું ફળ મળે છે. 'અહમરોગઃ–હું નિરોગી છું' એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે, સ્નાન, આચમન, યજ્ઞોપવીત વગેરેથી 'અહં શુદ્ધઃ સંસ્કૃતઃ—હું શુદ્ધ છું, સંસ્કાર પામ્યો છું', એવી બુદ્ધિ જેમાં જન્મે છે તે સંસ્કાર પામે છે અને તે દેહથી જોડાયેલો જ છે, હું કર્તા છું એવા

नीषिणः' (काठ० १-३-४) इति च। तथा च 'एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा। कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च' (श्वेता० ६-११) इति, 'स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम्' (ईशा० ८) इति चैतौ मन्त्रावनाधेयातिशयतां नित्यशुद्धतां च ब्रह्मणो दर्शयतः। ब्रह्मभावश्च मोक्षः। तस्मान्न संस्कार्योऽपि मोक्षः। अतोऽन्यन्मोक्षं प्रति क्रियानुप्रवेशद्वारं न शक्यं केनचिद्दर्शयितुम्। तस्माज्ज्ञानमेकं मुक्त्वा क्रियाया गन्धमात्रस्याप्यनुप्रवेश इह नोपपद्यते।

(२१) ननु ज्ञानं नाम मानसी क्रिया। न; वैलक्षण्यात्। क्रिया हि नाम सा, यत्र वस्तुस्वरूपनिरपेक्षैव चोद्यते, पुरुषचित्तव्यापाराधीना च। यथा—'यस्यै देवतायै हविर्गृहीतं स्यात् तां मनसा ध्यायेद्वषट्करिष्यन्' इति, 'संध्यां मनसा ध्यायेत्'

---

અહં એવા પ્રત્યયનો વિષય બનેલ તેના દ્વારા જ સઘળી ક્રિયાઓ થાય છે, અને તેનું ફળ પણ તે જ ભોગવે છે કારણ तयोरन्य તેમનો એક સ્વાદિષ્ટ પીપળાનું ફળ ખાય છે, બીજો ખાધા વિના જ પ્રકાશે છે (ક૦ ૧-૩-૪) એવા મન્ત્રોના શબ્દો છે. વળી आत्मेन्द्रिय० ઇન્દ્રિય અને મનથી યુક્ત આત્માને વિદ્વાનો ભોક્તા કહે છે. અને एको देवः સર્વભૂતોમાં એક, પ્રકાશમાન, ગૂઢ, સર્વવ્યાપક, સર્વ ભૂતોનો અંતરાત્મા, કર્મનો અધિષ્ઠાતા, સર્વ પ્રાણીઓમાં રહેનાર, સાક્ષી, ચેતનપ્રદાન કરનાર, કેવળ અને નિર્ગુણ આત્મા રહે છે, (શ્વેતા૦ ૬-૧૧) सपर्यगात्० તે આત્મા સર્વગત, શુદ્ધ શરીરરહિત અક્ષત, શિરારહિત છે. (ઈશા૦ ૮) આ (ઉપર્યુક્ત) બન્ને મન્ત્રો બ્રહ્મની અનાધેયાતિશયતા અને નિત્ય શુદ્ધતા દર્શાવે છે અને બ્રહ્મભાવ એટલે મોક્ષ માટે મોક્ષ પણ સંસ્કાર્ય નથી. આથી મોક્ષ તરફનું બીજું (કોઈ) ક્રિયાનું પ્રવેશદ્વાર કોઈનાથી બનાવવું શક્ય નથી માટે એક જ્ઞાન છોડીને ક્રિયાની ગન્ધમાત્રનો પણ પ્રવેશ અહીં (બ્રહ્મમાં) શક્ય નથી.

(૨૧) (પૂર્વપક્ષી કહે છે) પણ જ્ઞાન એ માનસિક ક્રિયા છે. (સિદ્ધાન્તી ઉત્તર આપે છે) ના, કારણ (તેનાથી એ) જુદી છે. વસ્તુના સ્વરૂપની અપેક્ષા વિના જ્યાં તેનું વિધાન કરાય છે તે ક્રિયા છે, અને તે પુરુષના વ્યાપારને અધીન છે, જેમ यस्मै० જે દેવતાને માટે હવિનું ગ્રહણ કર્યું હોય તે (દેવતા) નું વષટ્કાર કરતી વખતે (હોતાએ) મનથી ધ્યાન ધરવું

(ऐ० ब्रा० ३-८-१) इति चैवमादिषु । ध्यानं चिन्तनं यद्यपि मानसं, तथापि पुरुषेण कर्तुमकर्तुमन्यथा वा कर्तुं शक्यं, पुरुषतन्त्रत्वात् । ज्ञानं तु प्रमाणजन्यम् । प्रमाणं च यथाभूतवस्तुविषयम्, अतो ज्ञानं कर्तुमकर्तुमन्यथा वा कर्तुमशक्यम्, केवलं वस्तुतन्त्रमेव तत् । न चोदनातन्त्रम् । नापि पुरुषतन्त्रम् । तस्मान्मानसत्वेऽपि ज्ञानस्य महद्वैलक्षण्यम् । यथा च 'पुरुषो वाव गौतमाग्निः', 'योषा वाव गौतमाग्निः' (छान्दो० ५-७, ८-१) इत्यत्र योषित्पुरुषयोरग्निबुद्धिर्मानसी भवति । केवलचोदनाजन्यत्वात्क्रियैव सा पुरुषतन्त्रा च । या तु प्रसिद्धेऽग्नावग्निबुद्धि, न सा चोदनातन्त्रा । नापि पुरुषतन्त्रा । *किं तर्हि ? *प्रत्यक्षविषयवस्तुतन्त्रैवेति ज्ञानमेवैतन्न क्रिया । एवं सर्वप्रमाणविषयवस्तुषु वेदितव्यम् । तत्रैवं सति यथाभूतब्रह्मात्मविषयमपि ज्ञानं न चोदनातन्त्रम् । तद्विषये लिङादयः श्रूयमाणा अप्यनियोज्यवि

---

सन्ध्यां સધ્યાનું મનથી ધ્યાન ધરવું. (ઐ. બ્રા. ૩-૮-૧) આ અને આવાં અન્ય સ્થળોમાં જો કે ધ્યાન ચિંતન માનસિક છે તો પણ પુરુષ વડે તે કરવુ ન કરવું કે બીજી રીતે કરવુ શકય છે, કારણ તે પુરુષને અધીન છે, પરંતુ જ્ઞાન પ્રમાણજન્ય છે. અને પ્રમાણ યથાર્થવસ્તુવિષયક હોય છે, આથી જ્ઞાન કરવું, ન કરવું કે બીજી રીતે કરવુ શકય નથી, તે માત્ર વસ્તુને અધીન છે, પ્રેરણાને અધીન નથી, પુરુષને પણ અધીન નથી માટે માનસિક હોવા છતા (જ્ઞાનનુ) ધ્યાનથી ઘણું અંતર છે. (મોટો ભેદ છે) જેમ पुरुषो. હે ગૌતમ ! પુરુષ અગ્નિ છે (છાન્દોગ્ય. ૫-૭-૧) અને योषा० હે ગૌતમ સ્ત્રી અગ્નિ છે. (છાન્દોગ્ય. ૫-૮-૧) એમ અહી સ્ત્રી અને પુરુષમાં અગ્નિબુદ્ધિ માનસિક છે. માત્ર પ્રેરણાથી ઉત્પન્ન થનાર હોવાથી ક્રિયા જ છે અને પુરુષને અધીન છે. પણ પ્રસિદ્ધ અગ્નિમા જે અગ્નિબુદ્ધિ છે તે પ્રેરણાને અધીન નથી પુરુષને અધીન પણ નથી, (પૂર્વપક્ષી પૂછે છે) ત્યારે કેવી છે ? (સિદ્ધાન્તી જવાબ આપે છે) પ્રત્યક્ષ વિષય વસ્તુને અધીન હોય છે. તેથી તે જ્ઞાન જ છે ક્રિયા નથી. આ પ્રમાણે પ્રત્યેક પ્રમાણના વિષયની બાબતમા સમજવું જોઈએ તો જ્યારે આમ હોય ત્યારે યથાભૂત બ્રહ્માત્મ વિષયક જ્ઞાન પણ પ્રેરણાને અધીન નથી તે (બ્રહ્મ)ના વિષયમાં લિઙ વગેરે શ્રૂયમાણ છે તો પણ અનિયોજ્ય વિષયક હોવાથી પથ્થરાદિ પર પ્રયુક્ત અસ્ત્રાની ધારની માફક કુંઠિત થાય

पयत्यात्कुण्ठीभवन्ति, उपलादिषु प्रयुक्तक्षुरतैक्ष्ण्यादिवत्; अहेयानुपादेयवस्तुविषयत्वात् ।

(३२) किमर्थानि तर्हि 'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः' (बृ. २-४-५) इत्यादीनि विधिच्छायानि वचनानि? स्वाभाविकप्रवृत्तिविषयविमुखीकरणार्थानीति ब्रूमः । यो हि बहिर्मुखः प्रवर्तते पुरुषः 'इष्टं मे भूयादनिष्टं मा भूत्' इति, न च तत्रात्यन्तिकं पुरुषार्थं लभते, तमात्यन्तिकपुरुषार्थवाञ्छिनं स्वाभाविककार्यकरणसंघातप्रवृत्तिगोचराद्विमुखीकृत्य प्रत्यगात्मस्रोतस्तया प्रवर्तयन्ति—'आत्मा वा अरे द्रष्टव्यः' इत्यादीनि । तस्यात्मान्वेषणाय प्रवृत्तस्याहेयमनुपादेयं चात्मतत्त्वमुपदिश्यते । 'इदं सर्वं यदयमात्मा' (बृह० २-४-६) 'यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् केन कं विजानीयात्', 'विज्ञातारमरे केन विजानीयात्' (बृह० ४-५-१५) 'अयमात्मा ब्रह्म' (बृह २-५-१९) इत्यादिभिः । यदप्यकर्तव्यप्रधानमात्मज्ञानं हानायोपादानाय वा न भवतीति, तत्तथैवेत्यभ्युपगम्यते । अलंकारो ह्ययमस्माकं

---

છે કારણ તેનો વિષય (બ્રહ્મ) હેય કે ઉપાદેય રહિત છે.

(૩૨) (પૂર્વપક્ષી પૂછે છે) आत्मा० અરે ! આત્મા દર્શન કરવા યોગ્ય છે, સાંભળવા યોગ્ય છે. (બૃહદ. ૨–૪–૫) વગેરે વિધિતુલ્ય વાકયોનું શું પ્રયોજન છે? (સિદ્ધાન્તી જવાબ આપે છે) સ્વાભાવિક પ્રવૃત્તિના વિષયથી વિમુખ કરવું એ તેનું પ્રયોજન છે એમ અમે કહીએ છીએ. જે પુરુષ બહિર્મુખ પ્રવૃત્તિ કરે છે, 'મારું ઇષ્ટ થાવ, અનિષ્ટ ન થાવ' અને ત્યાં તે આત્યંતિક પુરુષાર્થને પ્રાપ્ત કરતો નથી, તેના આત્યન્તિક પુરુષાર્થની ઇચ્છા રાખનારને 'आत्मा० અરે ! આત્મા દર્શન કરવા યોગ્ય છે.' વગેરે વાકયો કાર્ય (દેહ) કરણ (ઇન્દ્રિયો) ના સંઘાતની સ્વાભાવિક પ્રવૃત્તિના (શબ્દાદિ) વિષયોથી વિમુખ કરી પ્રત્યગાત્મામાં પ્રવાહરૂપે પ્રવૃત્ત કરે છે. તે આત્માની શોધ કરવા પ્રવૃત્ત થયેલા (પુરુષ)ને इदं सर्वं० આ જે (દૃશ્યમાન જગત) છે તે સઘળું આત્મા છે (બૃહદ૦ ૨–૪–૬) પણ જ્યારે તેને સઘળું આત્મા જ છે કોણ કોના વડે શું જુવે? શેનાથી કોને જુવે? વિજ્ઞાતાને શેનાથી જાણી શકે? (બૃહદ૦ ૪–૫–૧૫) વગેરે શ્રુતિઓથી અહેય અને અનુપાદેય આત્મતત્ત્વનો ઉપદેશ કરે છે. (પૂર્વપક્ષી કહે છે) જો કે અકર્તવ્યપ્રધાન આત્મજ્ઞાન ત્યાગને માટે કે સ્વીકારને માટે નથી હોતું. એ એમ જ છે એમ અમે સ્વીકારીએ છીએ. બ્રહ્મ અને

यद्ब्रह्मात्मावगतौ सत्यां सर्वकर्तव्यताहानिः कृतकृत्यता चेति । तथा च श्रुतिः—(बृह० ४।४।१२) 'आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः । किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥' इति । 'एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत' (भ० गी० १५।२०) इति स्मृतिः । तस्मान्न प्रतिपत्तिविधिविषयतया ब्रह्मणः समर्पणम् ।

(३३) यदपि केचिदाहुः-प्रवृत्तिनिवृत्तिविधितच्छेषव्यतिरेकेण केवलवस्तुवादी वेदभागो नास्ति' इति,-तन्न; औपनिषदस्य पुरुषस्यानन्यशेषत्वात् । योऽसावुपनिषत्स्वेवाधिगतः पुरुषोऽसंसारि ब्रह्म, उत्पाद्यादिचतुर्विधद्रव्यविलक्षणः स्वप्रकरणस्थोऽनन्यशेषः, नासौ नास्ति नाधिगम्यत इति वा शक्यं वदितुम्, 'स एष नेति नेत्यात्मा' (बृह० ३।९।२६) इत्यात्मशब्दात् आत्मनश्च प्रत्याख्यातुमशक्यत्वात्, य एव निराकर्ता तस्यैवात्मत्वात् ।

---

આત્માના (એકત્વનું) જ્ઞાન થતા સર્વ કર્તવ્યતાનો નાશ અને કૃતકૃત્યતા થાય છે એ તો અમારે (વેદાન્તીઓ) માટે ભૂષણ છે અને શ્રુતિ છે 'आत्मान० જો પુરુષ (સ્વય પ્રકાશ) આત્માને 'આ હુ છુ' એમ જાણી લે તો પછી કયા ફળની ઇચ્છા કરતો કઈ કામનાથી શરીરની પાછળ સંતપ્ત થાય ? (બૃહદ૦ ૪-૪-૧૨) અને સ્મૃતિ છે 'एतद्० હે ભારત ! આ (બ્રહ્મ,તે જાણીને (મનુષ્ય) જ્ઞાની અને કૃતકૃત્ય થાય છે (ગીતા૦ ૧૫-૨૦) માટે ઉપાસના વિધિના વિષય તરીકે બ્રહ્મનો બોધ થતો નથી

(૩૩) કેટલાક (પૂર્વપક્ષી) જે કહે છે, 'प्रवृत्ति० પ્રવૃત્તિવિધિ નિવૃત્તિ વિધિ અને તેના અગ સિવાય કેવળ સિદ્ધવસ્તુનુ વર્ણન કરનાર વેદભાગ નથી' (સિદ્ધાન્તી કહે છે) તે (બરાબર) નથી, કારણ ઉપનિષદથી પ્રતિપાદ્ય પુરુષ અન્યશેષ (બીજા કોઈનુ અગ) નથી જે આ ઉપનિષદોમાં અધિગત (પ્રાપ્ત થતો, વર્ણવાતો) પુરુષ છે તે અસસારી બ્રહ્મ છે, ઉત્પાદ્ય વગેરે ચાર પ્રકારનાં દ્રવ્યથી વિલક્ષણ, સ્વપ્રકરણમાં સ્થિત (અને) અનન્યશેષ છે, 'એ નથી' કે 'એ જાણી શકાતો નથી' એમ કહેવુ શક્ય નથી કારણ 'स एष० આ નહિ, આ નહિ એમ આત્માનો ઉપદેશ કરાયેલ છે (બૃહદ૦ ૩-૯-૨૬)' એ (શ્રુતિ)માં આત્મા શબ્દ છે અને આત્માનો નિષેધ કરવો અશક્ય છે કારણ જે નિષેધ કરનાર છે તેને જ આત્મત્વ પ્રાપ્ત થવાનો પ્રસગ આવે છે

(३५) नन्वात्माऽहंप्रत्ययविषयत्वादुपनिषत्स्वेव विज्ञायत इत्यनुपपन्नम् । न; तत्साक्षित्वेन प्रत्युक्तत्वात् । नह्यहंप्रत्ययविषयकर्तृव्यतिरेकेण तत्साक्षी सर्वभूतस्थः सम एकः कूटस्थनित्यः पुरुषो विधिकाण्डे तर्कसमये वा केनचिदधिगतः सर्वस्यात्मा, अतः स न केनचित्प्रत्याख्यातुं शक्यो विधिशेषत्वं वा नेतुम् । आत्मत्वादेव च सर्वेषां न हेयो नाप्युपादेयः । सर्वं हि विनश्यद्विकारजातं पुरुषान्तं विनश्यति । पुरुषो विनाशहेत्वभावादविनाशी, विक्रियाहेत्वभावाच्च कूटस्थनित्यः, अत एव नित्यशुद्धबुद्धमुक्तस्वभावः । तस्मात् 'पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः' (काठ० १।३।११) 'तं त्वौपनिषदं पुरुषं पृच्छामि' (बृह० ३।९।२६) इति चौपनिषदत्वविशेषणं पुरुषस्योपनिषत्सु प्राधान्येन प्रकाश्यमानत्व उपपद्यते । अतो भूतवस्तुपरो वेदभागो नास्तीति वचनं साहसमात्रम् ।

---

(३४) (પૂર્વપક્ષી પ્રશ્ન કરે છે) આત્મા 'अहम्–હું' એવા પ્રત્યય (ખ્યાલ)નો વિષય હોવાથી ઉપનિષદમાં જ જાણી શકાય છે એમ કહેવું અયોગ્ય છે. (સિદ્ધાન્તી ઉત્તર આપે છે) ના, કારણ તે (अहम्–હું એવા પ્રત્યય)ના સાક્ષી તરીકે તે પ્રયોજનય છે. अहम्–હું એવા પ્રત્યયના વિષયના કર્તાથી ભિન્ન, તેના સાક્ષી, સર્વ ભૂતોમાં રહેલ, સમ, એક, કૂટસ્થનિત્ય, સર્વનો આત્મા એવો પુરુષ વિધિકાંડમાં કે તર્કશાસ્ત્રમાં કોઈએ જાણ્યો નથી. આથી તેનો કોઈથી નિષેધ થઈ શકે તેમ નથી કે વિધિનું અંગ બનાવી શકાય તેમ નથી. અને આત્મા હોવાથી સહુ કોઈ માટે તે હેય નથી, ઉપાદેય પણ નથી. સાચેજ વિનાશ પામતો સર્વ વિકાર સમુદાય પુરુષ પર્યંત નાશ પામે છે. વિનાશનું કારણ ન હોવાથી પુરુષ અવિનાશી છે. અને વિક્રિયા (વિકાર)નું કારણ ન હોવાથી કૂટસ્થનિત્ય છે, આથી જ તે નિત્ય શુદ્ધ બુદ્ધ અને મુક્ત સ્વભાવવાળો છે. માટે 'पुरुषान्न० પુરુષથી કોઈ પર નથી, તે પરાકાષ્ઠા (અવધિ) છે, તે પરા ગતિ છે (કઠ. ૧–૩–૧૧) 'त्वं० હું આપને તે ઉપનિષદગમ્ય પુરુષ વિષે પૂછું છું'. (બૃહદ૦ ૩–૯–૨૬) એમાં 'औपनिषदम्–ઉપનિષદગમ્ય' એ વિશેષણ ઉપનિષદોમાં પુરુષ મુખ્યતયા પ્રકાશમાન છે એમ માનતાં ઉપપન્ન થાય છે. (યોગ્ય સિદ્ધ થાય છે.) આથી સિદ્ધવસ્તુનું પ્રતિપાદન કરનાર વેદભાગ નથી એવું વચન કેવળ સાહસ છે.

(३५) यदपि शास्त्रतात्पर्यविदामनुक्रमणम्—'दृष्टो हि तस्यार्थः कर्मावबोधनम्' इत्येवमादि, तद्धर्मजिज्ञासाविषयत्वाद्विधिप्रतिषेधशास्त्राभिप्रायं द्रष्टव्यम् । अपि च 'आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम्' इत्येतदेकान्तेनाभ्युपगच्छतां भूतोपदेशानर्थक्यप्रसङ्गः । प्रवृत्तिनिवृत्तिविधितच्छेषव्यतिरेकेण भूतं चेद्वस्तूपदिशति भव्यार्थत्वेन, कूटस्थनित्यं भूतं नोपदिशतीति को हेतुः ? नहि भूतमुपदिश्यमानं क्रिया भवति ।

(३६) अक्रियात्वेऽपि भूतस्य क्रियासाधनत्वात्क्रियार्थ एव भूतोपदेश इति चेत्,—नैष दोषः, क्रियार्थत्वेऽपि क्रियानिर्वर्तनशक्तिमद्वस्तूपदिष्टमेव । क्रियार्थत्वं तु प्रयोजनं तस्य । न चैतावता वस्त्वनुपदिष्टं भवति । यदि नामोपदिष्टं, किं तव तेन स्यादिति । उच्यते,—अनवगतात्मवस्तूपदेशश्च तथैव भवितुमर्हति । तदवगत्या

(૩૫) જો કે શાસ્ત્રનું તાત્પર્ય જાણનારાઓનું 'દૃષ્ટો૦ કર્મનું જ્ઞાન કરાવવું એ જ વેદનું દષ્ટ–પ્રત્યક્ષ પ્રયોજન છે (જૈ સૂ ૧–૧–૧ પરનું શાબરભાષ્ય) એ અને એવું બીજું (અનુક્રમણ) કથન કરે છે તે ધર્મજિજ્ઞાસાનો વિષય હોવાથી વિધિ અથવા પ્રતિષેધશાસ્ત્રને લગતું છે એમ જાણવું. વળી આમ્નાયસ્ય૦ વેદ ક્રિયાપરક હોવાથી તેવા અર્થવાળા નહિ એવો ક્રિયાર્થક ન હોય તે વાક્યો નિરર્થક છે (જૈ. સૂ. ૧–૨–૧) એનો એકાંતિક સ્વીકાર કરનારા (મીમાંસકો)ના મતમાં સિદ્ધ વસ્તુનો ઉપદેશ અનર્થક બનવાનો પ્રસંગ આવશે. જો તમે (મીમાંસકો) એમ કહો કે શાસ્ત્ર પ્રવૃત્તિવિધિ, નિવૃત્તિવિધિ અને તેના અંગથી ભિન્ન સિદ્ધવસ્તુનો ક્રિયાના અંગરૂપે ઉપદેશ કરે છે, તો કૂટસ્થનિત્ય સિદ્ધવસ્તુનો ઉપદેશ કરતું નથી એમ કહેવાનું શું કારણ ? સિદ્ધવસ્તુ ઉપદેશ કરાતા ક્રિયા બની જતી નથી

(૩૬) (પૂર્વપક્ષી પ્રશ્ન કરે છે) સિદ્ધવસ્તુ ક્રિયા ન હોવા છતાં પણ ક્રિયાનું સાધન હોવાથી સિદ્ધવસ્તુનો ઉપદેશ ક્રિયાર્થક જ છે (સિદ્ધાન્તી કહે છે) ના, આ દોષ નથી ક્રિયાર્થક છે તો પણ ક્રિયા ઉત્પન્ન કરવાની શક્તિવાળી વસ્તુ જ ઉપદિષ્ટ છે ક્રિયાર્થત્વ તો તેનું પ્રયોજન છે અને એટલાથી વસ્તુ કાંઈ અનુપદિષ્ટ બની જતી નથી (પૂર્વપક્ષી કહે છે) જો ખરેખર (સિદ્ધવસ્તુ) ઉપદિષ્ટ છે તો તેનાથી તને શું લાભ ? (સિદ્ધાન્તી કહે છે) કહીએ છીએ–નહિ જણાયેલ આત્મવસ્તુનો ઉપદેશ તેવી રીતે જ ,

मिथ्याज्ञानस्य संसारहेतोर्निवृत्तिः प्रयोजनं क्रियत इत्यविशिष्ट-मर्थवत्त्वं क्रियासाधनवस्तूपदेशेन ।

(३७) अपि च 'ब्राह्मणो न हन्तव्यः' इति चैवमाद्या निवृत्तिरुपदिश्यते । नच सा क्रिया । नापि क्रियासाधनम् । अक्रियार्थानामुपदेशोऽनर्थकश्चेत् 'ब्राह्मणो न हन्तव्यः' इत्यादिनिवृत्त्युपदेशानामानर्थक्यं प्राप्तम् । तच्चानिष्टम् । न च स्वभावप्राप्तहन्त्यर्थानुरागेण नञः शक्यमप्राप्तक्रियार्थत्वं कल्पयितुं हननक्रियानिवृत्त्यौदासीन्यव्यतिरेकेण । नञश्चैष स्वभावो यत्स्वसंबन्धिनोऽभावं बोधयतीति । अभावबुद्धिश्चौदासीन्यकारणम् । सा च दग्धेन्धनाग्निवत्स्वयमेवोपशाम्यति । तस्मात्प्रसक्तक्रियानिवृत्त्यौदासीन्यमेव 'ब्राह्मणो न हन्तव्यः' इत्यादिषु प्रतिषेधार्थं मन्यामहे, अन्यत्र प्रजापतिव्रतादिभ्यः । तस्मात्पुरुषार्थानुपयोग्युपाख्यानादिभूतार्थवादविषयमानर्थक्याभिधानं द्रष्टव्यम् ।

---

थवो योग्य छे. तेना ज्ञानथी संसारना हेतुरूप मिथ्याज्ञाननुं निवृत्तिरूप प्रयोजन (सिद्ध) थाय छे आम क्रियाना साधनरूप सिद्धवस्तुना उपदेशनी माफक (ब्रह्मज्ञाननो उपदेश) सार्थक छे.

(३७) वळी 'ब्राह्मणो॰ ब्राह्मणने मारवो न जोईए' एमां अने एवा स्थळे निवृत्तिनो उपदेश कराय छे. ते क्रिया नथी के क्रियानुं साधन पण नथी. जो अक्रियार्थक (क्रियाने नहि वर्णवनार) वाक्योनो उपदेश अनर्थक थाय, तो 'ब्राह्मणो न हन्तव्यः ब्राह्मणने मारवो न जोईए.' ईत्यादि (द्वारा थता) निवृत्तिना उपदेशनी अनर्थकता आवी पडशे अने ते तो अनिष्ट छे. स्वभावथी आवी पडेला 'हन्ति'ना अर्थ साथे नञ्ना संबंधथी हननक्रियानी निवृत्तिरूप उदासीनताथी भिन्न अप्राप्त क्रियानी कल्पना करवी शक्य नथी. कारण पोताना संबंधी (जोडायेल) पदार्थना अभावनो बोध कराववो ए नञ्नो स्वभाव छे; अने अभावबुद्धि उदासीनतानुं कारण छे. अने ए (अभावबुद्धि) बळी गयेलां लाकडाना अग्निनी माफक पोते ज शमी जाय छे. माटे ब्राह्मणो न हन्तव्यः–ब्राह्मणने मारवो न जोईए.' वगेरे (वाक्यो)मां, प्रजापतिव्रत वगेरेथी भिन्न एवो प्रसक्तक्रियामांथी निवृत्तिरूप उदासीनता ज प्रतिषेधनो अर्थ छे एम अमे मानीए छीए. तेथी पुरुषार्थने अनुपयोगी उपाख्यान वगेरे भूतार्थवाद विषयक आनर्थक्यनुं अभिधान छे एम समजवुं जोईए.

(३८)यदप्युक्तम्,—कर्तव्यविध्यनुप्रवेशमन्तरेण वस्तुमात्रमुच्यमानमनर्थकं स्यात्, 'सप्तद्वीपा वसुमती' इत्यादिवदिति, तत्परिहृतम्; 'रज्जुरियं नायं सर्प' इति वस्तुमात्रकथनेऽपि प्रयोजनस्य दृष्टत्वात्। ननु श्रुतब्रह्मणोऽपि यथापूर्वं संसारित्वदर्शनान्न रज्जुस्वरूपकथनवदर्थवत्त्वमित्युक्तम्; अत्रोच्यते,—नावगतब्रह्मात्मभावस्य यथापूर्वं संसारित्वं शक्यं दर्शयितुं, वेदप्रमाणजनितब्रह्मात्मभावविरोधात्। नहि शरीराद्यात्माभिमानिनो दुःखभयादिमत्त्वं दृष्टमिति तस्यैव वेदप्रमाणजनितब्रह्मात्मावगमे तदभिमाननिवृत्तौ तदेव मिथ्याज्ञाननिमित्तं दुःखभयादिमत्त्वं भवतीति शक्यं कल्पयितुम्। नहि धनिनो गृहस्थस्य धनाभिमानिनो धनापहारनिमित्तं दुःखं दृष्टमिति तस्यैव प्रव्रजितस्य धनाभिमानरहितस्य तदेव धनापहारनिमित्तं दुःखं भवति। न च

(३८) એમ જે કહ્યુ છે કે કર્તવ્યવિધિ સાથે સંબંધ વિના કહેવાયેલ વસ્તુમાત્ર 'सप्तद्वीपा वसुमती પૃથ્વી સાત દ્વીપવાળી છે' વગેરે માફક અનર્થક છે તેનુ ખંડન કરી દીધુ છે કારણ આ રજ્જુ છે, આ સાપ નથી એમ વસ્તુમાત્રનુ કથન હોવા છતાં ત્યાં પ્રયોજન (સ્પષ્ટ) જોવામાં આવે છે. (પૂર્વપક્ષી કહે છે) બ્રહ્મનું શ્રવણ કરનાર (પુરુષ)માં પણ પૂર્વ મુજબનું સંસારિત્વ જોવામાં આવે છે આથી રજ્જુના સ્વરૂપના કેવળ કથન સમાન (બ્રહ્મના સ્વરૂપનુ કેવળ કથન) સાર્થક બનતું નથી એમ અમે કહી દીધુ છે. (સિદ્ધાન્તી ઉત્તર આપે છે) અમે અહી કહીએ છીએ. (બ્રહ્મ એજ આત્મા છે એવુ) બ્રહ્માત્મભાવનું જેને જ્ઞાન થયું છે તેનું પૂર્વવત્ સંસારિત્વ દર્શાવવું શક્ય નથી કારણ વેદના પ્રમાણથી ઉત્પન્ન થતા બ્રહ્માત્મભાવ સાથે તેનો વિરોધ થાય. શરીર વગેરે આત્મા છે એવુ અભિમાન રાખનાર (અજ્ઞાની)માં દુઃખ ભય વગેરે દેખાય છે એમ તેને વેદના પ્રમાણથી ઉત્પન્ન થતા બ્રહ્માત્મભાવનુ જ્ઞાન થતાં તે (આ આત્મા શરીર છે એવુ) અભિમાન નિવૃત્ત થતાં તે જ મિથ્યાજ્ઞાનથી ઉત્પન્ન થતાં દુઃખ ભય વગેરે થશે એમ કલ્પવુ શક્ય નથી. ધનનું અભિમાન રાખનાર ધનવાન ગૃહસ્થને ધનના અપહરણથી થતું દુઃખ જોવામા આ[illegible]ધનના અભિમાનથી રહિત (અને) સન્યાસી બનેલા તેને જ ધનના અપહરણથી ઉત્પન્ન થતું તેવુ જ દુઃખ થતું નથી. વળી કુંડળ ધારણ કરનારને કુંડળ ધારણ કરવાથી ઉત્પન્ન થતુ સુખ જોવામા આવે

कुण्डलिन· कुण्डलित्वाभिमाननिमित्तं सुखं दृष्टमिति तस्यैव कुण्डलवियुक्तस्य कुण्डलित्वाभिमानरहितस्य तदेव कुण्डलित्वाभिमाननिमित्तं सुखं भवति। तदुक्तं श्रुत्या—'अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः' (छान्दो० ८।१२।१) इति। *शरीरे पतितेऽशरीरत्वं स्यात्, न जीवत इति चेत्,—*न; सशरीरत्वस्य मिथ्याज्ञाननिमित्तत्वात्। न ह्यात्मनः शरीरात्माभिमानलक्षणं मिथ्याज्ञानं मुक्त्वान्यतः सशरीरत्वं शक्यं कल्पयितुम्। नित्यमशरीरत्वमकर्मनिमित्तत्वादित्यवोचाम। * तत्कृतधर्माधर्मनिमित्तं सशरीरत्वमिति चेत् * न, शरीरसंबन्धस्यासिद्धत्वाद्धर्माधर्मयोरात्मकृतत्वासिद्धेः। शरीरसंबन्धस्य धर्माधर्मयोस्तत्कृतत्वस्य चेतरेतराश्रयत्वप्रसङ्गादन्धपरम्परैषाऽनादित्वकल्पना। क्रियासमवायाभावाच्चात्मनः कर्तृत्वानुपपत्तेः। *संनिधानमात्रेण राजप्रभृतीनां

છે, કુંડળના અભિમાનથી રહિત થયેલા કુંડળ વિનાના તેને કુંડળના ધારણ કરવાથી ઉત્પન્ન થતુ તે જ સુખ થતું નથી તેથી શ્રુતિમા કહ્યુ છે—'अशरीरं શરીરરહિત આત્માને પ્રિય કે અપ્રિય સ્પર્શ કરતા નથી' (છાન્દોગ્ય ૮-૧૨-૧) (પૂર્વપક્ષી કહે છે–) શરીર પડી જાય ત્યારે શરીર રહિત સ્થિતિ થાય જીવતાં નહિ (સિદ્ધાન્તી કહે છે) ના, (આ શકા બરાબર નથી) કારણ કે સશરીરત્વ (શરીર છે એવુ માનવાની સ્થિતિ) મિથ્યાજ્ઞાનને કારણે હોય છે. શરીર આત્મા છે એવા અભિમાનવાળા મિથ્યાજ્ઞાનને મૂકીને બીજી કોઇ રીતે આત્માના સશરીરત્વની કલ્પના કરવી શક્ય નથી. કર્મથી ઉત્પન્ન નહિ થનાર હોવાથી (આત્માની) શરીરરહિત સ્થિતિ શાશ્વત નિત્ય છે એમ અમે કહેલુ છે (પૂર્વપક્ષી કહે છે–) તે (આત્મા) ના દ્વારા કરેલા ધર્મ અને અધર્મને કારણે સશરીરત્વ ઉત્પન્ન થાય છે (સિદ્ધાન્તી કહે છે–) ના કારણ (આત્માનો) શરીર સાથેનો સંબંધ સિદ્ધ થયો નથી આથી તેણે કરેલા ધર્મ અને અધર્મ સાથેનો (તેનો) સંબધ સિદ્ધ થતો નથી. શરીરસબધ અને ધર્મ તથા અધર્મનો અને તેની ઉત્પત્તિનો અન્યોન્યાશ્રય (નામના દોષનો) પ્રસંગ આવવાથી (આ સંબધ) અનાદિ છે એવી કલ્પના અંધપરંપરા બનશે ક્રિયા સાથે સબધનો અભાવ હોવાથી આત્માનું કર્તૃત્વ શક્ય નથી. (પૂર્વપક્ષી કહે છે–) કેવળ પાસે રહેવાથી (સંનિધિથી) રાજા વગેરેમાં કર્તૃત્વ દેખાય છે (તેમ આત્મામાં પણ કર્તૃત્વ સિદ્ધ થશે) (સિદ્ધાન્તી ઉત્તર આપે છે–) ના, ધન-

दृष्टं कर्तृत्वमिति चेत्; * न धनदानाद्युपार्जितभृत्यसंबन्धित्वात्तेषां कर्तृत्वोपपत्तेः। न त्वात्मनो धनदानादिवच्छरीरादिभिः स्वस्वामिसंबन्धनिमित्तं किंचिच्छक्यं कल्पयितुम्। मिथ्याभिमानस्तु प्रत्यक्षः संबन्धहेतुः। एतेन यजमानत्वमात्मनो व्याख्यातम्।

(३९) अत्राहुः—देहादिव्यतिरिक्तस्यात्मन आत्मीये देहादावभिमानो गौणो न मिथ्येति चेत् * न, प्रसिद्धवस्तुभेदस्य गौणत्वमुख्यत्वप्रसिद्धेः। यस्य हि प्रसिद्धो वस्तुभेदः, यथा केसरादिमानाकृतिविशेषोऽन्वयव्यतिरेकाभ्यां सिंहशब्दप्रत्ययभाङ्मुख्योऽन्यः प्रसिद्धः, ततश्चान्यः पुरुषः प्रायिकैः क्रौर्यशौर्यादिभिः सिंहगुणैः संपन्नः प्रसिद्धः, तस्य पुरुषे सिंहशब्दप्रत्ययौ गौणौ भवतो नाप्रसिद्धवस्तुभेदस्य। तस्य त्वन्यत्रान्यशब्दप्रत्ययौ भ्रान्तिनिमित्तौ

દાન વગેરેથી ભૃત્યસંબંધ ઉત્પન્ન થવાને કારણે તે (રાજા વગેરે) મા કર્તૃત્વ સંભવે છે, પરંતુ આત્મામાં શરીર વગેરેની સાથે ધનદાન વગેરે જેવા સ્વસ્વામિભાવથી ઉત્પન્ન થતા સંબંધની કોઈ કલ્પના કરવી શક્ય નથી. પણ મિથ્યાભિમાન તો સંબંધનું પ્રત્યક્ષ કારણ છે. આ દ્વારા આત્માના યજમાનત્વની પણ વ્યાખ્યા થઈ ગઈ ( કે તે મિથ્યાભિમાનજન્ય છે).

(૩૯) અહીં (પૂર્વપક્ષી) કહે છે—દેહ વગેરેથી ભિન્ન એવા આત્માનું પોતાના દેહ વગેરેનું અભિમાન ગૌણ છે, મિથ્યા નથી. (સિદ્ધાન્તી કહે છે–) ના, પ્રસિદ્ધ વસ્તુભેદને ( એટલે જેને વસ્તુનો ભેદ જ્ઞાત છે તેને) ગૌણત્વ અને મુખ્યત્વનો ભેદ જાણીતો હોય છે. જેને વસ્તુનો ભેદ પ્રસિદ્ધ (જાણીતો) છે. જેમ અન્વય અને વ્યતિરેકથી કેશવાળી વગેરેવાળી વિશિષ્ટ આકૃતિ સિંહ એ શબ્દ અને વિચારનો વિષય બને છે તે (પુરુષથી) ભિન્ન મુખ્ય (અર્થ) પ્રસિદ્ધ છે. અને પ્રાયઃ ક્રૂરતા, શૂરવીરતા વગેરે સિંહના ગુણોથી યુક્ત એવો તેનાથી ભિન્ન એવો ( સિંહ શબ્દનો) બીજો (ગૌણ) અર્થ પ્રસિદ્ધ છે, તેને પુરુષની બાબતમા (પ્રયોજાયેલ) સિંહ શબ્દ અને વિચાર ગૌણ બનશે, જેને વસ્તુભેદ પ્રસિદ્ધ નહિ હોય તેને આવું થશે નહિ. અને તેને તો બીજા (અર્થમા) જુદા શબ્દ જ્ઞાન ભ્રાન્તિને કારણે થાય છે, ગૌણ (તરીકે) નહિ જેમ ઝાંખા અંધકારમા 'આ સ્થાણુ છે' એમ વિશેષ જ્ઞાન ન થતાં 'પુરુષ' એ શબ્દ અને વિચાર 'સ્થાણુ'ની બાબતમાં લાગુ પડે છે, અથવા જેમ શુક્તિમાં અકસ્માત્ 'ચાંદી છે' એમ શબ્દ અને વિચાર નિશ્ચિત થાય છે. તેવી રીતે દેહ વગેરે સંઘાતમાં ઉપચાર (વસ્તુભેદના જ્ઞાન)

वेव भवतो न गौणौ । यथा मन्दान्धकारे स्थाणुरयमित्यगृह्य माणविशेषे पुरुषशब्दप्रत्ययौ स्थाणुविषयौ, यथा वा शुक्तिकायामकस्माद्रजतमिति निश्चितौ शब्दप्रत्ययौ, तद्वद्देहादिसंघातेऽहमिति निरुपचारेण शब्दप्रत्ययावात्मानात्माविवेकेनोत्पद्यमानौ कथं गौणौ शक्यौ वदितुम्? आत्मानात्मविवेकिनामपि पण्डितानामजाविपालानामिवाविविक्तौ शब्दप्रत्ययौ भवत. । तस्माद्देहादिव्यतिरिक्तात्मास्तित्ववादिनां देहादावहंप्रत्ययो मिथ्यैव, न गौण । तस्मान्मिथ्याप्रत्ययनिमित्तत्वात्सशरीरत्वस्य सिद्धं जीवतोऽपि विदुषोऽशरीरत्वम् । तथा च ब्रह्मविद्विषया श्रुतिः (बृह० ४।४।७) 'तद्यथाऽहिनिर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीतैवमेवेदं शरीरं शेते । अथायमशरीरोऽमृतः प्राणो ब्रह्मैव तेज एव' (बृह० ४ ४ ७) इति । 'सचक्षुरचक्षुरिव सकर्णोऽकर्ण इव सवागवागिव समना अमना इव सप्राणोऽप्राण इव' इति च । स्मृतिरपि च—'स्थितप्रज्ञस्य का भाषा' (भ० गी० २।५४) इत्याद्या स्थितप्रज्ञलक्षणान्याचक्षणा विदुष. सर्वप्रवृत्त्यसंबन्धं दर्शयति । तस्मान्नावगतब्रह्मात्म

---

વિના ઉત્પન્ન થનાર, આત્મા અને અનાત્માના અવિવેકથી ઉદ્‌ભવતો 'હું' એવો શબ્દ અને વિચારને ગૌણ કહેવો કેવી રીતે શક્ય છે? આત્મા અને અનાત્માનો ભેદ જાણનારા (નૈયાયિકો વગેરે) પંડિતોમાં પણ ઘેટાં બકરાં પાળનારાઓની માફક શબ્દ અને વિચારનો વિવેક હોતો નથી માટે દેહાદિથી ભિન્ન આત્માનું અસ્તિત્વ સ્વીકારનારાઓના મતે દેહ વગેરેમાં 'હું' એવો ખ્યાલ મિથ્યા જ છે, ગૌણ નહિ તેથી સશરીરત્વ મિથ્યાજ્ઞાનથી ઉદ્‌ભવતું હોવાથી જ્ઞાની માટે જીવતો હોય તો પણ અશરીરત્વ સિદ્ધ થયું. અને બ્રહ્મને જાણનારને લગતી શ્રુતિ છે—**તદ્યથા** જેવી રીતે સાપની કાચળી રાફડા ઉપર મરેલી, સાપ દ્વારા ત્યજાયેલી પડી રહે છે તેજ રીતે (દેહાદિ અભિમાન વિનાના વિદ્વાનનું) આ શરીર સૂઈ રહે છે આ (આત્મા) અશરીર, અમૃત, પ્રાણ, બ્રહ્મ અને તેજ (સ્વરૂપ) છે. (બૃહદ. ૪–૪–૭) '**સચક્ષુ**'તે (જ્ઞાની) આંખવાળો પણ આંખ વિનાના જેવો, કાનવાળો પણ કાન વિનાના જેવો, વાણીવાળો પણ વાણી વિનાના જેવો, મનવાળો પણ મન વિનાના જેવો, પ્રાણવાળો પણ પ્રાણ વિનાના જેવો છે. **સ્થિતપ્રજ્ઞસ્ય** સ્થિતપ્રજ્ઞની વ્યાખ્યા કઈ છે? (ગીતા ૨–૫૪) વગેરે સ્મૃતિ પણ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ કહેતી જ્ઞાનીનો દરેક પ્રવૃત્તિ સાથે સંબંધ નથી એવું દર્શાવે

भावस्य यथापूर्वं संसारित्वम् । यस्य तु यथापूर्वं संसारित्वं नासाववगतब्रह्मात्मभाव इत्यनवद्यम् ।

(४०) यत्पुनरुक्तं श्रवणात्पराचीनयोर्मनननिदिध्यासनयोर्दर्शनाद्विधिशेषत्वं ब्रह्मणो न स्वरूपपर्यवसायित्वमिति । न; अवगत्यर्थत्वान्मनननिदिध्यासनयोः । यदि ह्यवगतं ब्रह्मान्यत्र विनियुज्येत भवेत्तदा विधिशेषत्वम् । न तु तदस्ति; मनननिदिध्यासनयोरपि श्रवणवदवगत्यर्थत्वात् । तस्मान्न प्रतिपत्तिविधिविषयतया शास्त्रप्रमाणकत्वं ब्रह्मणः संभवतीत्यतः स्वतन्त्रमेव ब्रह्म शास्त्रप्रमाणकं वेदान्तवाक्यसमन्वयादिति सिद्धम् । एवं च सति 'अथातो ब्रह्मजिज्ञासा' इति तद्विषयः पृथक्शास्त्रारम्भ उपपद्यते । प्रतिपत्तिविधिपरत्वे हि 'अथातो धर्मजिज्ञासा' इत्येवारब्धत्वान्न पृथक्शास्त्रमारभ्येत । आरभ्यमाणं चैवमारभ्येत–'अथातः परिशिष्टधर्म-

છે માટે બ્રહ્માત્મભાવનું જેને જ્ઞાન છે તેને પૂર્વની જેમ સંસારિત્વ હોતું નથી પણ જેને પૂર્વની જેમ સંસારિત્વ છે તેને બ્રહ્માત્મભાવનું જ્ઞાન નથી આમ (અમારું વેદાન્તશાસ્ત્ર) અનવદ્ય (દોષરહિત) છે.

(૪૦) વળી જે (પૂર્વપક્ષી દ્વારા) કહેવાયું છે કે શ્રવણ પછી મનન અને નિદિધ્યાસનનું (વિધાન કરેલું) જોવામાં આવે છે. માટે બ્રહ્મ ઉપાસનાવિધિનું અંગ છે, સ્વરૂપ પર્યવસાયી નથી; (તેના ઉત્તરમાં સિદ્ધાન્તી કહે છે–) ના (તે બરાબર નથી); કારણ શ્રવણની માફક મનન અને નિદિધ્યાસન બ્રહ્મના જ્ઞાન (સાક્ષાત્કાર) માટે છે. જો જ્ઞાત બ્રહ્મનો અન્યત્ર (ક્રિયામાં) વિનિયોગ થતો હોત તો તે વિધિનું અંગ થાત, પણ તેમ નથી કારણ મનન અને નિદિધ્યાસન પણ શ્રવણની માફક (બ્રહ્મના) જ્ઞાનને માટે છે માટે ઉપાસના વિધિના અંગ તરીકે બ્રહ્મનું શાસ્ત્રપ્રમાણ સંભવતું નથી માટે વેદાન્ત વાક્યના સમન્વયથી બ્રહ્મ સ્વતંત્ર રીતે જ શાસ્ત્રપ્રમાણ છે એ સિદ્ધ થયું આમ હોવાથી 'अथातो ब्रह्मजिज्ञासा'—અથ એથી બ્રહ્મજિજ્ઞાસા' એવા વિષયને લગતા જુદા શાસ્ત્રનો આરંભ શક્ય છે. ઉપાસના વિધિપરક હોય તો 'अथातो धर्मजिज्ञासा—અથ એથી ધર્મજિજ્ઞાસા' એમ આરંભ કર્યો હોવાથી જુદા શાસ્ત્રનો આરંભ ન થાય. અને જો આરંભ કરાત તો 'अथातः परिशिष्टधर्मजिज्ञासा અથ એથી બાકીની ધર્મજિજ્ઞાસા' अथातः क्रत्वर्थपुरुषार्थयोर्जिज्ञासा—'અથ એથી યજ્ઞાર્થ અને પુરુષાર્થની જિજ્ઞાસા' (જૈ. સૂ. ૪-૧-૧) ની માફક આરંભ

जिज्ञासा' इति, 'अथात क्रत्वर्थपुरुषार्थयोर्जिज्ञासा' (जै० ४।१।१) इतिवत् । ब्रह्मात्मैक्यावगतिस्त्वप्रतिज्ञातेति तदर्थो युक्तः शास्त्रारम्भ —'अथातो ब्रह्मजिज्ञासा' इति । तस्मादहं ब्रह्मास्मीत्येतदवसाना एव सर्वे विधय सर्वाणि चेतराणि प्रमाणानि । नह्यहेयानुपादेयाद्वैतात्मावगतौ निर्विषयाण्यप्रमातृकाणि च प्रमाणानि भवितुमर्हन्तीति । अपि चाहु —

गौणमिथ्यात्मनोऽसत्त्वे पुत्रदेहादिबाधनात् ।
सद्ब्रह्मात्माहमित्येवं बोधे कार्यं कथं भवेत् ॥
अन्वेष्टव्यात्मविज्ञानात्प्राक्प्रमातृत्वमात्मनः ।
अन्विष्टः स्यात्प्रमातैव पाप्मदोषादिवर्जित ॥
देहात्मप्रत्ययो यद्वत्प्रमाणत्वेन कल्पित ।
लौकिकं तद्वदेवेदं प्रमाणं त्वाऽऽत्मनिश्चयात्' इति ॥ ४ ॥

इति चतु सूत्री समाप्ता ।

---

थान, पण ब्रह्म अने आत्माना એકत्व ज्ञाननी (પહેલા) પ્રતિજ્ઞા કરેલી નથી તેથી તેને માટે 'अथातो ब्रह्मजिज्ञासा—અથ એથી બ્રહ્મજિજ્ઞાસા એમ શાસ્ત્રનો આરંભ યોગ્ય છે તેથી अहं ब्रह्मास्मि—હું બ્રહ્મ છુ ' એવા જ્ઞાનની પ્રાપ્તિ સુધી સઘળી વિધિઓ અને બીજા સર્વે પ્રમાણો છે, કારણ કે હેય કે ઉપાદેય વિનાના આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતાં પ્રમાણો નિર્વિષય અને પ્રમાતારહિત બની જાય છે (બની જવા જોઇએ ) અને કહ્યુ પણ છે—

'અબાધિત બ્રહ્માત્મસ્વરૂપ હુ છુ ' એવુ જ્ઞાન થતાં પુત્ર, દેહ વગેરેનો બાધ થવાથી ગૌણ અને મિથ્યા આત્માભિમાન ન રહેતાં ( વિધિ નિષેધ વગેરે) કાર્ય કેવી રીતે રહે ?

અન્વેષ્ટવ્ય એવા આત્માના જ્ઞાન (સાક્ષાત્કાર) પહેલાં પણ આત્મા પ્રમાતા છે તેનુ અન્વેષણ (જ્ઞાન) થતાં પ્રમાતા જ પાપ દોષ વગેરેથી વર્જિત (જણાય) છે

જેમ દેહ આત્મા છે એવો જ્ઞાન (પ્રત્યય) (સંસારમાં) પ્રમાણ તરીકે કલ્પિત છે તેવી રીતે આ લૌકિક પ્રમાણ આત્મતત્ત્વનો નિશ્ચય (જ્ઞાન) થાય ત્યાં સુધી જ છે

ચતુ સૂત્રી સમાપ્ત

# ટિપ્પણી

## ઉપોદ્ઘાત

**अथातो ब्रह्मजिज्ञासा**—બાદરાયણનાં આ પ્રથમ સૂત્ર ઉપર ભાષ્ય લખતા પહેલાં શંકરાચાર્ય ઉપોદ્ઘાત લખે છે **युष्मत् अस्मत् प्रत्यय**-શબ્દોથી ઉપોદ્ઘાત શરૂ થાય છે

(૧) શરીર, ઇંદ્રિયો વગેરે વિષય અને આત્માને વિષયી કહે છે. શરીરાદિ વિષય **युष्मत्**-તુ—ના જ્ઞાનનો અને આત્મા વિષયી **अस्मत्**-હુ—નાં જ્ઞાનનો વિષય બને છે. હુ છુ—તેમા 'હુ' શબ્દથી આત્માનો બોધ થતો હોવાથી આત્માને હુ—થી થતા જ્ઞાનનો વિષય કહ્યો છે ચેતન આત્મા-વિષયીથી ભિન્ન બાકીની બધી જ જડ વસ્તુઓ વિષય (શરીર વગેરે) ને આપણે સામાન્ય રીતે ત્રી પુ નાં સર્વનામથી ઓળખીએ છીએ દા ત **इदम् शरीरम्**, **अयं पर्वत** (આ શરીર છે, આ પર્વત છે) તેથી, ખરુ જોતા તો શરીરાદિ વિષયનો બોધ **इदम्** સર્વનામથી થતો હોવાને લીધે વિષયને **इदम्-प्रत्यय-गोचर**—'આ' જ્ઞાનથી જાણી શકાય તેવો કહેવો જોઇએ પરતુ, ભાષ્યકારે તો વિષયને **युष्मत्-प्रत्यय-गोचर**—તુ—ના જ્ઞાનથી જાણી શકાય તેવો કહ્યો છે તેથી ખરેખર તો **युष्मत्-अस्मत्-प्रत्यय गोचरयोः** પદને બદલે **इदम्-अस्मत्-प्रत्यय-गोचरयोः** એમ હોવુ જોઇએ ભામતીકાર આનુ નિરાકરણ કરતાં કહે છે કે—**इदमस्मत् प्रत्यय गोचरयो इति वक्तव्ये युष्मद्-ग्रहणम् अत्यन्त-भेद-उपलक्षणार्थम्**—વિષય શરીરાદિ અને વિષયી આત્મા વચ્ચે રહેલા અત્યત ભેદને સૂચવવા માટે **इदम्** ને બદલે **युष्मत्** પદને લેવામાં આવ્યુ છે. ત્રી. પુ સાથે પ્ર પુ ના પ્રયોગો જોવા મળે છે: **एते वयम्**, **इमे वयम्** **इमे इदम्**-નુ પ્રથમા બ વ અને **वयम्** **अस्मत्** નુ પ્રથમા બ વ. પરતુ, **वयम्** ની સાથે **यूयम्** નો પ્રયોગ સામાન્યત જોવા મળતો નથી, કોઇ પોતાને 'આ અમે' કહે, પણ 'તમે અમે' એમ કહે નહી દ્વંદ્વમાં તમે-અમે **युष्मत्-अस्मत्** એ બને વચ્ચે જેવો તીવ્ર વિરોધ છે તેવો

આ-અમે **इदम्-अस्मत्** એ બે પદો વચ્ચે નથી. શરીર-આત્મા વચ્ચેનો અત્યંત વિરોધ **युष्मत्-अस्मत्** ના પ્રયોગથી જ સૂચવાય છે.

**प्रत्यय-प्रतीयते इति प्रत्ययः** દેખાય છે, જણાય છે તેથી પ્રત્યય એટલે જ્ઞાન-પ્રતીતિ,

**तमःप्रकाशवत्** શરીર-આત્મા એક બીજાથી વિરુદ્ધ સ્વભાવવાળા છે, શરીર **जडस्वभाव** તો આત્મા **चेतन** છે. બન્ને વચ્ચે અંધકાર અને પ્રકાશના જેવો તફાવત છે. તેથી, શરીર-આત્મા વચ્ચે **इतरेतरभाव**-એકમાં બીજાનો ભાવ-સિદ્ધ થાય નહીં. આત્માનો ભાવ આત્મત્વ-આત્માપણું તેનાથી અત્યંત વિરોધી એવા શરીરમાં ન હોઇ શકે, તેમ શરીરનો ભાવ-શરીરપણું તેનાથી અત્યંત વિરોધી આત્મામાં ન હોઇ શકે.

**अन्-उपपत्तिः—उपपत्तिः (उप+पद्)** હેતુ દ્વારા કરેલો નિર્ણય, પ્રતિપાદન અથવા પ્રાપ્તિ. **अन्-उपपत्तिः** શરીર-આત્માના ઇતરેતરભાવની પ્રાપ્તિ થતી નથી.

આચાર્ય વિશ્વેશ્વર ભાષ્યકારનો દોષ બતાવતાં સૂચવે છે કે આત્મા **तत् त्वम् असि** જેવાં વાક્યમાં **त्वम्-युष्मत्** થી થતાં જ્ઞાનનો વિષય પણ બને છે. સ્વયં ભાષ્યકાર પણ આ વાત બ્ર. સૂ. ત્રીજા અધ્યાયનાં ભાષ્યમાં કહે છે, તેથી આત્મા **अस्मत् प्रत्यय-गोचर** હોવા ઉપરાંત **युष्मत्-प्रत्यय-गोचर** પણ બની શકે. વળી, અંધકાર-પ્રકાશ એક સ્થળે સાથે હોઈ શકે નહીં, પણ શરીર-આત્મા તો સાથે રહેલા જોવા મળે છે. તેથી, **तमः प्रकाशवत्** ઉપમા યોગ્ય નથી.

વસ્તુતઃ ઉપનિષદ્ વાક્યમાં **त्वम्**-પદનો પ્રયોગ વિશેષ સંદર્ભમાં થયો છે તે ધ્યાનમાં રાખવું જોઇએ. વળી, **तमःप्रकाश**ની ઉપમાથી શરીર-આત્માના પરસ્પર વિરોધી સ્વભાવનું નિરૂપણ જ ભાષ્યકારને અભિપ્રેત લાગે છે, **सहस्थिति** કે **अ-सहस्थिति** નહીં.

**तद्-धर्माणामपि**...માની લો કે શરીર-આત્મા બંને અત્યંત ભિન્ન હોવાથી એકનો ભાવ અન્યમાં ન આવી શકે. પરંતુ, એકના ધર્મો તો બીજામાં ભાસી શકે. દા. ત રાતા રંગનું જપાકુસુમ ફૂલ અને શ્વેતરંગી સ્ફટિક-બંને ધર્મીઓ (અમુક ગુણધર્મ ધરાવતી વસ્તુઓ) ભિન્ન છે, છતાં સ્ફટિકમાં જપાકુસુમનું પ્રતિબિંબ પડવાથી જપાકુસુમનો રતાશરૂપી ગુણધર્મ સ્ફટિકનો હોય તેમ ભાસે છે. આમ, ભલે ધર્મીઓની એકરૂપતા ન

થાય, પણ તેમના ધર્મોનો ઇતરેતરભાવ તો થઇ શકે. આમ. ભલે શરીર–આત્માની વચ્ચે ઇતરેતરભાવ સિદ્ધ ન થાય પણ તે બંનેના ધર્મોનો ઇતરેતર ભાવ થઇ શકે. તેમ થતાં શરીરના જાડાપણું, ગોરાપણું વગેરે ધર્મો આત્માના હોય તેમ અને આત્માના ચૈતન્યાદિ ધર્મો શરીરના હોય તેમ દેખાય. જડત્વને બદલે ચૈતન્ય દેખાય તે ધર્મોનો ઇતરેતરભાવ.

આવી શંકા ઊભી થાય તો કહે છે કે શરીર–આત્માના ધર્મોનો પણ ઇતરેતરભાવ સિદ્ધ થઇ શકે નહીં. સ્ફટિકની જેમ આત્મામાં અત્યંત પારદર્શકતાનો ગુણધર્મ ન હોવાથી આત્મામાં દેહાદિના ધર્મોનું પ્રતિબિંબ પડવું શક્ય નથી. **न हि धर्मिणोः संसर्गम् विना धर्माणाम् विनिमयोऽस्ति** (રત્નપ્રભા) અહીં આત્મા તો અસંગ છે. તેનો અન્ય શરીરાદિ સાથે સંસર્ગ ન થાય અને પરિણામે તેમાં અન્યના શરીરાદિના ધર્મોનો સંસર્ગ પણ ન થાય. ટૂંકમાં, શરીર–આત્મા વચ્ચે કે તે બંનેના ધર્મો વચ્ચે પણ ઇતરેતરભાવ સિદ્ધ થતો નથી.

**इत्यत**...ઉપર બતાવ્યા પ્રમાણે શરીર–આત્માનો કે તેમના ધર્મોનો ઇતરેતરભાવ સિદ્ધ ન થતો હોવાને કારણે, ચિત્–જ્ઞાન–સ્વરૂપવાળા આત્મા ઉપર શરીરને કે તેના ધર્મોનો, તેમ જ શરીર ઉપર આત્માનો કે આત્માના ધર્મોનો અધ્યાસ થવો યોગ્ય નથી. અધ્યાસ–ભ્રમ;-*False atribution* કે superimposition–ખોટો આરોપ. અધ્યાસની વ્યાખ્યા ભાષ્યકાર આગળ આપે છે.

**मिथ्या भवितुं**... મિથ્યા શબ્દના બે અર્થ:—(૧) અપહ્નવવચન–નિષેધ (૨) અનિર્વચનીયતા **अत्र च अपह्नवार्थः** (રત્નપ્રભા) અહીં 'મિથ્યા' નો અર્થ નિષેધ કરવો. તેથી વાક્યાર્થ: અધ્યાસ ન (=**मिथ्या**) થાય તે યુક્તિસંગત લાગે છે.

**अस्मत्-युष्मत्** થી શરુ કરીને **मिथ्या भवितुं युक्तम्**–ત્યાં સુધીની પંક્તિઓ પૂર્વપક્ષીની શંકાને સૂચવે છે અને **तथापि** થી શરુ થતી પંક્તિઓ તે શંકાનું નિવારણ સૂચવે છે. વળી, "**तथापि** છતાં પણ" હોવાથી, **यद्यपि** શબ્દ **अस्मत्-युष्मत्** ની પહેલાં ઉમેરી લેવો. (જો કે આમ... છે, છતા પણ...) ભામતીકારે કરેલી આ સ્પષ્ટતા વિષે શ્રી વિન્વેશ્વર સૂચવે છે કે શંકરાચાર્યની શૈલી અસ્પષ્ટ છે, કારણ કે વાચસ્પતિ મિશ્ર જેવા વિદ્વાન ટીકાકારને પણ અમુક શંકાગ્રન્થ અને અમુક પરિહાર સૂચક

પંક્તિઓ છે તેવી સ્પષ્ટતા કરવી પડી. ભાષ્યકારની શૈલી અપૂર્ણ છે, કારણ કે यद्यपि જેવા શબ્દો ઉમેરવાની જરૂર પડે છે.

વસ્તુતઃ ટીકાકારનું કર્તવ્ય ભાષ્યકારના વિચારો સ્પષ્ટ કરવાનું છે. ઉમેરો કે વિભાજન સ્પષ્ટતા માટે કરવામાં આવે છે. તેને આધારે શૈલીને દૂષિત કહી શકાય નહીં.

**तथापि**...અધ્યાસ થાય તે યોગ્ય લાગતું નથી ને છતાં પણ અધ્યાસ થાય છે તો ખરો. શરીર–આત્માનાં સ્વરૂપનો **अन्योन्यात्मकताम्** પરસ્પરનાં સ્વરૂપનો અને પરસ્પરના ધર્મોનો અધ્યાસ થાય છે. **अहम् इदम्** હું આ શરીર છું–અહીં 'હું' થી જણાતા આત્મા ઉપર શરીરનો અધ્યાસ અને **मम इदम्**—આ મારું છે તે વિચારમાં શરીર ધર્મો ઉપર આત્માના ચૈતનત્વ વગેરે ધર્મોનો અધ્યાસ થાય છે, તેમ જ આત્મા ઉપર શરીરના જન્મ–મરણાદિ ધર્મોનો અધ્યાસ થાય છે.

આમ અધ્યાસ થવાનું કારણ ભાષ્યકાર બતાવે છે. અત્યંત ભિન્ન ધર્મો અને ધર્મીઓ–ચૈતન્ય આત્મધર્મ છે. જન્માદિ શરીર ધર્મ છે, આ આત્મા છે, આ શરીર છે તેમ પરસ્પરનો સ્પષ્ટ ભેદ ન કરી શકાતો હોવાને લીધે અધ્યાસ થાય છે.

**मिथ्याज्ञान** એટલે અધ્યાસ જેનું નિમિત્ત કારણ છે તેવો લોક-વ્યવહાર ચાલ્યા કરે છે. આત્માના સ્વરૂપનું યથાર્થજ્ઞાન થતાં મિથ્યાજ્ઞાન અધ્યાસ આપોઆપ દૂર થાય છે. બીજું, અધ્યાસમૂલક વ્યવહારો થાય ત્યારે સત્ય (આત્મા) અને અનૃત (બુદ્ધિ–ઇન્દ્રિય–શરીર વગેરે) ભેગાં થઇ ગયાં હોય તેમ લાગે છે. (**सत्यं चिदात्मा, अनृतं बुद्धीन्द्रिय-देहादि** ભામતી.) **मिथुनी-कृत्य** એટલે ખરી રીતે જોતાં મિથુન ભેગા થવાનું બનતું નથી છતાં તેમ દેખાય છે તેથી **मिथुनीकृत्य** એવા **च्वि** રૂપનો પ્રયોગ કરેલો છે. (ભામતી)

અધ્યાસમૂલક વ્યવહાર નૈસર્ગિક=સ્વાભાવિક છે. અસંગ આત્માના વિષયમાં પણ મિથ્યાજ્ઞાન થાય છે, જેમ સૂર્યના વિષયમાં ઘુવડને થાય તેમ. **प्रचण्डमार्तण्डमण्डले पेचकानुभवसिद्ध-अन्धकारवत्** (રત્નપ્રભા) જેમ સૂર્ય પ્રકાશમાં પણ અંધકાર હોવો ઘુવડ માટે સ્વાભાવિક છે, તેમ આત્મપ્રકાશમાં પણ અજ્ઞાનીઓ અધ્યાસમૂલક વ્યવહારો કરે છે.

(૨) ભાષ્યકાર અધ્યાસની વ્યાખ્યા આપે છેઃ **स्मृतिरूपः परत्र**

**पूर्वदृष्टावभासः ।** (૧) અવભાસ એટલે અધ્યાસ. **अवभासः अवसन्नः अवमतः वा भासः** પાછળથી નાશ પામી જનારો કે તિરસ્કૃત થનારો દેખાવ. ટૂંકમાં જે દેખાવ પાછળથી વસ્તુનાં યથાર્થજ્ઞાનને લીધે બાધિત થાય તે દેખાવ એટલે **अवभास.**

(૨) **पूर्वदृष्ट**— જે વસ્તુનો ભાસ થાય છે તે વસ્તુ પહેલાં જોયેલી હોવી જોઈએ. પહેલાં જોયેલી વસ્તુનો પાછળથી બાધિત થનારો ભાસ એટલે અધ્યાસ.

(૩) આ ભાસ **स्मृतिरूप** સ્મૃતિના સ્વરૂપ જેવા સ્વરૂપવાળો હોય છે. સ્મૃતિ થાય ત્યારે જેની સ્મૃતિ થતી હોય તે વસ્તુ પાસે કે સામે હોતી નથી, જ્યારે ગઇ કાલે જોયેલો તે જ આ દેવદત્ત છે એવી પ્રત્યભિજ્ઞા થાય ત્યારે વિષય પાસે હોય છે. (**असंनिहितविषयत्वं च स्मृतिरूपत्वं, संनिहितविषयं च प्रत्यभिज्ञानम्**—ભામતી) પૂર્વદૃષ્ટ વસ્તુના ભાસમા પણ સ્મૃતિની જેમ જે વસ્તુનો ભાસ થાય છે તે વસ્તુ સામે હોતી નથી.

(૪) **परत्र** એટલે અન્યસ્થળે–બીજી વસ્તુમાં આવો ભાસ થાય છે.

આ ચારેય શબ્દાર્થોને અન્વિત કરતાં અધ્યાસની સંપૂર્ણ વ્યાખ્યા આ પ્રમાણે થશે : સ્મૃતિના જેવા સ્વરૂપવાળો, બીજી વસ્તુમાં થતો, પહેલાં જોયેલી વસ્તુનો પાછળથી બાધિત થતો દેખાવ–ભાસ એટલે અધ્યાસ.

આ વ્યાખ્યાને ઉદાહરણથી સ્પષ્ટ કરીએ. સૂર્યના તાપમાં કોઇક સામે પડેલી છીપલીને ચાંદી માની બેસે છે. **शुक्तौ: रजतभानम्** છીપલીમાં ચાંદીનો ભાસ થાય ત્યારે ચાંદી (રજત) સામે હોતી નથી, તેથી તે ચાંદીનો ભાસ સ્મૃતિના જેવા સ્વરૂપવાળો છે. ચાંદીનો ભાસ **परत्र** એટલે બીજે સ્થળે–બીજી વસ્તુમાં–છીપલીમાં થાય છે રજત–ચાંદીનો ભાસ થાય છે તે પહેલાં ચાંદી જોયેલી છે. વળી, જ્યારે માણસ નજીક જઈને જુએ ત્યારે છીપલીનો ટુકડો દેખાય. આમ છીપલીનું યથાર્થજ્ઞાન થતાં જ ચાંદીના દેખાવનો બાધ થાય છે પછી ચાંદી દેખાતી બંધ પડી જાય છે.

ભાષ્યકાર અધ્યાસનું પોતાનું લક્ષણ આપ્યા પછી બીજાં દર્શનોનાં ત્રણ લક્ષણો આપે છે. શંકરાચાર્ય આ લક્ષણો કોનાં છે -તેનો નિર્દેશ અથવા તે લક્ષણોની યોગ્યતા–અયોગ્યતાની ચર્ચા કરતા નથી. છતાં અધ્યાસ ભ્રમ વિષેના જુદાં જુદાં દર્શનોના મતો સમજવા જરૂરી હોવાથી તે વિષે સંક્ષિપ્ત વિચાર કરીએ.

છીપલીમાં દેખાતું રજત (ચાંદી) કે બ્રહ્મમાં ભાસતું જગત ખરેખર સત્ છે કે અસત્? પ્રાયઃ બધાં દર્શનો માને છે કે જગત જેવું દેખાય છે તેવા સ્વરૂપનું તો નથી જ,

(अ) ભાસતા જગતને સત્ કે અસત્થી જુદું જ માનનારા પક્ષનો

(૧) અનિર્વચનીયખ્યાતિવાદ.

(ब) ભાસતા જગતને સત્ માનનારા પક્ષોના ત્રણ મતો :

(૨) અન્યથાખ્યાતિવાદ

(૩) આત્મખ્યાતિવાદ

(૪) અખ્યાતિવાદ

(क) ભાસતા જગતને અસત્ માનનાર પક્ષનો મત :

(૫) અસત્ખ્યાતિવાદ

આમ કુલ પાંચ ખ્યાતિઓ–ખ્યાતિપંચક બને છે. (૧) અનિર્વચનીયખ્યાતિ (૨) અન્યથાખ્યાતિ (૩) આત્મખ્યાતિ (૪) અખ્યાતિ અને (૫) અસત્ ખ્યાતિ.

(૧) અનિર્વચનીયખ્યાતિ : આ શંકરાચાર્યનો કે શાંકરવેદાન્તનો મત છે. આ મત પ્રમાણે ભાસતું જગત કે રજત સત્ નથી, કારણ કે પાછળથી થતા બ્રહ્મનાં જ્ઞાનથી કે શુક્તિના જ્ઞાનથી જગત કે રજતનાં જ્ઞાનનો બાધ થાય છે. જે વસ્તુનાં જ્ઞાનનો પાછળથી બાધ થઈ જાય તે વસ્તુને સત્ ન કહી શકાય. કારણ સત્ હંમેશ ત્રિકાલાબાધિત હોય છે વળી, બ્રહ્મમાં કે છીપલીમાં ભાસતાં જગતને કે રજતને અસત્ પણ ન કહેવાય. કારણ કે અસત્ કલ્પિત વસ્તુઓનો તો ભાસ પણ થતો નથી. દા. ત. વંધ્યા સ્ત્રીનો પુત્ર, સસલાના શીંગ જેવી કલ્પિત વસ્તુઓ કદી કોઈને આભાસરૂપેય જોવા મળી નથી. તેથી દેખાતું જગત અસત્ પણ નથી. આમ સત્ કે અસત્ ન કહી શકાય તેવા જગતને અનિર્વચનીય–તેવા જગતનાં દર્શનને અનિર્વચનીયખ્યાતિ કહે છે. નિર્વચન–કથન જેવું નિશ્ચિતરૂપે ન થઈ શકે તે અનિર્વચનીય અને ખ્યાતિ એટલે દર્શન.

(૨) अन्यत्र अन्यधर्माध्यासः આ લક્ષણ અન્યથાખ્યાતિ અને આત્મખ્યાતિ બંને મતો પ્રમાણે ઘટાવી શકાય. અન્યથાખ્યાતિ એટલે વસ્તુ ખરેખર જેવી હોય તેના કરતાં અન્યથા જુદા રૂપે દેખાવી. अन्यत्र–શુક્તિ

ઉપર, અન્યના ધર્મોનો–રજતના ધર્મોનો અધ્યાસ છીપલી ઉપર ચાંદીના ચળકાટ વગેરે ધર્મોનો ભ્રમ થાય તે અધ્યાસ. છીપલીરૂપે ન દેખાતાં અન્યથા એટલે રજતનાં સ્વરૂપે દેખાય છે. આ મતમાં શુક્તિ અને રજત બન્ને સત્ છે. પરંતુ, શુક્તિને રજત માની લેવાથી ભ્રમ ઊભો થાય છે. આ અન્યથાખ્યાતિવાદ કુમારિલ ભટ્ટની શાખાના મીમાંસકો અને નૈયાયિકોનો છે.

(૩) अन्यत्र अन्यधर्माध्यासः—આ લક્ષણ આત્મખ્યાતિવાદ પ્રમાણે પણ ઘટાવી શકાય. એકના ધર્મો બીજે સ્થળે-બીજામાં હોવાનો ભ્રમ એટલે અધ્યાસ. આત્મા શબ્દ વેદાન્તમાં નિરૂપિતા આત્માનો બોધક નથી, પરંતુ સૌમાન્તિક બૌદ્ધોના બુદ્ધિરૂપ આત્માનો કે વિજ્ઞાનવાદી બૌદ્ધોના વિજ્ઞાનરૂપી આત્માનો બોધક છે.

બૌદ્ધ દર્શનની ચાર શાખાઓ છે : (૧) સૌત્રાન્તિક (૨) વૈભાષિક (૩) વિજ્ઞાનવાદ અને (૪) શૂન્યવાદ. પહેલી બે શાખાઓમાં બાહ્ય અને આંતર બંને પ્રકારના પદાર્થોને सत् માનવામાં આવે છે, તેથી તે સર્વાસ્તિત્વવાદી કહેવાય છે. વૈભાષિકો બાહ્યવસ્તુનાં અસ્તિત્વને પ્રત્યક્ષ પ્રમાણથી અનુભવાતું માને છે, જ્યારે સૌમાન્તિકો તે જ અસ્તિત્વને અનુમાન પ્રમાણથી જાણી શકાય તેવું માને છે. વિજ્ઞાનવાદીઓ બાહ્ય પદાર્થને સત્ માનતા નથી, આંતરિક અને ક્ષણિક એવાં વિજ્ઞાનોનો પ્રવાહ જ માત્ર સત્ છે. શૂન્યવાદીઓ બધું જ શૂન્ય છે તેમ માને છે.

આત્મખ્યાતિવાદ સૌમાન્તિક અને વિજ્ઞાનવાદ બંને પક્ષે ઘટાવી શકાય. સૌમાન્તિક મતમાં છીપલીમાં દેખાતું રજત બુદ્ધિરૂપી આત્માનો ધર્મ બને છે, આત્માના ધર્મરૂપ બનેલું રજત ખરેખર તો અંદર–બુદ્ધિમાં હોય છે છતાં બહાર શુક્તિમાં હોય તેમ ભાસે છે. બુદ્ધિરૂપી આત્માના ધર્મ રજતમાં ખોટી રીતે બહાર દર્શન થતું હોવાથી આ મતને આત્મખ્યાતિવાદ કહેવાય છે. ખરેખર જે રજત અંદર છે તે બહાર દેખાય તેથી જ ભ્રમ ઊભો થાય છે. आन्तरस्य रजतस्य बहिर्वत् अवभासः । આ પક્ષમાં પણ અંદર રહેલું રજત સત્ મનાય છે.

વિજ્ઞાનવાદ પ્રમાણે આત્મખ્યાતિવાદઃ—વસ્તુતઃ રજતનાં ક્ષણિક વિજ્ઞાનો મનમાં વહેતા પ્રવાહરૂપે અંદર રહેલું રજત બહાર દેખાય ત્યારે ભ્રમ ઊભો થાય છે. વિજ્ઞાનરૂપે અંદર રહેલું રજત સત્ છે. આથી એમ ઘટાવાય કે

मन्यत्र એટલે બહાર શુક્તિમાં, अन्य એટલે બુદ્ધિરૂપ આત્માનો કે વિજ્ઞાનરૂપી આત્માનો ધર્મ રજતત્વ–નો ભ્રમ થાય છે

(४) અખ્યાતિવાદ : यत्र यदध्यासः, तद्विवेक-अग्रह-निबन्धनो भ्रम. । यत्र–જ્યાં–શુક્તિમાં, यद्–अध्यास: જે–રજત–નો અધ્યાસ થાય છે. તે तद्–विवेक–अग्रह–तद्–તે બંને વસ્તુઓ શુક્તિ અને રજત કે તે બનેનાં જ્ઞાન વચ્ચેનો વિવેક–જુદાપણું–અગ્રહ–ગ્રહણ ન થઈ શકવું निबन्ध–કારણ જેનુ છે તેવો ભ્રમ શુક્તિ-રજતના ભેદનું ગ્રહણ ન થઈ શકવાને કારણે જે ભ્રમ ઊભો થાય છે તે અધ્યાસ.

અખ્યાતિ–એટલે બે વસ્તુઓના ભેદનું ગ્રહણ ન થવું. પ્રાભાકર શાખાના મીમાંસકો यथार्थं सर्वं विज्ञानम्–જ્ઞાનમાત્રને યથાર્થ માનતા હોવાથી ભ્રમજ્ઞાનનો સંભવ જ નથી. શુક્તિમાં રજત દેખાય છે ત્યારે इदम्–रजतम्–इदम्–આ–શુક્તિ એવું શુક્તિનુ પ્રત્યક્ષજ્ઞાન થાય છે અને रजतम्–રજતનુ સ્મૃતિજ્ઞાન થાય છે સૂર્ય તાપમાં ચમકતી છીપલીને જોનાં મનમાં રજતની સ્મૃતિ થાય છે પરંતુ હું રજતનુ સ્મરણ કરુ છું એવુ અભિમાન લુપ્ત થાય છે પરિણામે શુક્તિનું પ્રત્યક્ષજ્ઞાન અને રજતનું સ્મૃતિજ્ઞ ન બંને જ્ઞાનોનુ જુદાપણુ ગ્રહણ કરી શકાતુ નથી અને તેથી ભ્રમ ઊભો થાય છે.

(૫) અસત્ખ્યાતિવાદ : अन्ये तु यत्र यदध्यासः, तस्यैव विपरीतधर्मत्वकल्पनाम् आचक्षते इति । આ લક્ષણ શૂન્યવાદીઓના અસત્ખ્યાતિવાદને અનુસરીને આપેલુ છે •यत्र–શુક્તિમાં (જ્યાં) यद्–अध्यास રજત વગેરેનો અધ્યાસ–તે અધ્યાસને, तस्य एव–અધિષ્ઠાન–આધારરૂપ બનતી શુક્તિના–શુક્તિમાં, विपरीतधर्मत्व–એટલે શુક્તિના શુક્તિત્વ ધર્મથી વિપરીત રજતત્વ ધર્મની કલ્પના आचक्षते કહે છે. શુક્તિમાં ચાંદીપણાની કલ્પના કરવી એટલે અધ્યાસ શૂન્યવાદીઓ રજતને તો ઠીક પણ છીપલીને પણ અસત્ માને છે. અસત્ છીપલીમાં અસત્ રજતનુ દર્શન થતુ હોવાથી આ મત असत् ख्यातिवाद તરીકે પ્રસિદ્ધ છે તે મત પ્રમાણે આધાર અસત્ હોય તો પણ ભ્રમ થઈ શકે બંધ આંખને આંગળીથી દબાવતાં ઊનના જથ્થા જેવો પદાર્થ કોઈ પણ આધાર વિના ભાસે છે. શૂન્યવાદ પ્રમાણે શૂન્યતા પહેલા શુક્તિરૂપે ભાસે અને પછી શુક્તિરૂપે ભાસતી શૂન્યતા જ રજતરૂપે દેખાય છે અહીં असत् રજતનો સત્ સમજી લેવાથી ભ્રમ ઊભો થાય છે.

ઉપરનાં અધ્યાસલક્ષણોમાં મતોની યોજના રત્નપ્રભા અને ન્યાયનિર્ણય ટીકાઓને આધારે છે શ્રી વિશ્વેશ્વર મતોની યોજના લક્ષણોમાં જુદી રીતે કરે છે

**सर्वथापि**.. બધા મતોમાં એક સામાન્ય વિચાર છે · એક વસ્તુના ધર્મો બીજી વસ્તુમાં દેખાય છે આ વિચાર પાંચે ખ્યાતિવાદમાં સામાન્ય છે આમ, શરીર–આત્માના ધર્મોનો એક બીજા પર અધ્યાસ થાય છે અને તે અધ્યાસને આધારે જગતના બધા વ્યવહારો ચાલે છે.

**तथा च लोके**—માત્ર દર્શન શાસ્ત્રોમાં જ નહી, પણ જગતમાં પણ અધ્યાસનું સ્વરૂપ સૌ જાણે છે : ખરેખર જે છીપલી છે તે જ ચાંદીના જેમ દેખાય છે.

કદાચ કોઇ શંકા કરે કે એકના ધર્મો અન્યમાં ભાસે–શરીરાદિના ધર્મો આત્મામાં ભાસે તે તો સમજી શકાય તેવું .છે. પણ એક–અભિન્ન એવો આત્મા અનેક જીવાત્મારૂપે દેખાય તે કેમ સમજી શકાય ?

ભાષ્યકાર આવી શંકા કદાચ કોઈને થાય તેમ માનીને તેનું નિરાકરણ કરતાં કહે છે–**एकः चन्द्रः**.. ભાષ્યમાં આવી શંકા શબ્દોમાં નથી પણ **एकः चन्द्र** વાક્યને સમજવા માટે પૂર્વભૂમિકારૂપે એવી શંકા ભાષ્યકારને અભિપ્રેત હોય તેમ માનવામાં આવે છે. ચન્દ્ર તો એકનો એક હોય, પરંતુ આંખને આંગળીથી દબાવતાં કે નેત્રરોગને લીધે અનેક ચંદ્ર દેખાય છે આમ, આત્મા એક જ હોવા છતાં અધ્યાસ કે અવિદ્યાને કારણે અનેક હોય તેમ દેખાય છે

(૩) શંકા **कथं पुनः प्रत्यगात्मन्यविषयेऽध्यासो** ? **प्रत्यक्** શબ્દને અનેક રીતે સમજાવાય છે **प्रत्यक्–पूर्णः आत्मा–स्वरूप यस्य स प्रत्यग् आत्मा, तस्य प्रत्यगात्मन व्यापकरुप इत्यर्थः ।** (સ્વામી શ્રી સરસ્વતી) વ્યાપક–પૂર્ણ સ્વરૂપવાળો (આત્મા શબ્દ વિશેષ્ય તરીકે બીજીવાર લેવો પડે)

**प्रत्यक्–(प्रति–अञ्च्) प्रतीपम्–सुख–दु खादिकम् अञ्चति–विजानाति इति प्रत्यक स चासौ प्रत्यगात्मा** (શ્રી વિશ્વેશ્વર) પ્રતિ = પ્રતીપ–સુખ દુ ખાદિનો, अञ्चति–જાણનાર–અનુભવ કરનાર–જીવાત્મા

**प्रत्यक्–प्रतीचि पूर्णे इन्द्रिय–अग्राह्ये**–(રત્નપ્રભા) ઇન્દ્રિયો ગ્રહણ ન થાય તેવો પૂર્ણ આત્મા

प्रत्यक्-Internal-Inner-તેથી અંતર-આત્મા (શર્મા).

ટૂંકમાં પ્રત્યક્ આત્મા એટલે પૂર્ણ-વ્યાપક આત્મા. પહેલાં તો આવો પ્રત્યગાત્મા ઘડાની જેમ ઇન્દ્રિયોનો વિષય જ ન બની શકે. આત્મા તો વિષયી Subject છે તે તો ઉપર કહ્યું જ છે જો આત્મા વિષય તરીકે સિદ્ધ ન થાય તો તેના ઉપર અધ્યાસ પણ સિદ્ધ ન કરી શકાય કારણ કે શુક્તિ પ્રત્યક્ષજ્ઞાનનો વિષય બને છે અને પછી જ તેના પર રજતનો અધ્યાસ થાય છે. આમ વિષય નહી બનતા આત્મા ઉપર વિષય-શરીર અને તેના ધર્મોનો અધ્યાસ તમે શી રીતે કરી શકશો ?

બીજું, આત્મા શુક્તિની જેમ સામે રહેલો દેખાતો નથી. લોકો તો સામાન્યતઃ આગળ રહેલી વસ્તુ ઉપર જ અધ્યાસ કરે છે. આમ આત્મા **पुरः अवस्थित**-સામે રહેલો નહી હોવાથી પણ તેના પર અધ્યાસ થઈ શકશે નહી

ત્રીજું, તમે જ આત્માને **अस्मत् प्रत्यय-गोचर** કહ્યો છે. જે વિષય હોય તે તો તમે જ કહ્યુ તેમ **युष्मत् प्रत्यय-गोचर**-તુ ના જ્ઞાનથી સમજી શકાય તેવો હોય છે જે **युष्मत्**-ના જ્ઞાનથી રહિત હોય તે વિષય ન બની શકે તેમ તમે જ કહો છો ને ?

શ્રુતિમાં પણ **चक्षुषा न गृह्यते** કહીને આત્માને અવિષય બતાવ્યો છે તો તમે માત્ર અધ્યાસ તેના પર થઈ શકે તેટલા માટે તેને વિષય માનશો તો તમારા જ સિદ્ધાંત અને શ્રુતિ સાથે તેનો વિરોધ થશે (શંકાભાગ પૂર્ણ)

**उच्यते**-ભાષ્યકાર ઉપરની શંકાઓનો ઉત્તર આપતાં કહે છે કે આત્મા સંપૂર્ણપણે અવિષય નથી-તે માટે બે હેતુઓ : આત્મા **अस्मत्** પ્રત્યયનો વિષય તો બને જ છે 'હું' એવાં જ્ઞાનથી જાણી શકાય તેવો હોવાથી તે તેટલા પૂરતો તો વિષય બને જ છે બીજું, દરેકને અપરોક્ષ અનુભૂતિ-બીજા પ્રમાણોથી નહીં-પોતે જ કોઈ પણ વચ્ચેનાં જ્ઞાનસાધન વિના સ્વયં અનુભવી શકે-તે અપરોક્ષ અનુભૂતિ-આત્માનો આવો અનુભવ દરેકને થાય છે. **प्रत्यगात्मा**-પૂર્ણ આત્મા પ્રસિદ્ધ છે-સૌ તેનો અપરોક્ષ કરે જ છે-કોઈ ન કહે કે 'હું નથી' જે પ્રસિદ્ધ છે તે વિષય થવા વિના કોઈ વસ્તુ પ્રસિદ્ધ-જ્ઞાત બની શકે નહીં

ભામતીકાર જણાવે છે વસ્તુતઃ પ્રત્યગાત્મા સ્વયંપ્રકાશ હોવાથી વિષય બનતો નથી. છતાં અવિદ્યાથી કલ્પિત બુદ્ધિ, મન, શરીર વગેરે

ઉપાધિઓ (Conditions) ને લીધે **अकर्तापि कर्ता इव, अभोक्तापि भोक्ता इव, अविषयोऽपि विषय इव जीवभावमापन्नः अवभासते ।** જેમ ઘટ વગેરેની ઉપાધિથી ઘટાકાશરૂપે આકાશ મર્યાદિત ન હોવા છતાં મર્યાદિત બની ગયું હોય તેમ ભાસે તેમ આત્મા પણ વસ્તુતઃ અવિષય છતાં અવિદ્યા કલ્પિત ઉપાધિઓને લીધે જાણે કે વિષય બનતો હોય તેમ ભાસે છે.

બીજું, તમે એવો કોઈ સામાન્ય નિયમ ન બાંધી શકો સામે રહેલી વસ્તુ ઉપર જ અધ્યાસ થઈ શકે. કારણ કે રૂપ-સ્પર્શ વગરનું આકાશ પ્રત્યક્ષ નથી છીપલીની જેમ સામે દેખાતું નથી છતાં અવિવેકી લોકો સામે પ્રત્યક્ષરૂપે ન દેખાતા આકાશ ઉપર પણ તલ-સપાટીનો, મલિનતાનો અધ્યાસ કરે છે. (આકાશનું તલ-સપાટી દેખાય છે, આકાશ નીલું છે.) આમ આત્મા આકાશની જેમ અપ્રત્યક્ષ હોવા છતાં તેના ઉપર અધ્યાસ થઈ શકે. (૩)

આચાર્ય વિશ્વેશ્વરના મતે શંકરાચાર્યે ઉપર કરેલું નિરાકરણ સંતોષજનક નથી, શબ્દ પ્રપંચ માત્ર છે! **तमः** અને **प्रकाश** ના જેવાં વિષય (શરીરાદિ) અને વિષયી (આત્મા) વિરુદ્ધ સ્વભાવવાળાં બતાવીને અહીં આત્માને-વિષયીને વિષય તરીકે સિદ્ધ કરે છે....**या उनके मस्तिष्कमें विषयकी रूपरेखा स्पष्ट नहीं है ।** બીજું, જે આકાશ ઉપર 'આકાશ મલિન છે' એવો અધ્યાસ કરે છે તે આકાશ અપ્રત્યક્ષ નહીં પણ નીલવર્ણનું દેખાતું પ્રત્યક્ષ આકાશ છે. ત્રીજું, નવી શંકા ઉઠાવીને તે કહે છે કે રજત તો સત્ છે, પણ જગત્ તો મિથ્યા છે. **असत्** જગતનો આરોપ અપ્રત્યક્ષ આત્મા ઉપર માનવાથી તો અપ્રત્યક્ષ વાયુ ઉપર વંધ્યાપુત્રના આરોપ જેવું થશે!

ભામતીકારે સ્પષ્ટ કર્યું જ છે કે વાસ્તવિક રીતે જોતાં આત્મા વિષય નથી. છતાં અનાદિ એવી અવિદ્યાથી કલ્પિત દેહાદિની ઉપાધિઓને લીધે તે વિષય ન હોવા છતાં વિષય હોય તેવો ભાસે છે બીજું, ભાષ્યકારને અહીં લૌકિક નહીં, દર્શનશાસ્ત્રમાં બતાવેલુ અપ્રત્યક્ષ આકાશ જ અભિપ્રેત છે. શંકરાચાર્ય જગતને વંધ્યાપુત્ર જેવું અસત્ ક્યાંય કહેતા નથી. તેથી આચાર્ય વિશ્વેશ્વરે ચીંધેલા દોષો પ્રતીતિકર લાગતા નથી

(૪) **तम् एतम्.. अध्यासम् पण्डिताः**...આત્મા ઉપર થતો દેહા-

દિનો અધ્યાસ જ બધાં દુઃખોનું મૂળ છે. પંડિતો આ અધ્યાસને અવિદ્યા પણ કહે છે. (**अविद्या** is strictly speaking the cause of **अध्यास**) વિદ્યા એટલે વસ્તુ–આત્માના સ્વરૂપનું નિશ્ચયાત્મક જ્ઞાન શ્રવણ, મનન વગેરે સાધનોથી આત્મા–શરીરનો વિવેક કરી શકાય. આવા વિવેકની મદદથી શરીર–આત્માના પરસ્પરના અધ્યાસને–અવિદ્યાને દૂર કરી શકાય. **तत्रैवं सति...**તે બાબતમાં આ પ્રમાણે જ્યારે બને ત્યારે–**एवं भूत वस्तु –तत्त्व-अवधारणे सति** (ભામતી) આત્માનાં સ્વરૂપનો નિશ્ચય જ્યારે થાય ત્યારે–**यत्र** જ્યાં આત્મા ઉપર, **यद् अध्यास.** જે શરીરાદિનો અધ્યાસ થાય છે (ત્યાં) તે આત્મા શરીરના ગુણ–દોષથી કોઈ અસર પામતો નથી. ગુણ–દોષ સાથે સંબંધમાં આવતો નથી. અધ્યાસને કારણે આત્માના સ્વરૂપમા કોઈ વિકાર થતો નથી **अध्यासकृत-गुण-दोषाभ्याम् अधिष्ठानम् न लिप्यते इत्यक्षरार्थः।** (રત્નપ્રભા)

આ અધ્યાસને આધાર તરીકે રાખીને જ લૌકિક અને વૈદિક પ્રમાણ–પ્રમેયના વ્યવહારો ચાલે છે પ્રમાણ–જ્ઞાન મેળવવાના સાધન–પ્રત્યક્ષ, અનુમાન વ. પ્રમેય એટલે જે પ્રમાણદ્વારા જાણવામા આવે છે તે અને પ્રમાતા એટલે પ્રમાણ દ્વારા પ્રમેયને જાણનાર લૌકિક, કર્મશાસ્ત્રીય અને મોક્ષશાસ્ત્રીય એ ત્રણે પ્રકારના વ્યવહાર અધ્યાસને આધારે થાય છે વેદશાસ્ત્રમાં, અમુક ક્રિયા કરવી જોઇએ તેમ કહ્યુ હોય તે વિધિ અને જે વાક્ય અમુક કર્મનો નિષેધ કરે તે નિષેધ વાક્ય. મોક્ષશાસ્ત્ર કહેવાય છે કે જેમા મોક્ષ માટેના ઉપાય બતાવ્યા હોય છે. આમ જગતના સામાન્ય વ્યવહારો, યજ્ઞાદિની વિધિઓ કે અમુક કર્મના નિષેધ બતાવતાં શાસ્ત્રો તેમ જ મોક્ષની ચર્ચા કરતાં વેદાન્તશાસ્ત્ર આ બધુ જ અધ્યાસની ભૂમિકા ઉપર જ ચાલે છે

પ્રાતિભાસિક અને વ્યાવહારિક સત્તામા જ ઉપર બતાવેલા બધા વ્યવહારો ચાલે છે પારમાર્થિક સત્તાનો અનુભવ થતાં કોઇ વ્યવહાર ટકી શકે નહી. કારણ કે ત્યાં તો **तत्र केन कं विजानीयात्**–જ્યા બધું જ એકાકાર હોય ત્યા કોણ કોને જાણે ?

**कथं पुनः अविद्यावत्** ..પૂર્વપક્ષી શંકા કરે છે પ્રત્યક્ષાદિ પ્રમાણો અને શાસ્ત્ર અવિદ્યાયુક્ત આત્માના વિષયવાળાં છે તેમ કેમ માની શકાય ? **अविद्यावान् अहम् इति अध्यासवान् आत्मा प्रमाता स विषय-आश्रयो येषां तानि अविद्यावद् विषयाणि** પ્રમાણોની બાબતમાં જે

આમ પ્રમાણોનો આશ્રય બનતો આત્મા (પ્રમાતા) અધ્યાસયુક્ત (अविद्यावत्) જ હોય છે તે સિદ્ધ થયું कण्टेन कण्टकवत् इति न्यायवत्-પ્રમાણ કે શાસ્ત્રોથી જ્ઞાન મેળવીને તેને પણ છોડી દેવાનાં હોય છે

આ વિશ્વેશ્વર લખે છે કે यहाँ भाष्यकारने अपने युक्तिप्रवाहमें प्रत्यगात्मा (जीवात्मा) को असंग कहकर सारे विषयको गड़बड़ कर डाला है। प्रत्यक्षादि प्रमाण तथा शास्त्रीय व्यवहार सब मूर्खों के लिये है ऐसा सिद्ध कर रहे हैं। किंतु उनका विवेचन भी मायाजाल है। આ ટીકામાં તથ્ય નથી કારણ કે જીવાત્માનું મૂળ સ્વરૂપ તો અસંગ જ હોય છે બીજું, પરમાર્થ સત્તાની દૃષ્ટિએ તો જ્ઞાતા જ્ઞેય, જ્ઞાન કે પ્રમાતા, પ્રમેય, પ્રમાણના ભેદો પણ કલ્પિત જ છે જ્ઞાતા કે પ્રમાતા કહો એટલે જ્ઞેય કે પ્રમેયને કલ્પવું જ પડે અને ભેદ ઊભો થાય તેથી, જ્ઞાતા વ સ્વરૂપે નિરૂપનાં શાસ્ત્રો પણ વ્યાવહારિક સત્તાનાં ક્ષેત્રમાં આવે છે તેટલું જ ભાષ્યકારને અભિપ્રેત લાગે છે પ્રમાણ-શાસ્ત્ર વગેરે મૂર્ખાઓ માટે છે તેવી માન્યતાની ગંધ પણ ભાષ્યકારના શબ્દોમાં જણાતી નથી

पश्वादिभिश्चाविशेषात् બને પ્રમાણ-પ્રમેયના વ્યવહારો સામાન્ય જન માટે અવિદ્યાયુક્ત પુરુષનો આશ્રય કરનારા હોય એટલે સામાન્ય મનુષ્ય જ્યારે કોઈ વસ્તુનું પ્રમાણદ્વારા પ્રમા-યથાર્થજ્ઞાન ઉત્પન્ન કરનાર પ્રમાતા બને ત્યારે તો તે પ્રમાતા બનતો મનુષ્ય સામાન્ય-વેદાન્તાદિનાં જ્ઞાન વગરનો હોવાથી અવિદ્યાયુક્ત કહી શકાય તે રીતે જોતાં, સામાન્ય પુરુષ પ્રમાતા બને છે ત્યારે તો પ્રમાણનો આધાર સામાન્ય પુરુષ પોતે અવિદ્યાયુક્ત હોય છે તેથી, ત્યાં તો પ્રમાણના વ્યવહારો અવિદ્યાયુક્ત પુરુષના આશ્રયવાળા કહેવાય છે પણ જ્યારે શાસ્ત્રોદ્વારા જેણે આત્મતત્ત્વ જાણી લીધું હોય તેવો વિદ્વાન જ્યારે પ્રમાતા બને ત્યારે પ્રમાણના વ્યવહારોનો આશ્રય બનતા પ્રમાતાને અવિદ્યાયુક્ત શી રીતે કહી શકશો? કારણ કે આશ્રય બનેનો તેવો પ્રમાતા તો આત્મતત્ત્વનાં જ્ઞાનવાળો હોવાથી અવિદ્યાયુક્ત નથી, પરંતુ વિદ્યાયુક્ત છે તો પછી વિદ્વાનોના સંબંધમાં જે પ્રમાણ-પ્રમેયના વ્યવહારો થાય છે તેને તમે અવિદ્યાયુક્ત પુરુષના વિષય-આશ્રયવાળા કહી શકશો નહીં

(ઉપર પ્રમાણે કદાચ કોઈ શકા ઉઠાવે તો ભાષ્યના શબ્દોમાં આવી શકા આપી નથી ભાષ્યકારને એવી શકા અભિપ્રેત છે તેમ માનીને– **पश्वादिभि** વાકયનો અર્થ સમજી શકાય) શકરાચાર્ય કહે છે કે ભલે વિદ્વાનો શાસ્ત્રજ્ઞાનથી આત્માને દેહાદિથી ભિન્ન જાણતા હોય, પણ તેમના વ્યવહારો પશુઓ કે સામાન્ય મનુષ્યોના વ્યવહારોથી જરાયે વિશેષ–જુદા હોતા નથી

જ્યાં જ્યાં પ્રમાણ–પ્રમેયના વ્યવહાર થાય છે ત્યાં ત્યાં પ્રમાતા અવિદ્યા કે અધ્યાસયુક્ત જ હોય છે દા ત પશુઓ કે સામાન્યજનો અધ્યાસયુક્ત છે અને વ્યવહારો કરે છે

**विवेकिन. अध्यासवन्तः ।**
**व्यवहारवत्त्वात् ।**
**पश्वादिवत् ।** ( રત્નપ્રભા )

તેમ વિવેકી પુરુષો પણ પ્રમાણ પ્રમેયના વ્યવહારો કરે છે તેથી તેઓ પણ પશુ, સામાન્ય જનના જેવા અધ્યાસયુક્ત જ છે

વળી, વિદ્વાનોને જ્ઞાન બે રીતે થાય. એક તો **अहं ब्रह्मास्मि**–હું બ્રહ્મ છુ–એવો સાક્ષાત્કાર–અનુભૂતિ થાય. બીજુ, શાસ્ત્ર દ્વારા દેહથી આત્મા ભિન્ન છે તેવું શાબ્દિક જ્ઞાન થાય પ્રથમ પક્ષે તો અધ્યાસ બાધિત થયા પછી પણ અધ્યાસની અનુવૃત્તિ (પછી પણ ચાલ્યા કરે) થતી હોવાથી વ્યવહારો થાય છે, તે સમન્વયસૂત્રમા કહેવામાં આવશે બીજા પક્ષે પરોક્ષ એવા આત્મજ્ઞાનથી–અનુભૂતિ વગરના કોરા આત્મજ્ઞાનથી, અપરોક્ષ–જેને દરેકને સ્વય ને સીધો જ અનુભવ થાય છે તેવો–અધ્યાસ દૂર કરી શકાતો નથી તેથી તેવા શાબ્દિક જ્ઞાનવાળાના વ્યવહારો પણ અધ્યાસમૂલક જ હોય છે ટૂકમાં વ્યવહારમાત્ર અધ્યાસનુ જ કાર્ય છે તેમ સિદ્ધ થયુ

**शब्दादिभि** શબ્દનો કાનની ઇન્દ્રિય સાથે સબંધ થતાં પ્રત્યક્ષ પ્રમાણની પ્રવૃત્તિ થાય અને તે પ્રત્યક્ષ ફળરૂપે શબ્દાદિનુ જ્ઞાન થાય આ વાત થઈ પ્રત્યક્ષ પ્રમાણના વ્યવહારની

**यथा दण्डोद्यत** જ્યારે લાકડી હાથમાં હોય ત્યારે તે મને મારે છે, અત્યારે તેના હાથમા લાકડી ઉગામેલી છે તેથી અત્યારે તે મને મારશે –એવુ અનુમાન પશુ પણ કરે છે અને તે અનુમાન પ્રમાણના ફળરૂપે તે પલાયન કરી જાય છે, આ થઈ અનુમાન પ્રમાણના વ્યવહારની વાત

પ્રમાતા પ્રમાણથી પ્રમેયને જાણનારો આત્મા છે તે અધ્યાસયુક્ત હોય છે. શાસ્ત્રોમાં પણ વિજ્ઞાતા તરીકે જેના સ્વરૂપની ચર્ચા કરી છે તે આત્મા પણ અધ્યાસયુક્ત જ છે. આ કેવી રીતે બની શકે ? પ્રમાણોનું કાર્ય તો વસ્તુનું યથાર્થજ્ઞાન–વિદ્યા ઉત્પન્ન કરવાનું છે. તેથી પ્રમાણો તો અવિદ્યા–અજ્ઞાનને દૂર કરનારાં છે. તે પ્રમાણો અવિદ્યાયુક્ત આત્માનો આશ્રય કેવી રીતે લઈ શકે ? વળી, શાસ્ત્રો પણ મનુષ્યના હિતનો જ ઉપદેશ કરે છે અને અજ્ઞાનને દૂર કરે છે. તે શાસ્ત્રો પણ અવિદ્યાયુક્ત આત્માનો આશ્રય લે તે કેમ માની શકાય ?

ભાષ્યકારનો ઉત્તર:—**उच्यते**—પહેલાં તો કોઈ પણ પ્રમાણની પ્રવૃત્તિ થાય તેની પૂર્વે આત્મા પ્રમાતૃત્વનો ગુણ હોવો જોઈએ. આત્મા પ્રમાતા બને તો જ પ્રમાણની પ્રવૃત્તિ થાય. વળી, આ શરીર હું છું–એવું 'હું' નું અભિમાન અને શરીર, ઇન્દ્રિયો મારી છે તેવું મારાપણાનું અભિમાન આત્મામાં ન આવે ત્યાં સુધી તેમાં પ્રમાતૃત્વનો ગુણ સિદ્ધ કરી શકાય જ નહીં. ટૂંકમાં, શરીર–ઇન્દ્રિયો અને આત્માનો પરસ્પર અધ્યાસ=અવિદ્યાનો વિષય બનેલો આત્મા જ પ્રમાતા બની શકે અને આત્મા પ્રમાતા બન્યા પછી જ પ્રમાણની પ્રવૃત્તિ થાય. આમ, પ્રમાણની બાબતમાં પ્રમાતા બનતો આત્મા અવિદ્યા–અધ્યાસયુક્ત જ હોય છે.

**प्रमाकरणम् प्रमाणम्**–કોઈ પણ વસ્તુની પ્રમા–યથાર્થજ્ઞાન માટેનું જે કરણ–સાધન તે પ્રમાણ પ્રત્યક્ષ અનુમાન વ. ની મદદથી વસ્તુનું યથાર્થજ્ઞાન મળે છે તેથી તેને પ્રમાણ કહેવાય છે. પ્રમાતા એટલે પ્રમાણદ્વારા પ્રમા–યથાર્થજ્ઞાન ઉત્પન્ન કરનાર (**प्रमातृत्वं हि प्रमां प्रति कर्तृत्वम्** । —ભામતી) વળી, આત્મા તો કૂટસ્થ, અપરિણામી હોવાથી તે કોઈ પણ ક્રિયાનો વસ્તુતઃ કર્તા તો ન બની શકે પરંતુ, ક્રિયાશીલ એવી બુદ્ધિનો આત્મા ઉપર અધ્યાસ થયા પછી આત્મા ક્રિયાવાન્–કર્તા હોય તેવો ભાસે છે

આ વિચાર શંકરાચાર્ય વધારે વિગતવાર સમજાવે છે. એક તો પ્રત્યક્ષાદિ પ્રમાણની પ્રવૃત્તિ આંખ વગેરે વિના થઈ શકે નહીં. પરંતુ, આંખ વગેરે ઇન્દ્રિયો કોઈક ચેતનના અધિષ્ઠાન વગર (Control guidance કે દેખરેખ વગર) એકલી પોતાની મેળે પ્રવૃત્તિ કરી શકતી નથી....મા **मूल कुविन्दरहितेभ्यः वेमादिभ्यः पट–उत्पत्तिः इति** (ભામતી)

વણકર વગરનાં વેમ વગેરે સાધનોમાંથી કપડાંનું ઉત્પાદન (સ્વયં) ન બને ! અથવા રત્નપ્રભા પ્રમાણે અધિષ્ઠાન–શરીરરૂપી આધાર વગર.

હવે, આત્મા અધિષ્ઠાતા બને–ઇન્દ્રિય પ્રવૃત્તિનું નિયમન કરનાર બને તેની પહેલાં તેના પર અધ્યાસ તો થયેલો જ હોવો જોઈએ. કારણ કે પરમાર્થ દૃષ્ટિએ તો આત્મા અકર્તા હોવાથી નિયમન–ક્રિયા પણ તે કરે નહીં. આવા અધ્યાસવાળા આત્માની સાથે તાદાત્મ્ય પામતું શરીર જ પ્રવૃત્તિ કરી શકે. નિયમનાદિ ક્રિયાઓ કરી શકે. **अन् अध्यस्तः आत्म भावः आत्म-तादात्म्यम् यस्य सः देहः**–શરીર પર આત્માના સ્વરૂપનો અધ્યાસ ન થાય તેવા શરીરથી પ્રવૃત્તિ થાય નહીં. ઇન્દ્રિયોની પ્રવૃત્તિના આશ્રયરૂપ બનતું શરીર આત્માના અધ્યાસવાળું જ હોય છે. ટૂંકમાં, ઇન્દ્રિય પ્રવૃત્તિઓનું નિયમન કાર્ય કે તે પ્રવૃત્તિઓના આશ્રયરૂપ બનવાનું કાર્ય થાય તેની પહેલાં આ શરીર હું છું તેવો આત્માનો શરીર ઉપર અધ્યાસ થયો હોવો જ જોઈએ. આત્માના અધ્યાસ વિના દેહ ક્રિયા કરી શકે તેમ માનીએ તો સુષુપ્તિ અવસ્થામા (જ્યાં અધ્યાસ હોતો નથી) પણ પ્રવૃત્તિ સંભવી શકશે. વસ્તુતઃ સુષુપ્તિમાં કદી કોઈ પ્રવૃત્તિ થતી નથી.

(૧) પ્રમાણની પ્રવૃત્તિ માટે આંખ વગેરે ઇન્દ્રિયોની જરૂર ઊભી થાય છે.

(૨) ઇન્દ્રિયોની પ્રવૃત્તિ થાય તે માટે કોઈક નિયમન કરનાર કે આશ્રયરૂપ બનનાર તત્ત્વ હોવું જોઈએ

(૩) નિયમન કે આશ્રયરૂપ બનવાની પ્રવૃત્તિ માટે દેહ ઉપર આત્માનો અધ્યાસ થવો જોઈએ.

**न चैतस्मिन् सर्वस्मिन् असति** (ભાષ્ય) દેહ ઉપરનો અધ્યાસ અને દેહના ધર્મોનો અધ્યાસ ન થાય ત્યારે–**इतरेतराध्यासे इतरेतर-धर्माध्यासे च असति** (ભામતી) શરીર–આત્માનો અને તેમના ધર્મોનો અને તેમના ધર્મોનો પરસ્પર ઉપર અધ્યાસ ન થાય તો આત્મામાં પ્રમાતૃત્વ સિદ્ધ કરી શકાય નહીં કારણ કે તે તો વસ્તુતઃ અસંગ છે.

પ્રમાણ પ્રવૃત્તિ માટે (૧) ઇન્દ્રિયોની પ્રવૃત્તિ આવશ્યક છે. (૨) આત્મા પ્રમાતા બનવો જરૂરી છે. આ બને વસ્તુને સિદ્ધ કરવા માટે પૂર્વભૂમિકા રૂપે દેહ–આત્માનો પરસ્પર અધ્યાસ અનિવાર્ય બને છે.

**व्युत्पन्नचित्ता** -- વિવેકી પુરુષો. व्युत्पन्न = સંસ્કૃત શાસ્ત્રોથી વ્યુત્પન્ન-સંસ્કૃત જેમનું ચિત્ત છે તેવા વિવેકી પુરુષોના પ્રત્યક્ષ-અનુમાન પ્રમાણના વ્યવહારો પશુઓના જેવા જ હોય છે-એટલે કે અધ્યાસમૂલક છે-અધ્યાસને કારણે થનારા છે Even an erudite human being thus is no better than an ordinary beast ( speaking philosophically )-દેશપાંડે अतः समानः . પશુઓના વ્યવહારો જેમ અધ્યાસના કાર્યફળ હોય છે તેમ વિદ્વાનોના પણ

**अविवेकपूर्वक**-પશુઓ દેહ-આત્માનો વિવેક કરી શકતાં નથી જ્યાં આવો વિવેક ન થઈ શકે ત્યાં તો અધ્યાસ હોય જ તે રીતે પશુઓના વ્યવહારમાં કારણ તરીકે અધ્યાસનું અનુમાન કરી શકાય પશુઓ અને વિદ્વાનો બન્નેના વ્યવહારમાં સમાનતા એક જ કારણરૂપ અધ્યાસની છે. તેથી જ્યાં અધ્યાસ ત્યાં વ્યવહાર જ્યાં અધ્યાસ નથી ત્યાં વ્યવહાર નથી આમ અન્વય-વ્યતિરેક વ્યાપ્તિથી વ્યવહાર માત્રનું કારણ અધ્યાસ જ છે તેમ સિદ્ધ થયું.

(૫) **शास्त्रीये तु** तु શબ્દ પ્રમાણાદિ વ્યવહારોથી શાસ્ત્રીય વ્યવહારોની ભિન્નતા બતાવે છે પૂર્વપક્ષી શંકા કરે છે કે ભલે પ્રમાણ-પ્રમેયના વ્યવહારનો આશ્રય અધ્યાસ-અવિદ્યાયુક્ત પુરુષ હોય પરંતુ યજ્ઞાદિ કર્મો કરનાર પુરુષ અધ્યાસયુક્ત હોતો નથી કારણ કે **ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत**—સ્વર્ગની ઇચ્છાવાળો જ્યોતિષ્ટોમ યજ્ઞ કરે-તે પ્રમાણે યજ્ઞ કરનાર પુરુષ બરાબર સમજે છે કે મારું શરીર તો અહીં બળી જવાનું છે, મારો આત્મા સ્વર્ગે જવાનો છે આમ દેહ-આત્માના જુદાપણાને સમજીને જ તે પુરુષ શાસ્ત્રમાં બતાવેલો યજ્ઞ કરે છે તો પછી શાસ્ત્રોના યજ્ઞાદિ ક્રિયાવાળા વ્યવહારો તો આત્મા-શરીરનો વિવેક કરનાર પુરુષ જ કરે છે તેથી શાસ્ત્રીય વ્યવહારોનો આશ્રય અવિદ્યાયુક્ત પુરુષ કહી શકાશે નહિ, કારણ કે તે તો શરીર અને આત્માનો ભેદ સમજે છે તો પછી શાસ્ત્રોને અવિદ્યાયુક્ત પુરુષના આશ્રયવાળાં કેમ કહી શકાય ?

**तथापि** ભાષ્યકાર એવી શંકાનો ઉત્તર આપતાં કહે છે કે સ્વર્ગે જનારો આત્મા અને વેદાન્તથી જાણવા યોગ્ય આત્મા ભિન્ન છે કારણ કે ઉપનિષદોમાં વર્ણવેલો, ભૂખ-તરસથી પર, બ્રાહ્મણ-ક્ષત્રિય વર્ણના ભેદો વગરનો, જે અસંસારી એટલે એક લોકમાંથી બીજા લોકમાં શરણ ગમન

કરતો નથી, તેવો આત્મા યજ્ઞાદિ ક્રિયાનો અધિકારી કદી બની-શકે નહીં. કારણ કે તેવા આત્માને સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા થતી નથી. તેવા આત્માનો યજ્ઞાદિ ક્રિયામાં કોઇ ઉપયોગ થતો નથી–अनुपयोगात् प्रवृत्तियाघात् च (રત્નપ્રભા) કારણ કે ઉપનિષદોમાં નિરૂપિત આત્મા તો કોઈ પ્રવૃત્તિ કરતો નથી. તેવો આત્મા તો અકર્તા, અભોક્તા હોવાથી યજ્ઞાદિ ક્રિયા સાથે તેનો વિરોધ ઊભો થાય–તે અધિકારી ન બની શકે. અહીં તો યજ્ઞાદિના કર્તા અને સ્વર્ગાદિના ભોક્તા એવા આત્માની વાત છે. તેથી યજ્ઞાદિ ક્રિયા કરનાર પુરુષ પણ આત્માના વિશુદ્ધ સ્વરૂપને અધ્યાસયુક્ત આત્માથી સ્પષ્ટપણે જુદું સમજી શકતો નથી. તેથી યજ્ઞાદિ કરનાર પુરુષ પણ અવિદ્યાયુક્ત જ છે.

તેથી, तथाभूत–વેદાન્તમાં નિરૂપિત આત્માનું વિજ્ઞાન–અનુભૂતિ થાય તેની પહેલાં શાસ્ત્રના જે યજ્ઞાદિ વ્યવહારો પ્રવર્તે છે તે પણ અવિદ્યાયુક્ત પુરુષનો આશ્રય કરે છે. શાસ્ત્રો પણ એ સ્થિતિને ઓળંગી શકતાં નથી.– જેવું પ્રમાણાદિના વ્યવહારોમાં છે તેવું શાસ્ત્રના વ્યવહારોમાં પણ બને છે. બન્નેના વ્યવહારો અધ્યાસનાં કાર્યરૂપે જ થાય છે. વળી, શાસ્ત્રમાં તો અધ્યાસને આધાર તરીકે લઇને જ વિધાનો કરવામાં આવે છે.

१ ब्राह्मणो यजेत—માં આત્મા ઉપર બ્રાહ્મણવર્ણનો અધ્યાસ કરેલો છે. વસ્તુતઃ આત્મા બ્રાહ્મણ કે ક્ષત્રિય વ. હોઈ શકે નહિ.

२ गृहस्थ सदृशीं भार्यां विन्देत—ગૃહસ્થે પોતાને યોગ્ય પત્નીને પ્રાપ્ત કરવી. અહીં આત્મા ઉપર ગૃહસ્થ આશ્રમનો અધ્યાસ છે.

३ कृष्णकेशः अग्नीन् आदधीत—કાળા કેશવાળાએ અગ્નિનું સ્થાપન કરવું. અહીં આત્મા ઉપર ઉમ્મર (યૌવન)નો અધ્યાસ છે.

४ अप्रतिसमाधेयव्याधीनां जलादिप्रवेशेन प्राणत्यागः—ન મટી શકે તેવા રોગવાળા લોકોએ જળ વ માં પ્રવેશીને પ્રાણનો ત્યાગ કરવો. અહીં આત્મા ઉપર (રોગગ્રસ્ત) અવસ્થાનો અધ્યાસ છે. (૨–૪ ભામતી)

આમ શાસ્ત્રમાં તો આત્મા ઉપર વર્ણ વગેરેનો અધ્યાસ કરીને જ અમુક ક્રિયાઓના વિધિ-નિષેધ બતાવેલા છે.

આમ, પશુના-સામાન્યજનોના અને વિદ્વાનોના પ્રમાણ-પ્રમેયના વ્યવહારો તેમ જ શાસ્ત્રના વ્યવહારો અધ્યાસનાં જ કાર્યરૂપ છે-અધ્યાસ-મૂલક છે. આમ અધ્યાસમૂલક વ્યવહારોને આક્ષેપ અને સમાધાન દ્વારા સિદ્ધ કરીને ભાષ્યકાર તે અધ્યાસ અનર્થો-દુઃખોનું કારણ કેવી રીતે બને છે તે બતાવે છે.

**अध्यासो नाम अतस्मिन्**-જે વસ્તુ (છીપલી) જે (રજત) નથી, તે વસ્તુમાં (છીપલીમાં) **तद्बुद्धिः**-તે વસ્તુ(રજત)ની બુદ્ધિ-સમજ ઊભી થવી. આગળ કહેવાયેલા **स्मृतिरूप. परत्र पूर्वदृष्टावभासः**—એ અધ્યાસ લક્ષણનું આ સંક્ષિપ્ત સ્વરૂપ છે.

દુઃખનાં કારણરૂપ બનતા અધ્યાસનાં શંકરાચાર્ય કેટલાંક ઉદાહરણો આપે છે.

(૧) પુત્ર-પત્ની વગેરે પોતાના દેહની દૃષ્ટિએ બાહ્ય છે તે જ્યારે **सकल**-સંપૂર્ણ (સુખી) કે **विकलः**-અપૂર્ણ (દુઃખી) હોય ત્યારે પોતાની જાતને પણ સુખી કે દુઃખી માની લેવી. પુત્ર રોગથી પીડાતો હોય તો પિતા પણ દુઃખી થાય છે. કારણ કે પિતા પુત્રના સુખ-દુઃખાદિ ધર્મોનો પોતાના-આત્મા-ઉપર અધ્યાસ કરે છે. અહીં બાહ્ય વસ્તુના ધર્મોનો આત્મા ઉપર અધ્યાસ છે.

(૨) દેહ જાડો-દુબળો હોય તો પોતાને પણ સ્થૂળ કે કૃશ માની લેવો અહીં શરીરના ધર્મોનો આત્મા ઉપર અધ્યાસ છે.

(૩) આંખ કાણી હોય તો પોતે કાણો છે તેમ માની લેવું—તેમાં ઇન્દ્રિયના ધર્મોનો આત્મા ઉપર અધ્યાસ થાય છે.

(૫) કામના, સંકલ્પ-અમુક કાર્ય કરવાની મનની નિશ્ચયપૂર્વકની ઇચ્છા શંકા કે નિર્ણય વસ્તુતઃ અંતઃકરણના ધર્મો છે છતાં હું કામના કરું છું-વ.માં અંતઃકરણના ધર્મોનો આત્મા ઉપર અધ્યાસ થાય છે.

આ ચાર ઉદા. ધર્મના અધ્યાસના છે છેલ્લું પાંચમું ઉદા. ધર્મીના અધ્યાસનું છે **तद्नेन प्रपञ्चेन धर्माध्यासमुक्त्वा तस्य मूलं धर्मि-अध्यासमाह**—(ભામતી) **अहंप्रत्ययिनम्-अहं प्रत्ययः वृत्ति यस्मिन् अन्तःकरणादौ सः अयम् अहं प्रत्ययी तम्**-'હું' એવો વ્યવહાર જે અંતઃકરણને વિષે થાય છે તે 'હું' ના વ્યવહારવાળા અંતઃકરણનો આત્મા

પર અધ્યાસ થાય છે. 'હુ' એવી અહંવૃત્તિ ખરેખર તો અંતઃકરણનો ધર્મ છે. પણ અહંવૃત્તિરૂપી ધર્મવાળા-ધર્મી અંતઃકરણનો આત્મા ઉપર અધ્યાસ થવાથી અંતઃકરણનો ધર્મ અહંવૃત્તિ આત્મામાં ભાસે છે. અંતઃકરણને જ આત્મા માની લીધા પછી આ મામાં અહંવૃત્તિ જન્મે છે આત્મા સ્વ અન્તઃકરણની બધી જ પ્રચાર પ્રવૃત્તિઓનો સાક્ષી-Disinterested, unaffected spectator છે વળી, તે પ્રત્યગ્-આત્મા-પૂર્ણ-વ્યાપક અંતરાત્માનો, ઊલટી રીતે (અંતઃકરણનો આત્મા ઉપર તેનાથી ઊલટુ આત્માનો) અંતઃકરણ ઉપર અધ્યાસ થાય છે

નોધપાત્ર એ છે કે ઉદા ૪ માં અંતઃકરણના ધર્મોનો અધ્યાસ અને ઉદા ૫ મા અંતઃકરણનો ધર્મી તરીકે પોતાનો અધ્યાસ બતાવેલો છે. ભામતીકાર સૂચવે છે કે અંતઃકરણ વગેરેથી અવચ્છિન્ન-મર્યાદિત બનેલો અંતરાત્મા કર્તા, ભોક્તા, અહંકારના આધારરૂપ, બધાં દુઃખોનાં પાત્રરૂપ બને છે

**एवम् अनादि**-અધ્યાસની શરૂઆત ક્યારે થઈ તે કલ્પી શકાતુ ન હોવાથી તે અનાદિ છે વળી, તે અનંત છે કારણ કે વિદ્યા વગર તેનો અંત થતો નથી વળી, તે નૈસર્ગિક-સ્વાભાવિક છે-કૃત્રિમ કોઈએ કરેલો નથી તેને લીધે તે અનાદિ-અનંત છે **मिथ्याप्रत्ययरूप**-મિથ્યા એટલે સત્ કે અસત્ શબ્દોથી ન કહી શકાય તેવા અનિર્વચનીય પ્રતીતિનાં સ્વરૂપવાળો, અધ્યાસમા ભાસતી વસ્તુનું જ્ઞાન-પ્રત્યય મિથ્યા-અનિર્વચનીય હોય છે વળી, અધ્યાસને કારણે જ આત્મામાં કર્તૃત્વ, ભોક્તૃત્વ વગેરે ભાસે છે તેથી અધ્યાસ આત્મામાં કર્તાપણા-ભોક્તાપણાને પ્રવૃત્ત કરનાર છે **सर्वलोकप्रत्यक्ष**-સર્વજનને સમ્મત છે The Superimposition stands in need of no proof 'It is patent to all" (દાસગુપ્ત)

આ અધ્યાસ જ બધાં દુઃખોનાં કારણરૂપ છે તે અધ્યાસને દૂર કરવા માટે આત્મા એક જ માત્ર સત્ છે અને સર્વત્ર તે એક આત્મા જ વિલસી રહ્યો છે તેવુ આત્માના એકત્વનુ જ્ઞાન ઉત્પન્ન થવું જરૂરી છે એકત્વ-વિદ્યા-જ્ઞાન માટે વેદાન્તવાક્યોનુ અધ્યયન કરીને વિચાર કરવામા આવે છે **आरभ्यन्ते-अधीत्य विचार्यन्ते**-(રત્નપ્રભા) વિવિધરૂપે દેખાતા વિશ્વમાં એક આત્મા જ પ્રકાશી રહ્યો છે એક આત્માથી ભિન્ન એવો કોઈ પદાર્થ જ અસ્તિત્વમાં નથી તેવા આત્માના એકત્વનો અર્થ

સ્ફુટ થાય તે રીતે બધાં સૂત્રવાક્યોનો અર્થ કરવાનો શંકરાચાર્ય નિશ્ચય પ્રગટ કરે છે.

**शारीरक-शरीरम् एव शारीरकम्** શરીર=શરીરક **तत्र निवासो शारीरको जीवात्मा** (ભામતી) શરીરમાં રહેનાર જીવાત્મા તે શારીરક. મીમાંસા=inquiry **मान्**-" વિચાર કરવો " **सन्** પ્રત્યય સ્વાર્થે હોવાથી મીમાંસાનો અર્થ " વિચાર કરવાની ઈચ્છા "ને બદલે " વિચારણા " થાય છે. **शारीरकमीमांसा** એટલે જેમાં જીવાત્માના સ્વરૂપની ગંભીર વિચારણા કરવામાં આવી છે તેવું શાસ્ત્ર-વેદાન્ત, બ્રહ્મસૂત્રો વ. છાંદોગ્યના **तत् त्वम् असि** મહાવાક્યમાં **तत्**ને બ્રહ્મવાચક પદ કહીને અને **त्वम्**ને જીવવાચક પદ બતાવીને બ્રહ્મ અને જીવની એકતા બતાવી છે. જીવને બ્રહ્મસ્વરૂપે પ્રતિપાદિત કરતું વિચારણાનું શાસ્ત્ર એટલે શારીરકમીમાંસા.

આચાર્ય વિશ્વેશ્વરના મત પ્રમાણે અધ્યાસભાષ્યના આરંભમાં શરીર-આત્માના અધ્યાસ-થવાની યોગ્યતા લાગતી નથી છતાં તે થાય છે, તે સિદ્ધ કરવા ત્યાં ભાષ્યકારે કોઈ પ્રમાણ આપેલ નથી. પરંતુ, અંતમાં અધ્યાસને **सर्वलोकप्रत्यक्षः** કહીને, તેમાં કોઈ પ્રમાણની આવશ્યકતા ન હોય (કારણ કે અધ્યાસને સૌ કોઈ જાણે છે-) તેવી સ્પષ્ટતા કરી.

આચાર્ય વિશ્વેશ્વર ભાષ્યકારનો દોષ બતાવતાં સૂચવે છે કે છીપલીમાં થતો ચાંદીનો ભ્રમ તે સૌને જાણીતો છે પણ જગતની બધી પ્રતીતિ આના જેવી નથી. વારાણસી શહેર ભાષ્યકારની પહેલાં હતું અને હજારો વર્ષ સુધી રહેશે. વારાણસી શહેરના અસ્તિત્વનો બાધ કોઈ અનુભવતું નથી. કોઈને આજસુધી એવો અનુભવ થયો નથી કે વારાણસી શહેર નથી.

ઉપરની શંકાનું નિરાકરણ એ રીતે કરી શકાય કે ખરેખર તો જ્યાં સુધી વ્યાવહારિક સત્તાનો અનુભવ થાય છે ત્યાં સુધી તો વારાણસીનું અસ્તિત્વ વારાણસી શહેર તરીકે રહેવાનું જ છે. પરંતુ, જેમ છીપલીનું જ્ઞાન થતાં ચાંદી દેખાતી બંધ થાય તેમ વારાણસીના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનાં સ્વરૂપનું યથાર્થજ્ઞાન થતાં જ-બ્રહ્મના સ્વરૂપની અનુભૂતિ થતાં જ-વારાણસી શહેરનું અસ્તિત્વ તો રહેશે. છતાં બ્રહ્મનાં સ્વરૂપે જ-કોઈ ભિન્ન સ્થળ તરીકે નહીં. પારમાર્થિક સત્તાનો અનુભવ થતાં જ બધું જ અખંડ, એક, ચૈતન્યરૂપ બ્રહ્મનાં સ્વરૂપે જ અનુભવાશે માત્ર શાસ્ત્ર કે તર્કના શાબ્દિક જ્ઞાનથી, અનુભવ વિના બધાને તેવી પરમાર્થસત્તાની પ્રતીતિ થતી

નથી. તેથી, બ્રહ્મથી ભિન્ન ભાસતી પ્રત્યેક વસ્તુનું જ્ઞાન પ્રત્યેક વસ્તુની સત્તા, બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થતાં આપોઆપ બાધિત થાય છે જ. આમ આ અધ્યાસને સર્વલોકપ્રત્યક્ષ કહેવામાં ભાષ્યકારે કોઈ ભૂલ કરી હોય તેમ લાગતું નથી.

અધ્યાસભાષ્યમાં પાંચ મુદ્દાઓ નોંધપાત્ર છે :

(૧) અધ્યાસનું સ્વરૂપ.
(૨) અધ્યાસની વ્યાખ્યાઓ.
(૩) આત્મા ઉપર પણ અધ્યાસની શક્યતા.
(૪) પશુ-સામાન્યજન કે વિદ્વાનોના બધા જ પ્રમાણ પ્રમેયના વ્યવહારો અને શાસ્ત્રોનો આશ્રય અવિદ્યાયુક્ત પુરૂષ છે.
(૫) સર્વદુઃખોનાં કારણરૂપ અધ્યાસને દૂર કરવા આત્માના એકત્વનું જ્ઞાન પ્રગટ થાય તે રીતે સૂત્રાર્થ કરવાનો શંકરાચાર્યનો નિશ્ચય.

## જિજ્ઞાસા અધિકરણ

આ પ્રથમ અધિકરણમાં એક જ સૂત્ર છે. તેનો મુખ્ય ચર્ચાવિષય 'જિજ્ઞાસા' હોવાથી તેને જિજ્ઞાસા-અધિકરણ કહેવ છે. અધિકરણનું લક્ષણ આ પ્રમાણે છે.

विषयो विशयश्चैव पूर्वपक्षस्तथोत्तरम् ।
निर्णयश्चेति पञ्चाङ्गं शास्त्रेऽधिकरणं स्मृतम्।

(૧) વિષય ચર્ચાનું મુખ્ય કેન્દ્ર બનતી વસ્તુ તે વિષય.

[illegible] : વિષયની બાબતમાં શંકા કે સંશય તે વિશય.

(૩) પૂર્વપક્ષ : સંશયના સમર્થનમાં તર્ક રજૂ કરીને સિદ્ધાંતની પૂર્વે એક પક્ષનું સ્થાપન કરવું તે પૂર્વપક્ષ.

(૪) ઉત્તરપક્ષ : પૂર્વપક્ષમાં રજૂ થતા તર્ક વગેરેનું નિરાકરણ જેમાં કરવામાં આવે છે તે પાછળથી રજૂ કરાતો પક્ષ તે ઉત્તરપક્ષ.

(૫) નિર્ણય : સિદ્ધાંતી ચર્ચાસ્પદ મુદ્દાનો અંતિમ સ્પષ્ટ નિશ્ચય આપે તે નિર્ણય.

આ પાંચ અંગો જે વિભાગમાં હોય તે વિભાગને અધિકરણ કહેવાય છે. બધાં અધિકરણોમાં આ અંગો કેટલીકવાર સુસ્પષ્ટ હોતાં નથી.

**वेदान्तमीमांसाशास्त्र :** અહીં ' ब्रह्मसूत्र ' ને वेदान्तमीमांसाशास्त्र કહે છે. વેદને અંતે આવતાં હોવાથી અથવા વેદનો નિષ્કર્ષ જેમાં છે તે વેદાન્ત=ઉપનિષદો. ઉપનિષદ્–વાક્યોની જેમાં મીમાંસા–ગંભીર વિચારણા કરવામાં આવી છે તેવું શાસ્ત્ર તે **वेदान्तमीमांसाशास्त्र.** શ્રી બાદરાયણે રચેલાં આ ' બ્રહ્મસૂત્ર ' (**वेदान्तमीमांसाशास्त्र**) ના કુલ ચાર અધ્યાયો છે : (૧) સમન્વય અધ્યાય (૨) અવિરોધ અધ્યાય (૩) સાધન અધ્યાય અને (૪) ફલ અધ્યાય. ઉપનિષદ્ વાક્યોનું ઊંડું ચિંતન કર્યા પછી શ્રી બાદરાયણે ફલિત થતા સિદ્ધાંતો બ્રહ્મસૂત્રોમાં રજૂ કર્યા. બ્રહ્મસૂત્રના પ્રત્યેક અધ્યાયના ચાર પાદ છે. પ્રત્યેક પાદ ( ¼ ભાગ ) માં કેટલાંક અધિકરણો, પ્રત્યેક અધિકરણમાં કેટલાંક સૂત્રો હોય છે. બ્રહ્મસૂત્રના ચારે અધ્યાયોના કુલ સોળ પાદમાં ૧૯૧ અધિકરણો અને બધાં મળીને લગભગ ૫૫૫ જેટલાં સૂત્રો છે. જુઓ પ્રસ્તાવના.

**व्याचिख्यासितस्य—वेदान्तमीमांसाशास्त्रस्य,** वि+आ+ख्या— " વ્યાખ્યા કરવી " ધાતુનું ઇચ્છાદર્શક ભાવવાચક નામ **व्याचिख्यासा** (વ્યાખ્યા કરવાની ઇચ્છા). એ જ ધાતુનું ઇચ્છાદર્શક કર્મણિ ભૂ કૃ. **व्याचिख्यासित** ( વ્યાખ્યાન કરવા ઇચ્છાયેલ ) નું નપું. ષષ્ઠી એ વ. **व्याचिख्यासितस्य**-એટલે વ્યાખ્યાન કરવા ઇચ્છાયેલ વેદાન્તમીમાંસાશાસ્ત્રનું......

**सूत्रम् :** સૂત્રનું લક્ષણ આ પ્રમાણે છે :

स्वल्पाक्षरम् असंदिग्धम् सारवत् विश्वतोमुखम् ।
अस्तोभम् अनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥

જે થોડા અક્ષરોવાળું, સંદેહ વગરનું (!), સારસભર, (સ્વવિષયમાં) વ્યાપક રીતે લાગુ પડતું, અર્થની રુકાવટ વગરનું, દોષરહિત જે હોય તેને સૂત્રના જાણકારી સૂત્ર કહે છે. આમાથી **असंदिग्धम्** અને **अस्तोभम्** એ બે વિશેષણો ભલે કદાચ સૂત્રનો આદર્શ સૂચવતાં હશે, પણ મોટેભાગે તો આ બ્રહ્મસૂત્રોના અર્થની બાબતમાં સંદેહ અને ( **स्तोभ** ) રુકાવટ–અડચણ અનુભવાય છે. જો બ્રહ્મસૂત્રો સંદેહ કે સ્તોભ વગરનાં હોત તો જુદા જુદા વાદો તેમાંથી તારવી શકાત નહીં.

આ લક્ષણ કરતાં શ્રી વાચસ્પતિ મિશ્રે સૂત્રની વધારે સારી વ્યાખ્યા એક અવતરિત શ્લોકમાં આપી છે.

लघूनि सूचितार्थानि स्वल्पाक्षरपदानि च ।
सर्वतः सारभूतानि सूत्राण्याहुर्मनीषिणः ॥

જે નાનાં હોય, જેમાં અર્થ સૂચિત હોય, જેમાં થોડા અક્ષરો અને થોડાં પદો હોય, જે બધી રીતે સારરૂપ હોય તેને વિદ્વાનો સૂત્ર કહે છે.

મિશ્રજી પોતે લખે છે : **सूत्रं च बहु-अर्थ-सूचनात् भवति ।** ઘણા અર્થના સૂચનને લીધે સૂત્ર બને છે. શ્રી આનંદગિરિ પણ એ જ વસ્તુ જુદા શબ્દોમાં કહે છે : **सूत्रत्वात् च अस्य अनेकार्थसूचकत्वम्** આ સૂત્ર હોવાથી, એ અનેક અર્થને સૂચવનાર હોય છે.

**सूत्र्** ૧૦ ગ. પ. 'બાંધવું' ધાતુ પરથી પણ આ શબ્દને વ્યુત્પન્ન થયેલો ગણી શકાય. થોડા અક્ષરોમાં ઘણો અર્થ બંધાઈ જતો હોવાથી આને સૂત્ર કહેવાય. એક યુગ એવો આવ્યો કે જેમાં પરંપરાગત જ્ઞાનને સ્મૃતિસ્થ કરી જાળવી રાખવાની જરૂર ઊભી થઈ અને સરળતાથી યાદ રાખી શકાય તે માટે સૂત્રગ્રંથોની રચના થઈ

બ્રહ્મસૂત્રો ઉપરની શંકરાચાર્યની આ ટીકાને સામાન્યતઃ ભાષ્ય કહેવાય છે. આચાર્યે પોતે આ ટીકાને, ઉપોદ્‌ઘાતને અંતે **शारीरकमीमांसा** અને પ્રથમ સૂત્રના ભાષ્યના આરંભે વ્યાખ્યા (**व्याचिख्यासितस्य**) કહેલ છે. ભાષ્યનું લક્ષણ આ પ્રમાણે છે :

सूत्रार्थो वर्ण्यते यत्र वाक्यैः सूत्रानुसारिभिः ।
स्वपदानि च वर्ण्यन्ते भाष्यं भाष्यविदो विदुः ॥

જેમાં સૂત્રના અર્થનું વર્ણન હોય, તે વર્ણન સૂત્રને અનુસરતા વાક્યો દ્વારા કરવામાં આવે, અને ટીકાકાર પોતે ટીકામાં લખેલા પદોનું પણ વર્ણન કરે તેવા લેખન પ્રકારને ભાષ્યના જાણકારો ભાષ્ય કહે છે.

**तत्र अथशब्दः**—સર્વ પ્રથમ ભાષ્યકાર સૂત્રના **अथ** શબ્દના અર્થની ચર્ચા શરૂ કરે છે. **अथ** શબ્દના ચાર અર્થો ભાષ્યમાં આપેલા છે : (૧) **आनन्तर्य-न अन्तरम् अनन्तरम्**-અંતર ન હોવું. **अन् अन्तरस्य भाव=आनन्तर्यम्**-અંતર ન હોવાની સ્થિતિ="તરત જ પછી immediate consecution" વચ્ચે કોઈ પણ વ્યવધાન કે આડશ વિના—તરત જ પછી. શંકરાચાર્ય **अथ** શબ્દનો **आनन्तर्य**-તરત જ પછી એવો અર્થ સ્વીકારે છે.

(२) **न अधिकारार्थः**—વિશેષતઃ સૂત્રગ્રંથોમાં અથ શબ્દ અધિકાર આરંભના અર્થમાં યોજાયો છે. દા. ત. **अथ शब्दानुशासनम्** કે **अथ योगानुशासनम्** અહીં अथ શબ્દ શબ્દશાસ્ત્ર કે યોગદર્શનનો આરંભ સૂચવે છે. પરંતુ, એવા આરંભના અર્થમાં અહીં अथ શબ્દ લઈ શકાય નહીં, કારણ કે બ્રહ્મ જિજ્ઞાસાનો પ્રારંભ કરી શકાતો નથી જિજ્ઞાસા અધિકાર્ય—અધિકારને યોગ્ય આરંભને યોગ્ય હોતી નથી. જો अथ નો અર્થ પ્રારંભ લઈએ તો સૂત્રાર્થ થશે : તેથી બ્રહ્મજિજ્ઞાસાનો પ્રારંભ કરવામાં આવે છે. બ્રહ્મને જાણવાની ઇચ્છા શરૂ થાય છે એમ કહેવું અસંગત લાગે છે. આજથી હું વાંચવાની ઇચ્છા શરૂ કરું છું—એમ કહેવું વિચિત્ર લાગે છે.

શ્રી ગોવિન્દાનંદ લખે છે : **तत्र " अथ योगानुशासनम् " इत्यत्र सूत्रे यथा अथशब्दः आरम्भार्थकः योगशास्त्रम् आरभ्यते इति तद्वद् अत्र किं न स्यात् इत्यतः आह–न अधिकारार्थः इति । अयम् आशयः–किं जिज्ञासापदं ज्ञान-इच्छापरम् उत विचारलक्षकम् ? आद्ये अथशब्दस्य आरम्भार्थत्वे ब्रह्मज्ञान इच्छा आरभ्यते इति सूत्रार्थः स्यात् स च असंगतः, तस्या अनारभ्यत्वात् । न हि प्रत्यधिकरणं इच्छा क्रियते, किंतु तया विचारः । न द्वितीयः, कर्तव्य-पद-अध्याहारं विना विचारलक्षकत्व-अयोगात् , अध्याहृते च तेनैव आरम्भोपपत्तेः अथशब्दवैयर्थ्यात् । किन्तु अधिकारिसिद्ध्यर्थम् आनन्तर्य-अर्थता एव युक्ता इति । "**—રત્નપ્રભા

રત્નપ્રભા સમજાવે છે કે, જેમ અથ **योगानुशासनम्**-માં અથ શબ્દ પ્રારંભના અર્થમાં છે તેમ અહીં પણ કેમ નહીં ? બ્રહ્મજ્ઞાનની ઇચ્છાનો આરંભ ન થઈ શકતો હોવાથી. આશય : જિજ્ઞાસા પદ " જ્ઞાનની ઇચ્છા " ના અર્થમાં છે કે 'વિચાર' એવા લક્ષ્યાર્થમાં ? પ્રથમ પક્ષમાં ઇચ્છાનો આરંભ કરવો અસંગત લાગે છે, કારણ કે ઇચ્છા આરંભ કરવા યોગ્ય હોતી નથી. વળી, બ્રહ્મજિજ્ઞાસા તો બ્રહ્મસૂત્રના પ્રત્યેક અધિકરણનો વિષય બનતી હોવાથી દરેક અધિકરણમાં કાંઈ ઇચ્છા કરવામાં આવતી નથી, પણ તે ઇચ્છા દ્વારા વિચાર કરવામાં આવે છે. બીજો વિકલ્પ પણ યોગ્ય નથી 'વિચાર' એવી જિજ્ઞાસાનો લક્ષ્યાર્થ લેવા માટે **कर्तव्या** પદનો અધ્યાહાર માનવું પડશે (?) હવે, **जिज्ञासा कर्तव्या** માનો તો આરંભનો અર્થ **कर्तव्या** પદથી સૂચવાઈ જતો હોવાથી સૂત્રનો અથ શબ્દ

નકામો બની જશે. તેથી, બ્રહ્મજ્ઞાનનો અધિકારી કોણ તે સ્પષ્ટ કરવા માટે **અથ** શબ્દ (વિવેક વૈરાગ્ય વગેરે સાધન ચતુષ્ટય) "પછી" **આનન્તર્ય** ના અર્થમાં જ લેવો યોગ્ય છે.'

આચાર્ય વિશ્વેશ્વરના મતે અહીં **અથ** શબ્દ પ્રારંભના અર્થમાં વધારે યોગ્ય છે. વલ્લભાચાર્યે અણુભાષ્યમાં **અથ** શબ્દને અધિકાર (પ્રારંભ) ના અર્થમાં સ્વીકારેલ છે.

વસ્તુતઃ શંકરાચાર્યને વિવેક–વૈરાગ્યાદિ સાધનચતુષ્ટય પછી બ્રહ્મજ્ઞાનની ઇચ્છા થાય એવો સિદ્ધાંત, આ સૂત્રમાંથી ફલિત કરવો છે. તેથી તેમણે **અથ** નો '**પછી–આનન્તર્ય**' અર્થ સ્વીકાર્યો. પ્રારંભ અર્થ ન લેવામાં હેતુ એ બતાવ્યો કે ઇચ્છાનો પ્રારંભ કરી શકાય નહીં. આ ચર્ચામાં શંકરાચાર્યે **જિજ્ઞાસા** શબ્દને "વિચાર" ના લક્ષ્યાર્થમાં નહીં, પણ "જાણવાની ઇચ્છા" એવા વાચ્યાર્થમાં જ લીધો છે તે યાદ રાખવું.

(૩) **અથ** શબ્દનો ત્રીજો અર્થ 'મંગલ' આપેલો છે. 'મંગલ' અર્થ લેતા વાક્યના અર્થમાં સમન્વય થતો નથી. (**समन्वय–अभावात्**) શ્રી વાચસ્પતિ મિશ્ર કહે છે કે પદના અર્થનો વાક્યના અર્થ સાથે સમન્વય (સમુચિત જોડાણ) થાય છે. પદનો અર્થ કાં તો વાચ્યાર્થ કાં તો લક્ષ્યાર્થ હોય છે. પરંતુ, **અથ** શબ્દનો નથી તો વાચ્યાર્થ મંગલ કે નથી તો લક્ષ્યાર્થ મંગલ પરંતુ, જેમ મૃદંગ–શંખ વગેરેના ધ્વનિના અર્થ વગર ધ્વનિ સાંભળતાં જેમ આનંદ અનુભવાય છે તેમ **અથ** શબ્દના માત્ર શ્રવણથી મંગલરૂપી કાર્ય થઈ જાય છે. આમ મંગલરૂપી કાર્યનો શબ્દના વ્યવહારમાં સમન્વય થતો નથી. **पदार्थ एव हि वाक्यार्थे समन्वीयते, स च वाच्यो वा लक्ष्यो वा । न चेह मङ्गलम् अथ शब्दस्य वाच्यं वा लक्ष्यं वा, किं तु मृदङ्गशङ्ख–ध्वनिवत् अथशब्द श्रवणमात्रकार्यम् । न च कार्यज्ञाप्ययोः समन्वय शब्दव्यवहारे दृष्ट ।** —ભામતી.

અમરકોષમાં આપેલા પાંચ અર્થોમાં મંગલ અર્થ પણ આપેલ છે :

**मङ्गल–अनन्तर–आरम्भ–प्रश्न–कार्त्स्न्येषु** (સંપૂર્ણતા) **अथो अथ ।** (અમરકોષ)

રત્નપ્રભા ટીકામાં સમન્વયના અભાવને જુદી રીતે સમજ઼ે ર

વાક્યાર્થ એટલે વિચારણા કરવી. વિચારણામાં 'મંગલ' કર્તા વગેરે બનીને વાક્યના અર્થ સાથે જોડાઈ શકે તેમ નથી જેમકે સૂત્રાર્થ : " તેથી મંગલ બ્રહ્મજિજ્ઞાસા છે," મંગલને બ્રહ્મજિજ્ઞાસા કહેવાનું કોઈ તાત્પર્ય નથી. જુઓઃ—**वाक्यार्थो विचार कर्तव्यता न हि तत्र मङ्गलस्य कर्तृत्वादिना अन्वयः अस्ति इत्यर्थः ।** —રત્નપ્રભા

આમ 'મંગલ' अथ શબ્દનો વાચ્યાર્થ કે લક્ષ્યાર્થ ન હોવાથી અને માત્ર अथ શબ્દના શ્રવણનું જ કાર્ય મંગલ હોવાથી વાક્યના અર્થની સાથે સમન્વય થશે નહીં. અથવા મંગલને કર્તા માનીને મંગલ બ્રહ્મજિજ્ઞાસા છે એમ કહેવાથી પણ કોઇ તાત્પર્યાર્થ નીકળતો નથી. તે રીતે પણ મંગલનો અન્વય વાક્યાર્થમાં થતો નથી. પરંતુ, अथ શબ્દને સ્મૃતિમાં માંગલિક કહેલ છે. તેથી, મંગલ અર્થ ન સ્વીકારવાથી સ્મૃતિનો તિરસ્કાર થશે. સ્મૃતિમાં ओम् અને अथ શબ્દોને માંગલિક કહેલા છે:

**ओंकारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा ।**
**कण्ठं भित्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ ॥**

કદાચ આવી કોઈક શંકાના સમાધાનમાં ભાષ્યકાર કહે છે કે **अर्थान्तरप्रयुक्तः**...ભલે ને अथ શબ્દ **आनन्तर्य** જેવા બીજા કોઈક અર્થમાં પ્રયોજાયો હોય છતાં **श्रुत्या**—શ્રવણ માત્રથી જ મંગલનું પ્રયોજન સિદ્ધ થાય છે. કુંભ (ઘડો) મુખ્યત્વે તો પાણી લાવવાનું કાર્ય કરે છે, છતાં તે જલકુંભનાં દર્શનમાત્રથી જ મંગલનું પ્રયોજન પણ સિદ્ધ થઈ જાય છે. **अर्थान्तरेषु आनन्तर्यादिषु प्रयुक्तः अथशब्दः श्रुत्वा श्रवणमात्रेण वेणुवीणाध्वनिवत् मङ्गलं कुर्वन्, मङ्गलप्रयोजनो भवति अन्यार्थ–आनीयमान–उदकुम्भदर्शनवत् ।** —ભામતી

ટૂંકમાં, 'મંગલ' અર્થ સૂત્રવાક્યના અર્થમાં બંધબેસતો થતો નથી અને મંગલનું પ્રયોજન તો अथ શબ્દ માત્ર સાંભળવાથી સિદ્ધ થાય છે. તેથી, अथ શબ્દનો અર્થ મંગલ લઈ શકાય નહીં.

**पूर्वप्रकृतापेक्षाया फलतः**...अथ=पूर्वप्रकृत–अपेक्षा=પહેલાં પ્રસ્તુત થયેલી વસ્તુની અપેક્ષાએ બીજી વસ્તુ દા. ત. વિવેક-વૈરાગ્યાદિ સાધનચતુષ્ટય-પહેલાં પ્રસ્તુત થયેલી વસ્તુની અપેક્ષા જેને રહે છે તેવી બીજી વસ્તુ-બ્રહ્મજિજ્ઞાસા આ **पूर्वप्रकृतापेक्षा**–નો અર્થ **आनन्तर्य** ના·

અર્થથી પરિણામે જુદો પડતો નથી. તેથી, અમે आनन्तर्य અર્થ જ સ્વીકારીએ છીએ. अव्यतिरेकात्-ભિન્ન થતો ન હોવાથી "પહેલાં પ્રસ્તુત થયેલી વસ્તુની જેને અપેક્ષા રહે છે તેવી બીજી વસ્તુ" અને "તરત જ પછી" આ બંને અર્થો फलतः-પરિણામે ભિન્ન નથી. દા. ત.

(૧) अथ ब्रह्मजिज्ञासा=પહેલાં પ્રસ્તુત થયેલ-કરેલ સાધનચતુષ્ટયની અપેક્ષા જેને છે તેવી બ્રહ્મજિજ્ઞાસા. (पूर्वप्रकृतापेक्षा)

(૨) अथ ब्रह्मजिज्ञासा—તરત જ પછી (आनन्तर्य) બ્રહ્મજિજ્ઞાસા સાધનચતુષ્ટય પછી તરત જ બ્રહ્મજિજ્ઞાસા.

અહીં બન્ને અર્થો પરિણામે તો સરખા જ છે. જેમકે અમુક વસ્તુ પહેલાં બને છે અને બીજી વસ્તુ તેના પછી બને છે. अथ तृतीयवर्षम् (T. Y. B. A.) જેને પહેલાં ગયેલા દ્વિતીય વર્ષ (S. Y. B. A.) ની અપેક્ષા રહે છે તેવું પછીનું વર્ષ-તૃતીય વર્ષ. અથવા દ્વિતીય વર્ષ (S.Y.B A.) પછી તૃતીય વર્ષ (T. Y. B A.).

શંકરાચાર્ય માને છે તેમ બ્રહ્મજિજ્ઞાસાની પહેલાં અનિવાર્યરૂપે વિવેક વૈરાગ્યાદિ ચાર સાધનોની પ્રાપ્તિ થવી જોઈએ. તેના પછી જ બ્રહ્મજિજ્ઞાસા ઉદ્ભવે. આમ એક રીતે વિવેકાદિ ચાર સાધનો તે હેતુ અને બ્રહ્મજિજ્ઞાસા કાર્ય બને છે. આ વિચારને નજર સમક્ષ રાખીને अथ શબ્દના पूर्वप्रकृत- अपेक्षा કે आनन्तर्य-બન્નેમાંથી કોઈ પણ અર્થ કરવાથી પરિણામ સરખું આવશે. પહેલાં કરવામાં આવતા વિવેકાદિ ચાર સાધનોની જેને અપેક્ષા રહે છે તેવી બ્રહ્મજિજ્ઞાસા. અથવા વિવેકાદિ ચાર સાધનો પછી તરત જ બ્રહ્મજિજ્ઞાસા. –

पूर्वप्रकृत-अपेक्षायाः...વાક્યને ટીકાકારોએ અનેક રીતે સમજાવવા પ્રયાસ કર્યો છે એક તો पूर्वप्रकृतात् अर्थान्तरत्वम्-પહેલાં પ્રસ્તુત થયેલી વસ્તુ પછી બીજી વસ્તુ હોવાની સ્થિતિ-આવો અર્થ अथ શબ્દનો શબ્દકોષમાંથી મળતો નથી. न हि आनन्तर्यम् इव पूर्वप्रकृतात् अर्थात् अर्थान्तरत्वम् अथशब्दार्थः कोषाद् अवगम्यते । (વિવરણ પ્રસ્થાન) બીજું, આ વાક્યના फलतः શબ્દના ટીકાકારો અનેક અર્થો કરે છે.

વાચસ્પતિ મિશ્ર લખે છે : तत्र यथा इमम् एव अथशब्दं प्रकृत्य

विमृश्यते किम् अयम् अथशब्द: आनन्तर्ये अथ अधिकारे इति। अत्र विमर्शवाक्ये अथशब्द: पूर्वप्रकृतम् अथशब्दम् अपेक्ष्य प्रथम पक्ष उपन्यासपूर्वक पक्षान्तर-उपन्यासे । —ભામતી

અર્થ : તો જેમ આ જ **અથ** શબ્દને પ્રસ્તુત માનીને વિચાર કરવામા આવે કે 'શુ આ **અથ** શબ્દ 'પછી'ના અર્થમાં છે અથવા તો (**અથ**) 'પ્રારંભ'ના અર્થમાં છે અહી વિમર્શવાક્યમાં **અથ** શબ્દ, પહેલા પ્રસ્તુત થયેલ **અથ** શબ્દની અપેક્ષાએ પ્રથમ પક્ષની રજૂઆતપૂર્વક બીજા પક્ષની રજૂઆતના અર્થમાં (વપરાયો) છે

ટૂંકમાં અહી **અથ** શબ્દ વિકલ્પસૂચક છે કોઇ પણ વસ્તુના એક પક્ષની રજૂઆત કર્યા પછી **અથ** શબ્દ દ્વારા બીજો પક્ષ રજૂ થાય છે ભામતીકાર માને છે કે **पूर्वप्रकृतापेक्षा** અને **आनन्तर्य** બન્ને અર્થો લેતા બ્રહ્મજિજ્ઞાસાના હેતુરૂપ વિવેકાદિ ચાર સાધનોની સિદ્ધિ તો થાય છે પરતુ, વસ્તુત તો જ્યા વિકલ્પોની રજૂઆત હોય ત્યા **पूर्वप्रकृत-अपेक्षा** અર્થ લેવો જોઈએ પરતુ આ સૂત્રમાં **अथ ब्रह्मजिज्ञासा** કહીને બીજો વિકલ્પ સૂચવ્યો નથી-જેમ **अथशब्द: आनन्तर्ये अथ अधिकारे**-અહી **अथ अधिकारे** તેમ કહીને બીજો વિકલ્પ રજૂ કર્યો છે

ભામતી ઉપરની ટીકા વેદાન્ત કલ્પતરુ . **न अनेन भाष्येण पूर्वप्रकृत-अपेक्षाया आनन्तर्य-रूपत्वम् उच्यते, आनन्तर्यरूपत्वपक्षे विकल्प-अप्रतिभानात्, किं तु उभयत्र अपि ब्रह्मजिज्ञासा हेतु-भूत-प्रकृतसिद्धि अस्ति प्रयोजनम् अत: फल-द्वारेण अव्यति रेक इत्युच्यते इत्याह-अस्य अयमर्थ इति ।** અને કલ્પતરુપરિમલ નોધે છે **आनन्तर्यम् अपि हि पूर्वप्रकृतम् अपेक्ष्य वर्ण्यते ।**

રત્નપ્રભા ટીકામાં **फलत:** નો અર્થ જિજ્ઞાસારૂપી કાર્ય ધર્મને કારણની અપેક્ષા તો હોય જ તેથી વિવેકાદિ ચાર સાધનોનુ હેતુ તરીકે અનુમાન કરીને, તે હેતુની અપેક્ષાએ બ્રહ્મજિજ્ઞાસારૂપી કાર્ય કાર્યકારણભાવમા 'પહેલા આવતા હેતુની અપેક્ષાએ બીજી વસ્તુ તે કાર્ય' એવા અર્થ કરતા હેતુ પછી કાર્ય એ અર્થ વધારે સુસગત બને છે વળી, વિવેક વગેરે સાધનચતુષ્ટયરૂપી હેતુની અપેક્ષાએ બીજી વસ્તુ એટલે બ્રહ્મજિજ્ઞાસા-રૂપી કાર્ય-એમ કહો કે સાધનચતુષ્ટય પછી બ્રહ્મજિજ્ઞાસા એમ કહો-તાત્પર્યાર્થ તો સમાન છે.

શ્રી દેશપાંડે ટીકાઓને આધારે फलतः ના ત્રણ અર્થો દર્શાવી પોતે સ્વીકારેલો ચોથો અર્થ બતાવે છે : (૧) हेतु फलभावात् (૨) ज्ञानतः (૩) परमार्थतः (!) અને પોતનો સ્વીકૃત અર્થ : "in effect" पर्यवसानत :

જ્યોર્જ થીબોનું આ વાક્યનું ભાષાંતર :-

"That the latter (आनन्तर्य) is its meaning follows moreover from the circumstance that the relation in which result stands to the previous topic (viewed as the cause of the result) is non-separate from the relation of immediate cause." ફલને પૂર્વપ્રકૃત હેતુની અપેક્ષા હોય તેવો સંબંધ आनन्तर्य ના સંબંધથી જુદો પડતો નથી. આવી પરિસ્થિતિને લીધે પણ आनन्तर्य નો અર્થ ફલિત થાય છે.

**स्वाध्याय आनन्तर्यम् तु समानमः**—ઉપરની ચર્ચા પછી अथ શબ્દનો आनन्तर्य તરત જ પછી-અર્થ નિશ્ચિત થયો. તેથી હવે એવી કોઈક વસ્તુ બ્રહ્મજિજ્ઞાસા પહેલાં બતાવવી જોઈએ કે જેના **પછી** બ્રહ્મજિજ્ઞાસા થાય જ -અને જે વસ્તુ ન હોય તો બ્રહ્મજિજ્ઞાસા ન જ થાય. **पूर्ववृत्त** પહેલાં થયેલી વસ્તુ

ભાષ્યકાર બ્રહ્મજિજ્ઞાસાના પૂર્વવૃત્ત વિષે બે પૂર્વપક્ષો ઉઠાવે છે : (૧) સ્વ-અધ્યાય પોતાના વેદનુ અધ્યયન એ પૂર્વવૃત્ત અને તેના **પછી** બ્રહ્મજિજ્ઞાસા. (૨) સ્વાધ્યાય ઉપરાંત પૂર્વમીમાંસામાં બતાવેલા કર્મોનુ જ્ઞાન એ પૂર્વવૃત્ત અને પછી બ્રહ્મજિજ્ઞાસા. આ બન્ને પક્ષોનુ ખંડન કર્યા પછી ભાષ્યકાર પોતાનો સિદ્ધાંત સ્થાપિત કરશે કે વિવેકાદિ સાધનચતુષ્ટય એ પૂર્વવૃત્ત અને તેના પછી બ્રહ્મજિજ્ઞાસા.

પ્રથમ પક્ષનું નિરસન : સ્વવેદના અધ્યયન પછી. એમાં પોતાના વેદનું અધ્યયન એ પૂર્વવૃત્ત તો ધર્મજિજ્ઞાસા અને બ્રહ્મજિજ્ઞાસા બન્ને માટે સામાન્ય છે સ્વવેદના અધ્યયન પછી ધર્મની જિજ્ઞાસા અને સ્વવેદના અધ્યયન પછી બ્રહ્મની જિજ્ઞાસા S S C. માં પાસ થવુ એ પૂર્વવૃત્ત તો M A. અને M. Sc બન્ને માટે સામાન્ય છે. જેમ અમુક વર્ગ સાથે B. Sc. માં પાસ થવું એવું વિશેષ પૂર્વવૃત્ત M. Sc. પહેલા માનવું

પડે તેમ બ્રહ્મજિજ્ઞાસા પહેલાં પણ સ્વવેદના અધ્યયન ઉપરાંત બીજું કોઇક વિશેષ પૂર્વવૃત્ત માનવું જોઈએ.

ભામતીકાર સહેજ જુદી રીતે આ વાત સ્પષ્ટ કરે છે: **तथा च 'अथातो धर्मजिज्ञासा' इति अनेन एव गतम् न इदम् सूत्रम् आरब्धव्यम् । धर्मशब्दस्य वेदार्थमात्र-उपलक्षणतया धर्मवत् ब्रह्मणः अपि वेदार्थत्व-अविशेषेण वेदाध्ययन-आनन्तर्यउपदेश-साम्यात् इत्यर्थ** । જો સ્વાધ્યાયને પૂર્વવૃત્ત તરીકે માનીએ તો 'અથાતો ધર્મજિજ્ઞાસા' એ જૈમિનિની 'પૂર્વમીમાંસા' ના પ્રથમ સૂત્ર દ્વારા જ આ સૂત્ર કહેવાઈ ગયું છે, તેથી આ સૂત્રનો આરંભ જ ન કરવો. જેમ ધર્મ વેદનો અર્થ છે તેમ બ્રહ્મ પણ વેદનો અર્થ છે. વેદાધ્યયન પછી એ ઉપદેશ બન્ને વેદાર્થો માટે સામાન્ય છે.

વાંચો વિવરણપ્રસ્થાન : **धर्मविचार स्वाध्याय-अध्ययनयोः एकविधिमूलकत्वात् स्वाध्यायध्ययनमेव धर्मजिज्ञासासूत्रे अथ-शब्दार्थ इति युक्तम्, नैव ब्रह्मजिज्ञासासूत्रे; ब्रह्मविचार वेदाध्ययनयोः एकविधिमूलकत्व-अभावात् । एवं च स्वाध्यायविधिमूलके धर्मविचारे तद्विधिसिद्धं वेदाध्ययनमेव यथाधिकारि-विशेषणं, एवं श्रोतव्यविधिमूलके ब्रह्मविचारे...साधनचतुष्टय संपत्तिः एव अधिकारिविशेषणम् । तस्या एव पुष्कलकारणत्वात् ननु स्वाध्याय-अध्ययनम् तस्य अतथात्वात्, तत्र इत्थम् अक्षर-योजना-वेदाध्ययनम् तु समानम्-अत्यन्तम् अनपेक्षितम् न पुष्कलकारणम् इत्यर्थः** ।

ટૂંકમાં, પોતાના વેદનું અધ્યયન એ બ્રહ્મજિજ્ઞાસાનું મુખ્ય કારણ ન હોવાથી તેને પૂર્વવૃત્ત માની શકાય નહીં. બ્રહ્મજિજ્ઞાસાના મુખ્ય હેતુ તરીકે બીજું કોઈક પૂર્વવૃત્ત કહેવું જોઇએ.

(૨) બીજા પૂર્વપક્ષનું નિરસન : **ननु इह कर्मा...** પૂર્વપક્ષી દલીલ કરે છે કે માત્ર પોતાના વેદનું અધ્યયન જ નહીં, તદુપરાંત પૂર્વમીમાંસા કથિત કર્મોનું જ્ઞાન એ પૂર્વવૃત્ત અને પછી બ્રહ્મજિજ્ઞાસા. વેદાધ્યયન પછી ધર્મજિજ્ઞાસા અને વેદાધ્યયન + પૂર્વમીમાંસાનાં કર્મોનું જ્ઞાન પછી બ્રહ્મજિજ્ઞાસા—આમ હવે ધર્મજિજ્ઞાસા અને બ્રહ્મજિજ્ઞાસા માટે પૂર્વવૃત્ત સામાન્ય બનશે નહી. બ્રહ્મજિજ્ઞાસાનાં પૂર્વવૃત્તમાં 'કર્મોનું જ્ઞાન' આટલું વિશેષ છે.

આ બીજા પૂર્વપક્ષને વાચસ્પતિ મિશ્ર આ રીતે સવિસ્તર સમજાવેછે : એક શ્રુતિમાં વેદાધ્યયન અને યજ્ઞાદિ કર્મ પછી બ્રહ્મવિવિદિષા બ્રહ્મજિજ્ઞાસા થતી બતાવી છે : तम् एतम् वेदानुवचनेन ब्राह्मणाः विविदिषन्ति यज्ञेन दानेन तपसा अनाशकेन इति । (બૃહ ૪–૪–૨૨) વેદાભ્યાસ, યજ્ઞ, દાન અને અનશન વગેરેના તપ દ્વારા બ્રાહ્મણો તે આ (બ્રહ્મ) ને જાણવાની ઈચ્છા કરે છે. શ્રુતિના अनाशक શબ્દને સમજાવતાં લખે છે કે : काम अनशनमेव तपः हितमध्याशिनो हि ब्रह्मणि विविदिषा भवति... આ શ્રુતિમાં યજ્ઞાદિ કર્મને બ્રહ્મવિવિદિષાનું–બ્રહ્મજિજ્ઞાસાનું કારણ કહેલ છે. બીજી શ્રુતિ પણ છે :

जायमानो वै ब्राह्मण त्रिभि ऋणवान् जायते । જન્મ લેતો બ્રાહ્મણ ત્રણ વસ્તુઓ દ્વારા ઋણી બનીને જન્મે છે.

સ્મૃતિ વાક્ય પણ છે :

ऋणानि त्रीणि अपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।
(मनुस्मृति ६–૩૫)

દેવઋણ, પિતૃઋણ, ઋષિઋણ એ ત્રણેને અનુક્રમે યજ્ઞો કરીને, સંતતિ ઉત્પન્ન કરીને, વેદાભ્યાસ કરીને દૂર કરી શકાય છે.

અહી પણ યજ્ઞાદિ કર્મો દ્વારા દેવઋણ ચૂકવીને જ મનને મોક્ષમાં જોડવાનું કહ્યું છે. આ શ્રુતિ–સ્મૃતિમાં બ્રહ્મજિજ્ઞાસા પહેલા યજ્ઞાદિ કર્મો કરવાં આવશ્યક માનેલાં છે.

तस्मात् यदि श्रुत्यादयः प्रमाणम् यदि वा पारमर्षं सूत्रं (सर्वापेक्षा च यज्ञादि श्रुतेः अश्ववत् ब्र. सू. ३।४।२६) सर्वथा यज्ञादि कर्मसमुच्चिता ब्रह्मोपासना ब्रह्मसाक्षात्काराय मोक्षापरनाम्ने कल्पते इति तदर्थं कर्माणि अनुष्ठेयानि । ...न च धर्ममीमांसा-परिशीलनं विना तत्परिज्ञानम् । तस्मात् साधु उक्तम् 'कर्मा-वबोध-आनन्तर्यम् विशेषः' इति कर्मावबोधेन हि कर्मानुष्ठान-साहित्यं भवति ब्रह्मोपासनायाः इत्यर्थः । —ભામતી અહી પણ કર્માનુષ્ઠાન સાથેની બ્રહ્મોપાસનાને મોક્ષનું કારણ બતાવેલ છે

न, धर्मजिज्ञासाया प्रागपि · प्राक् પહેલાં उपपत्तेः=उपपत्ति=

तर्क संगत होवु अथवा शक्य होवु. Quite standing to reason भाष्यकार कहे छे के वेदान्तनो अभ्यास करनारने धर्मजिज्ञासा=कर्मज्ञाननी पहेलां पण ब्रह्मजिज्ञासा थाय ए शक्य छे. भामतीमां आ विचार आ रीते स्पष्ट करेल छे एव च अन्-अनुष्ठितकर्मा अपि प्रागूभवीय कर्मवशात् य. विशुद्धसत्त्व. संसार-असारतादर्शनेन निष्पन्न-वैराग्य॰ प्राग्भवीयकर्मानुष्ठानादेव तत् सिद्धे. (ब्रह्मजिज्ञासा उपपत्तेः) इममेव पौरुषधौरेयम् अधिकृत्य प्रवृत्ते श्रुति.-यदि वा इतरथा ब्रह्मचर्यात् एव प्रव्रजेत् गृहाद् वा वनाद् वा । जेने पूर्वभवना कर्मोने लीधे, कर्मो कर्या विना अंत करण-शुद्धि थयेली होय तेने संसारनी असारता जोईने वैराग्य उत्पन्न थाय छे एवा श्रेष्ठ पुरुषने अनुलक्षीने श्रुति कहे छे : ब्रह्मचर्याश्रममाथी के गृहस्थाश्रममाथी के वानप्रस्थाश्रममांथी प्रव्रज्या लेवी-सन्यास लेवो अहीं ब्रह्मज्ञानना-प्रतीकरूप सन्यासनी पूर्वे कर्मोना ज्ञानने अनिवार्य मानेल नथी

ज्यां धूमाडो होय त्यां अग्नि होय ज एमां धूमाडो हेतु अने अग्नि साध्य तेम अहीं ज्यां धर्मजिज्ञासा होय त्यां ज ब्रह्मजिज्ञासा होय-एवी व्याप्ति मानी शकाय नहीं वांचो न हि धूमाग्न्यो इव धर्मब्रह्मणो व्याप्ति अस्ति यदा धर्मज्ञानात् ब्रह्मज्ञानं भवेत् । —रत्नप्रभा

आ संदर्भमां ब्र सू ३।४।२७ उपरनु शंकराचार्यनु स्पष्टीकरण उपयोगी थशे "तत्रापि एवंवित् इति विद्यासंयोगात् प्रत्यासन्नानि विद्यासाधनानि शमादीनि, विविदिषासंयोगात् तु बाह्यतराणि यज्ञादीनि इति विवेक्तव्यम् । एक श्रुतिमां शम, दम वगेरेने विद्यानां साधन कहेल छे तेथी शमदमादि ब्रह्मज्ञानना अंतरंग साधन छे "तस्मात् एवंवित् शान्तो दान्तः उपरतिः तितिक्षु समाहितो भूत्वा आत्मनि एव आत्मानं पश्यति । बृह ४-४-२३ आ श्रुतिमां एवंवित् शब्दथी कथित साधनो विद्याना सूचवाय छे, तेथी ते साधनो अंतरंग छे ज्यारे तम् एतं...विविदिषन्ति यज्ञेन आ श्रुतिमां यज्ञादि साधनोने ब्रह्मविविदिषानां कारण कहेलां होवाथी ते साधनो बाह्यतर-बहिरंग छे एम, साधनचतुष्टय अने यज्ञादि साधनो वच्चे विवेक करवो जोईए.

આમ, ધર્મજિજ્ઞાસા કે કર્મજ્ઞાન બ્રહ્મજિજ્ઞાસાનું અનિવાર્ય પૂર્વવૃત્ત-હેતુ બની શકે નહીં.

કેટલીકવાર શ્રુતિમાં બે કે વધારે વચ્ચે નિશ્ચિત ક્રમ બતાવેલો હોય છે તેવો ક્રમ અહીં કર્મજ્ઞાન-ધર્મજિજ્ઞાસા અને બ્રહ્મજિજ્ઞાસા વચ્ચે નથી. यथा च हृदयादि—अवदान=કાપવું." हृदयस्य अग्रे अवद्यति, अथ जिह्वायाः अथ वक्षसः" હૃદયને પહેલાં કાપવું, પછી (अथ) જીભને અને પછી (अथ) છાતી (ને કાપવી). બલિપશુનાં અંગોને કાપવાનો ક્રમ અહીં अथ શબ્દથી બતાવ્યો છે. આવો ક્રમ પ્રસ્તુત વાતમાં નથી : ધર્મ-જિજ્ઞાસા अग्रे अथ ब्रह्मजिज्ञासा—આ રીતે ક્યાંય નિશ્ચિત ક્રમ બતાવેલો નથી. न तथा इह क्रमो विवक्षितः । यत्–" કહેવું " પરથી વિવક્ષા કહેવાની ઇચ્છા અને વિવક્ષિત કહેવા ઇચ્છાયેલ.

વાચસ્પતિ મિશ્ર અહીં શંકા-સમાધાન આ રીતે યોજે છે : मा भूत् आर्थःक्रमः श्रौतस्तु भविष्यति,-गृही भूत्वा वनी भवेत्, वनी भूत्वा प्रव्रजेत्, इति । ભલે અર્થક્રમ ન હોય પણ બન્ને જિજ્ઞાસા વચ્ચે શ્રુતિનિર્દિષ્ટ ક્રમ તો માનવો પડશે. શ્રુતિ કહે છે કે : ગૃહસ્થ બનીને પછી વાનપ્રસ્થી થવું, વાનપ્રસ્થી થઈને સંન્યાસ લેવો. અહીં ગૃહસ્થ, પછી વાનપ્રસ્થ, પછી સંન્યાસ એવો ક્રમ સ્પષ્ટ છે. स्मरन्ति च—

अधीत्य विधिवत् वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥

મનુ. ૬-૩૬

निन्दन्ति च—

अनधीत्य द्विजो वेदान् अनुत्पाद्य तथात्मजान् ।
अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षम् इच्छन् व्रजत्यधः ॥

મનુ. ૬-૩૭

સ્મૃતિમાં પણ એવો જ ક્રમ બતાવીને, તે પ્રમાણે ન આચરણ કરનારની અધોગતિ બતાવી છે.

સમાધાન : न तथेह क्रमनियमो विवक्षितः श्रुत्या तथा एव अनियमप्रदर्शनात्–यदि वा इतरथा ब्रह्मचर्याद् एव प्रव्रजेत् गृहाद् वा वनाद् वा इति...अत एव यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत् इति श्रुतिः । —જાબાલી

શ્રુતિ નિયમ અનિવાર્ય નથી તેમ બતાવે છે. **इतरथा**—બીજી રીતે ચિત્તશુદ્ધિ થઈ ગઈ હોય તો ક્રમ વિના ગમે ત્યારે સન્યાસ લઈ શકાય જે દિવસે જ વૈરાગ્ય થાય ત્યારે–તે દિવસે જ સન્યાસ લેવો એવા અર્થની શ્રુતિમા પણ ક્રમને અનિવાર્ય ગણેલ નથી

વળી, સ્મૃતિમાં ક્રમને ન અનુસરનારની નિદા કરી છે એ તો જેનુ અતકરણ શુદ્ધ ન થયુ હોય તેવા પુરુષને અનુલક્ષીને છે **निन्दावचनं च अविशुद्ध सत्त्व-पुरुष-अभिप्रायम्। अविशुद्ध सत्त्वो हि मोक्षम् इच्छम् आलस्यात् तदुपाये अप्रवर्तमानो गृहस्थधर्ममपि नित्य-नैमित्तिकम् अनाचरन् प्रतिक्षणम् उपचीयमानपाप्मा अधोगच्छतीत्यर्थ** । —(ભામતી)

આ રીતે, શ્રુતિમાં બતાવેલા ક્રમને પણ સર્વસામાન્ય નિયમ માની શકાય નહી. તેથી ધર્મ જિજ્ઞાસા–બ્રહ્મ જિજ્ઞાસા વચ્ચે એવો કોઈ નિશ્ચિત ક્રમ વિવક્ષિત નથી.

બીજુ, જ્યા શેષશેષિભાવ હોય ત્યાં નિશ્ચિત અનિવાર્ય ક્રમ હોય છે દા ત અમાવાસ્યા અને પૂર્ણિમાને દિવસે અનક્રમે થતા દર્શ અને પૂર્ણમાસ યજ્ઞો શેષી (શેષિન્)=મુખ્ય ગણાય છે અને તે યજ્ઞોની પૂર્વે કરવામાં આવતા પ્રયાજો – પૂર્વયજ્ઞો – Fore – Sacrifices શેષ= ગૌણ મનાય છે આ પ્રયાજો અને દર્શપૂર્ણમાસ યજ્ઞો વચ્ચે શેષશેષિભાવ હોવાથી અહીં નિશ્ચિત અનિવાર્ય ક્રમ છે: પહેલા પ્રયાજો અને પછી દર્શપૂર્ણમાસ યજ્ઞો કરવા અહી ધર્મ–બ્રહ્મ જિજ્ઞાસાઓ વચ્ચે આવો શેષ–શેષિભાવ નથી, કારણ કે તેવો ભાવ માનવા માટે કોઈ પ્રમાણ મળતુ નથી—**प्रमाण-अभावात्** ।

વળી જ્યાં શેષ–શેષિભાવ ન હોય પરતુ અધિકૃત–અધિકારભાવ હોય ત્યાં પણ નિશ્ચિત ક્રમ હોય છે દા ત **दर्शपूर्णमासाभ्याम् इष्ट्वा सोमेन यजेत्** । દર્શ–પૂર્ણમાસ યજ્ઞો વડે (યજન કરીને) સોમયજ્ઞ દ્વારા યજન કરવુ અહી દર્શ અને પૂર્ણમાસ યજ્ઞો કરીને અધિકૃત થયા પછી સોમ–યજ્ઞ કરવાનો અધિકાર મળે છે પરતુ, આવો અધિકૃત–અધિકારભાવ ધર્મ–બ્રહ્મ જિજ્ઞાસાઓ વચ્ચે જોવા મળતો નથી કે **धर्मजिज्ञासां कृत्वा ब्रह्मजिज्ञासां कुर्यात्** આવો ભાવ બતાવવા માટે પણ કોઈ પ્રમાણ મળતુ નથી-**अधिकृत-अधिकारे वा प्रमाण-अभावात्** । (ભાષ્ય)

આગળ આપણે જોયું છે કે મનુસ્મૃતિમાં તેમજ જાબાલોપનિષદ્‌માં સં. ભૂ. કૃ. ના પ્રયોગથી યજ્ઞાદિ કર્મો પહેલાં અને પછી બ્રહ્મજિજ્ઞાસા—એવો ક્રમ સૂચવાયો છે. દા. ત. **अधीत्य विधिवत् वेदान्...**(મનુ.) અને **गृही भूत्वा वनी भवेत्** (જાબાલ ઉપનિ.) અહીં ક્રમ વિવક્ષિત એમ કહો કે ગૃહસ્થાશ્રમના યજ્ઞાદિ કર્મો કરીને અધિકૃત બન્યા પછી વાનપ્રસ્થાદિ આશ્રમમાં અધિકાર મળે છે તેમ માનીને અહીં અધિકૃત–અધિકારભાવ બતાવેલો છે તેમ કહો. પરંતુ, **यदि वा इतरथा** ..અને **यदहरेव विरजेत्**...વગેરે પ્રતિશ્રુતિઓથી ઉપરની શ્રુતિ–સ્મૃતિમાં બતાવેલા ક્રમનો બાધ થાય છે. અહીં એ ધ્યાનમાં રાખવું કે કેટલેક સ્થળે ક્રમ વિવક્ષિત જોવા મળે છે અથવા તો અધિકૃત–અધિકારભાવ બતાવેલો જોવા મળે છે. એટલે કે પ્રમાણ હોવા છતાં પ્રતિ પ્રમાણથી તેનો બાધ થાય છે.

પૂર્વમીમાંસામાં શ્રૌતક્રમ, અર્થક્રમ, પાઠક્રમ, સ્થાનક્રમ, મુખ્યક્રમ અને પ્રવૃત્તિક્રમ એમ ૭ ક્રમોની વિસ્તૃત ચર્ચા છે' ભામતીકાર આ સહુનો નિર્દેશ કરે છે જુઓ :

**मा भूत् ..आर्थः क्रम. श्रौतस्तु भविष्यति । ...मा भूत् श्रौतः आर्थो वा क्रमः पाठ–स्थान–मुख्य–प्रवृत्ति प्रमाणकः तु कस्मात् न भवति इत्यतः आह–शेष शेषित्वे प्रमाणाभावात् ।**(ભામતી) આ ટીકાને આધારે શ્રી હરદત્તશર્મા નોંધે છે : " Keeping all these determinants of sequence in his mind the **भाष्यकार** Says–**शेष–शेषित्वे** એટલું ખરું કે આ બધા ક્રમો પ્રસ્તુત ભાષ્યપંક્તિના અર્થમાં સુસંગત થતા નથી.

જ્યાં શેષશેષિભાવ અને અધિકૃત–અધિકારભાવ ન હોય ત્યાં પણ બીજી રીતે નિશ્ચિત ક્રમ મનાય છે. જ્યાં બે વસ્તુઓનાં ફળ અને વિષય સમાન હોય ત્યાં નિશ્ચિત ક્રમ હોય છે. દા. ત. દર્શપૂર્ણમાસ યજ્ઞોનું ફળ એક જ સ્વર્ગ હોવાથી, તે યજ્ઞોની વિધિઓનો નિશ્ચિત ક્રમ છે : **आग्नेय–विधि, अग्निषोमीय विधि, आनुबन्ध्य विधि** વગેરે જ્યાં વિષય સમાન હોય ત્યાં પણ નિશ્ચિત ક્રમ જોવા મળે છે. દા. ત. બ્રહ્મનો ધર્મ અંશરૂપ હોત તો બન્ને જિજ્ઞાસાનો વિષય એક બની શકત. પણ અહીં તો **फलजिज्ञास्ययोः भेदात् च**—ધર્મ અને બ્રહ્મ જિજ્ઞાસાઓનાં ફળો અને વિષયો જુદા જુદા છે તથી પણ ક્રમ માની શકાય નહીં. **जिज्ञासा**

ના વિષયને *जिज्ञास्य* કહેવાય છે જુઓ ' **शेषशेषित्वाधिकृत-अधिकार-अभावे अपि क्रमो विवक्ष्येत, यदि एकफल-अवच्छेद भवेत् । यथा आग्नेयादीनाम् षण्णाम् एकस्वर्ग फल-अवच्छिन्नानाम्** (એક જ સ્વર્ગરૂપી ફળથી મર્યાદિત બનેલ) **यदि वा जिज्ञास्य ब्रह्मण अंशः धर्म स्यात् . तत्र जिज्ञास्य अभेदेन परस्पर-सबंधे सति क्रमो विवक्षित , तथा इह अपि एकजिज्ञास्यतया धर्मब्रह्म जिज्ञास्ययो क्रमो विवक्ष्येत** ( એક જિજ્ઞાસ્ય હોય તો ક્રમ ઈચ્છવામા આવે), **न च एतत् उभयम् अस्ति इत्याह-फल-जिज्ञास्यभेदात् च** । —ભામતી

પ્રથમ બન્ને જિજ્ઞાસાનાં ભિન્ન ફળો બતાવ્યા ધર્મજિજ્ઞાસાનુ ફળ અભ્યુદય અને તેમા અનુષ્ઠાન-ક્રિયા કરવાની જરૂર રહે જ્યારે બ્રહ્મ જિજ્ઞાસાનુ ફળ મોક્ષ અને તેમાં કોઈ અનુષ્ઠાન કરવાની જરૂર નહી **न च अनुष्ठान अन्तर-अपेक्षम्**—(ભાષ્ય) શબ્દ જ્ઞાનના અભ્યાસ વિના બીજી કોઇ (**अन्तर**) ક્રિયાની અપેક્ષા હોતી નથી

આ સદર્ભમાં એક ટીકાકાર કણાદમુનિનુ સૂત્ર ટાકે છે "**यत-अभ्युदयनि श्रेयससिद्धि स धर्म** ।' અહી તો ધર્મ જિજ્ઞાસાનાં ફળ તરીકે સ્વર્ગાદિનોક અને મોક્ષ બન્નેને બતાવેલ છે આમ હોય તો બ્રહ્મજિજ્ઞાસાને અવકાશ જ ન રહે આનુ સમાધાન એ રીતે આપે છે કે વેદના અધ્યયનરૂપ તપ મોક્ષપ્રાપક અને તેના સિવાયનાં બધાં કર્મો અભ્યુદય ફળ આપે છે **मोक्षप्रत्यक वेदाध्ययनात्मक तप तद्भिन्न सर्व कर्म अभ्युदय-फलकम् इति काणभुज् अभिप्राय** । (સ્વામી શા સરસ્વતી) પરંતુ આ સૂત્ર ભાષ્યને સ્પષ્ટ કરવાને બદલે ગૂચવણુ ઊભી કરે તેવુ છે

હવે બન્ને જિજ્ઞાસાઓના જિજ્ઞાસ્ય વિષયોનો ભેદ બતાવે છે ધર્મ જિજ્ઞાસાનો વિષય ધર્મ **भव्य** એટલે જે અસ્તિત્વમાં નથી અને અસ્તિત્વમાં લાવવાનો છે **भव्य -साध्य इत्यर्थ** (રત્નપ્રભા)—જે સાધવાનો છે જ્યારે **ब्रह्मजिज्ञासा**નો વિષય બ્રહ્મ **भूत** એટલે કે સત્ય છે **भूत सत्यम्** (ભામતી) —is already existent (શ્રી શર્મા) અથવા an existential entity (શ્રી દેશપાંડે) ભૂતકાળમા અમુક સમયે 'થયેલુ એવો અર્થ' કરવો નહી બ્રહ્મ ભૂત-સત્ય છે જ તેને **सत्**-ના ( અસ્તિત્વ ) માં લાવવાનુ નથી

બીજું, ધર્મ જ્યારે તેનું જ્ઞાન થાય ત્યારે અસ્તિત્વમાં હોતો નથી. **ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत**–જ્યોતિષ્ટોમ યજ્ઞથી સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો જોઇએ. અહીં **ज्योतिष्टोम** યજ્ઞરૂપી ધર્મ વાંચતી–જાણતી વખતે થઇ જતો નથી કે થયેલો હોતો નથી. યજ્ઞની વિધિઓ કર્યાં પછી ધર્મ અસ્તિત્વમાં આવે છે. જ્યારે **तद् ब्रह्म । तद् विजिज्ञासस्व ।** તે બ્રહ્મ છે, તેને જાણવાની તું ઇચ્છા કર. અહીં, :આ વાકયમાં કહેલ બ્રહ્મનું જ્ઞાન થતી વખતે પણ બ્રહ્મ તો અસ્તિત્વમાં છે જ.

ત્રીજું, ધર્મને ક્રિયા દ્વારા સિદ્ધ કરવાનો હોવાથી તેનો આધાર પુરુષની ક્રિયા ઉપર આધાર રાખે છે, જ્યારે બ્રહ્મને કોઇ ક્રિયા દ્વારા સિદ્ધ કરવાનું નથી. તેથી તેના અસ્તિત્વનો આધાર કોઈ પુરુષની ક્રિયા ઉપર નથી–**न पुरुषव्यापारतन्त्रम् ।**

આમ, બન્ને જિજ્ઞાસાઓનાં ફ્લ (અભ્યુદય અને મોક્ષ) તથા વિષય (ધર્મ અને બ્રહ્મ) ભિન્ન ભિન્ન હોવાથી ધર્મ–બ્રહ્મ જિજ્ઞાસાઓની વચ્ચે એવો નિશ્ચિત ક્રમ માની શકાય નહીં કે ધર્મજિજ્ઞાસા કે કર્મનાં જ્ઞાન પછી બ્રહ્મજિજ્ઞાસા.

પાનું નં. ૮ **चोदनाप्रवृत्तिभेदात् च**—આમ કહીને ધર્મ અને બ્રહ્મ કે જે અનુક્રમે ધર્મજિજ્ઞાસા અને બ્રહ્મ જિજ્ઞાસાના વિષય–**जिज्ञास्य** છે તે બન્ને બીજી એક રીતે પણ ભિન્ન છે. શ્રી ગોવિન્દાનંદ લખે છે: **अज्ञातज्ञापकं वाक्यम् अत्र चोदना, तस्याः प्रवृत्तिः बोधकत्वम् तद्वैलक्षण्यात् च जिज्ञास्यभेदः इत्यर्थः ।** (રત્નપ્રભા) અજ્ઞાત વસ્તુને જણાવનાર (વેદ) વાકયને અહીં **चोदना** કહેલ છે. તે વાકયની પ્રવૃત્તિ= બોધકતા જણાવવાનો ગુણ–તે બોધકતા ભિન્ન હોવાથી ધર્મ અને બ્રહ્મ ભિન્ન વિષયો છે.

**चोदना**—મીમાંસા દર્શનનો આ પારિભાષિક શબ્દ છે. શ્લોકવાર્તિકમાં કુમારિલભટ્ટ તેનું લક્ષણ આ પ્રમાણે આપે છે:

**किमाद्यपेक्षितैः पूर्णः समर्थ प्रत्ययो विधौ ।**
**तेन प्रवर्तकं वाक्यं शास्त्रेऽस्मिंश्चोदनोच्यते ॥**

શું, શેના દ્વારા, કઇ રીતે અમુક ક્રિયા કરવાની છે તેવી અપેક્ષાઓથી પૂર્ણ સંબદ્ધ એવો અર્થ જ્યાં થતો હોય, અને જ્યાં વિધ્યર્થ–

પ્રત્યય હોય તેના દ્વારા પ્રવૃત્તિમાં પ્રેરનાર પ્રવર્તક વાક્યને આ શાસ્ત્રમાં **ચોદના** કહે છે.

પરંતુ, શંકરાચાર્યે આવા પારિભાષિક અર્થમાં અહીં '**ચોદના**' શબ્દનો પ્રયોગ કર્યો નથી. અહીં તો સામાન્ય વેદ વાક્યના અર્થમાં આ શબ્દ પ્રયોજાયો છે. **चोदना इति वैदिकम् शब्दमाह ।** (ભામતી) **वैदिकशब्दमात्रं चोदना** (ન્યાય નિર્ણય) પ્રવૃત્તિપ્રેરક વાક્ય એ અર્થમાં અહીં આ શબ્દ નથી, કારણ કે બ્રહ્મબોધક વાક્યો પુરુષને કોઇ પ્રવૃત્તિમાં પ્રેરતા નથી.

ધર્મ અને બ્રહ્મને લાગુ પડતાં વેદવાક્યોની પુરુષને બોધ કરાવવાની રીત પણ જુદી જુદી છે દા. ત. **ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत** આ વાક્યને ધર્મચોદના કહેવાય આવું વાક્ય પુરુષને **स्वविषये**-એટલે વાક્યના પોતાના વિષય-યજ્ઞાદિમાં પ્રવૃત્ત થવાનું કહીને બોધ કરાવે છે. બોધ એટલે સ્વર્ગ પ્રાપ્તિ માટે અમુક યજ્ઞ કરવો એવું જ્ઞાન. ધર્મને લગતાં વાક્યોમાં બોધની સાથે પુરુષને પ્રવૃત્તિમાં જોડવાની વાત તો હોય જ. **या हि चोदना**...આ વાક્ય લખતી વખતે પ્રાય ભાષ્યકારના મનમાં **चोदना लक्षणोऽर्थो धर्मः** એવું ધર્મનું લક્ષણ હશે. **चोदना** જેનું લક્ષણ એવી વસ્તુ એટલે ધર્મ. વિધિવાચક પ્રત્યયવાળાં ક્રિયાપદયુક્ત (**यजेत** યજ્ઞ કરવો જોઇએ) ક્રિયાપ્રેરક વાક્યો એ જ પૂર્વમીમાંસાનાં ધર્મનું સ્વરૂપ છે.

**ब्रह्मचोदना**...બ્રહ્મપરક વેદવાક્યો તો પુરુષને માત્ર બોધ જ કરાવે છે. કારણ કે અવબોધ અથવા બ્રહ્મજ્ઞાન તો માત્ર વેદવાક્યથી ઉત્પન્ન થઈ જતું હોવાથી, તે જ્ઞાનની ઉત્પત્તિની ક્રિયામાં પુરુષને જોડાવાનું હોતું નથી

**यथा अक्षार्थ**.. જેમ **अक्ष** એટલે ઇન્દ્રિય અને **अर्थ** એટલે વસ્તુ એ બન્નેનો સન્નિકર્ષ-સંયોગ થતાં તરત જ વસ્તુનો બોધ (જ્ઞાન) મનમાં ઉત્પન્ન થાય છે. આંખ અને ઘડાનો સંયોગ થતાં જ ઘટજ્ઞાન ઉત્પન્ન થાય છે. વચ્ચે બીજી કોઇ ક્રિયા કરવાની હોતી નથી. આ રીતે **अयम् आत्मा ब्रह्म** જેવાં વેદવાક્યોનું વાચન કે શ્રવણ બ્રહ્મનો માત્ર બોધ જ કરે છે, કોઈ પ્રવૃત્તિમાં પુરુષને જોડવાની કે કોઇ પ્રવૃત્તિમાંથી અટકાવવાની વાત બ્રહ્મપરક વાક્યોમાં હોતી નથી. આ વિચાર શ્રી ગોવિન્દાનન્દ સમજાવે છે:

तथा च प्रवर्तकमानमेयः धर्मः, उदासीनमानमेयम् ब्रह्म इति जिज्ञास्यभेदात् न तन्मीमांसयोः क्रमार्थः अथशब्दः इति भावः —ચોદનારૂપ પ્રવૃત્તિમાં જોડનાર પ્રમાણ વાક્ય (માન) થી જાણવામાં આવતો (મેય) ધર્મ અને પ્રવૃત્તિ કે નિવૃત્તિની બાબતમાં ઉદાસીન તટસ્થ એવા પ્રમાણવાક્યથી જાણવામાં આવતું (મેયમ્) બ્રહ્મ જિજ્ઞાસ્યના ભેદને લીધે બન્નેની મીમાંસાઓ વચ્ચે ક્રમના અર્થમાં અહીં अथ શબ્દ યોજાયો નથી.

अवबोधस्य चोदना-जन्यत्वात्—કેટલાક चोदना अजन्यत्वात् એવો પાઠ પણ લે છે. શ્રી દેશપાંડે ભાષાંતર કરે છે તેમાં अजन्यत्वात् પાઠ સ્વીકારેલ છે: "On account of the knowledge not being that which can be brought about by an injuction." શ્રી દેશપાંડે બીજા પાઠની નોંધ કરીને સમજાવતાં લખે છે: चोदना-जन्यत्वात्=चोदना-मात्र-जन्यत्वात् = ज्ञापकवाक्यमात्रजन्यत्वात् क्रियायाः कस्याश्चित् अन् अपेक्षितत्वात् । અમે ભાષાંતરમાં जन्यत्वात् પાઠ સ્વીકારેલો છે. ભામતી પરની પાદટિપ્પણીમાં મહાદેવ શર્મા નોંધે છે કે: चोदनाजन्यत्वात्-ब्रह्मप्रतिपादक वाक्य-जन्यत्वात् इत्यर्थः ।

અહીં એક વસ્તુ ધ્યાનમાં રાખવી કે બ્રહ્મબોધક વાક્યોથી થતું બ્રહ્મજ્ઞાન અને સાક્ષાત્કાર કે બ્રહ્માનુભવ બંને એક નથી.

ઉપરની સમગ્ર ચર્ચાનો સારાંશ એ કે अथ નો અર્થ आनन्तर्य તરત જ પછી સ્વીકાર્યા બાદ એ પ્રશ્ન ઊભો થયો કે શેના પછી બ્રહ્મ-જિજ્ઞાસા ? ભાષ્યકારે બે પૂર્વપક્ષો ઉપસ્થિત કર્યા: (૧) વેદના અધ્યયન પછી બ્રહ્મજિજ્ઞાસા અને (૨) વેદના અધ્યયન ઉપરાંત કર્મ-જ્ઞાન કે ધર્મ જિજ્ઞાસા અને તેના પછી બ્રહ્મજિજ્ઞાસા. બીજા પક્ષનું ખંડન બે રીતે કર્યું: એક તો ધર્મજિજ્ઞાસા વિના પણ બ્રહ્મજિજ્ઞાસા ઉત્પન્ન થઈ શકય હોવાથી ધર્મ-જિજ્ઞાસારૂપી હેતુ પછી બ્રહ્મજિજ્ઞાસારૂપી કાર્ય-એમ માની શકાય નહીં. એટલે કે બન્ને જિજ્ઞાસાઓ વચ્ચે કાર્ય કારણ ભાવનું આનન્તર્ય નથી. બીજું, બન્ને જિજ્ઞાસા વચ્ચે નિશ્ચિત ક્રમ પણ ન માની શકાય, કારણ કે તે બંને વચ્ચે શેષશેષિભાવ કે અધિકૃત-અધિકારભાવ માનવા માટે પણ કોઈ પ્રમાણ નથી. ક્રમ ન માની શકવાનો બીજો હેતુ: એ પણ

છે કે બન્ને જિજ્ઞાસાઓનાં ફળ અને વિષય પણ તદ્દન ભિન્ન છે. તેથી, ન તો કાર્યકારણની રીતે કે ન તો બન્ને વચ્ચે નિશ્ચિત ક્રમ કલ્પીને ધર્મજિજ્ઞાસાને બ્રહ્મજિજ્ઞાસાનું પૂર્વવૃત્ત માની શકાય.

વેદાધ્યયન કે વેદાધ્યયન + કર્મજ્ઞાન (ધર્મજિજ્ઞાસા) ને બ્રહ્મજિજ્ઞાસાના પૂર્વવૃત્ત તરીકે ન માની શકાય તો પછી, શેના પછી બ્રહ્મજિજ્ઞાસા? उच्यते—ભાષ્યકાર પૂર્વવૃત્ત તરીકે ચાર સાધનો (સાધન ચતુષ્ટય) બતાવે છે: (૧) નિત્ય અને અનિત્ય વસ્તુઓ વચ્ચે વિવેક કરવો. नित्य- प्रत्यग् आत्मा, अनित्या देह-इन्द्रियादयः । तद् विषय- विवेकः निश्चयः અને क्षण-मुहूर्त-याम-अहोरात्र-अर्धमास-मास-ऋतु-अयन-वत्सर-युग-चतुर्युग-मन्वन्तर-प्रलय-महाप्रलय-महासर्ग-अवान्तर-सर्ग संसार-सागर-ऊर्मिभिः अनिशं मुह्यमानम् तापत्रय-परीतम् आत्मानं च जीवलोकं चावलोक्य अस्मिन् संसारमण्डले अनित्य-अशुचि-दुःखात्मकं प्रसंख्यानम् उपावर्तते । ततः अस्य एतादृशात् नित्यानित्य-वस्तुविवेकलक्षणात् प्रसंख्यानात् (સતત ધ્યાનને લીધે) इहामुत्रफलभोगविरागः —ભામતી.

(૨) इह-આ લોક અને अमुत्र પરલોક સ્વર્ગાદિ अर्थः अर्थ्यते प्रार्थ्यते इति अर्थः । फलमिति यावत् । જેની ઇચ્છા કરવામાં આવે તે અર્થ=ફ્લોમાં विरागः-अनाभोगात्मिका उपेक्षाबुद्धिः अनादरात्मिका उपेक्षाबुद्धिः इत्यर्थः—( ભામતી ઉપર પાદટિપ્પણ ) આદર ન કરવારૂપ ઉપેક્ષા બુદ્ધિ. ततः शमदमादि..

(૩) शम-दम-आदि साधन-संपत्

(૧) शमः-लौकिक व्यापारात् मनस उपरमः शमः । લૌકિક પ્રવૃત્તિમાંથી મનને અટકાવવું તે શમ.

(૨) दम -बाह्यकरणानाम् उपरमः दमः । લૌકિક પ્રવૃત્તિઓમાંથી, બાહ્ય ઇન્દ્રિયોને અટકાવવી તે દમ.

આચાર્ય વિશ્વેશ્વરે શમ, દમની સમજૂતી જુદી રીતે આપી છે शम अर्थात् बाह्य इन्द्रियोंका निग्रह, दम अर्थात् मनका निग्रह... ।

(૩) उपरतिः-ज्ञानार्थं विहितनित्यादिकर्मसंन्यासः उपरतिः-જ્ઞાન માટે શાસ્ત્રમાં કહેલ નિત્યકર્મ વગેરેને છોડી દેવાં.

(४) तितिक्षा-तिज्-' સહન કરવુ "નુ ઈચ્છાદર્શક રૂપ છતાં અહી ઈચ્છાદર્શક અર્થ નથી તિતિક્ષા-સહનશીલતા शीत-उष्ण-आदि द्वन्द्व सहनम् तितिक्षा-ઠડી ગરમી વગેરે દ્વન્દ્વોને સહન કરવાં તે તિતિક્ષા

(५) समाधानम्-निद्रालस्य प्रमाद त्यागेन मन स्थिति समाधानम्-નિદ્રા-આળસ-પ્રમાદને છોડીને મન સ્થિર કરવુ તે સમાધાન કે સમાધિ

(६) श्रद्धा-सर्वत्र आस्तिकता श्रद्धा-બધે જ (પરમાત્માનુ) અસ્તિત્વ છે તેવી દઢ માન્યતા તે શ્રદ્ધા સર્વત્ર પરમાત્મા છે (अस्ति) તેમ માનનાર તે आस्तिक અને आस्तिक નો ભાવ તે आस्तिकता આવી आस्तिकता એ શ્રદ્ધા एतत् षट्क प्राप्ति. शमादि सपत् । (રત્નપ્રભા) ગુરુ અને વેદ વાક્યમાં સત્યબુદ્ધિ તે શ્રદ્ધા એવી પણ શ્રદ્ધાની વ્યાખ્યા છે

શ્રદ્ધા સિવાયના પાચ ગુણો એક શ્રુતિવાકયમા બતાવેલા છે तस्मात् एववित् शान्तो दान्त उपरत तितिक्षु समाहितो भूत्वा आत्मनि एव आत्मान पश्यति । (બૃહ૦ ૪।૪।૨૩)

(४) मुमुक्षुत्व-मुच् (૬ ગ ૫) 'છૂટવુ પરથી ઇચ્છાદર્શક નામ मुमुक्षा-'છૂટવાની ઇચ્છા અને કર્તૃવાચક વિશેષણ मुमुक्षु-છૂટવા ઇચ્છક मुमुक्षुत्व છૂટવા ઇચ્છુકનો ભાવ (સ્થિતિ) તે मुमुक्षा । तत अस्य ससारबन्धनात् मुमुक्षा भवति इत्याह ।-ભામતી પછી ચોથી ભૂમિકાએ ઉત્તરોત્તર પહોંચતાં સસારનાં બધનોમાંથી છૂટવાની કામના ઉત્પન્ન થાય છે અહી વિવેકને કારણે વૈરાગ્ય વૈરાગ્યને કારણે ષટ્-સાધન-સપત્ અને તે સાધન સપત્ ને કારણે મુમુક્ષા એમ ઉત્તરોત્તર કાર્યકારણ ભાવ સમજવો अत्र विवेकादीनाम् उत्तरोत्तर-हेतु-त्वेन अधिकारि विशेषणत्व मन्तव्यम् । -રત્નપ્રભા

આ ચાર સાધનોનો સમૂહ તે સાધન ચતુષ્ટય આ સાધનચતુષ્ટય જીવનમાં ચરિતાર્થ બને તો તેના પછી તરત જ બ્રહ્મજિજ્ઞાસા થાય છે પછી ધર્મજિજ્ઞાસા થઇ હોય કે ન થઈ હોય તેથી, ધર્મજિજ્ઞાસા નહી પણ સાધનચતુષ્ટય બ્રહ્મજિજ્ઞાસાનો હેતુ છે તેથી સૂત્રગત अथ શબ્દનો અર્થ

"સાધનચતુષ્ટય પછી." સૂત્રાર્થ થશે-(સાધનચતુષ્ટય) પછી તરત જ, તેથી બ્રહ્મને જાણવાની ઈચ્છા

પાનું નં ૮ **अतः शब्दो हेत्वर्थः** अतः શબ્દ હેતુનાં પ્રયોજનવાળો છે અહીંથી ભાષ્યકાર સૂત્રના બીજા પદ अतः ના અર્થનો વિચારણા શરૂ કરે છે. अतः એટલે **यस्मात्...तस्मात्** "જે કારણને લીધે આમ છે તે કારણને લીધે" જે કારણે છાન્દોગ્યની શ્રુતિ કર્મનાં ફળો અનિત્ય બતાવે છે અને તૈત્તિરીય ઉપ ની શ્રુતિ બ્રહ્મને જાણનારને પરમતત્ત્વની પ્રાપ્તિ થાય છે તેમ બતાવે છે. **चितः**-**चि**-'એકઠું કરવું' પરથી એકઠો કરેલો પ્રાપ્ત કરેલો. પાપપુણ્યથી મેળવેલો. અહીં પૃથ્વીપરનો લોક-સંસાર અને પુણ્યથી મેળવેલો સ્વર્ગાદિ લોક પણ સમય જતાં નાશ પામી જાય છે. **ब्रह्मविज्ञानात्** **अपि**-"બ્રહ્મના જ્ઞાનથી" **अपि** અહીં નિશ્ચયના અર્થમા છે. કર્મોનું ફળ અનિત્ય અને બ્રહ્મજ્ઞાનનું ફળ નિત્ય પરમતત્ત્વની પ્રાપ્તિરૂપ બતાવેતું હોવાને કારણે (अत.), (अथ) ઉપર કહેલા સાધનચતુષ્ટય પછી બ્રહ્મજિજ્ઞાસા કરવી ભાષ્યકાર મુજબ અહીં **जिज्ञासा** પછી **कर्तव्या** પદ સૂત્રાર્થમાં અધ્યાહાર છે તે ધ્યાનમાં રાખવુ.

વસ્તુતઃ अतः શબ્દ, अथ શબ્દથી બતાવેલા હેતુની અસિદ્ધિ વિષેની શંકા દૂર કરવા માટે છે. સાધન ચતુષ્ટયરૂપી હેતુ પછી બ્રહ્મજિજ્ઞાસારૂપી કાર્ય આમ अथ શબ્દ દ્વારા જ સાધન ચતુષ્ટરૂપી હેતુનું નિરૂપણ થઈ ગયું છે પરંતુ, કોઈ એવી શંકા કરે કે સ્વર્ગાદિના ભોગોમા વૈરાગ્ય જ ન થાય. જો વૈરાગ્ય ન થાય તો સાધનચતુષ્ટયરૂપી હેતુ વિષેની શંકા દૂર કરવા માટે સૂત્રમા अतः શબ્દ છે શ્રી ગોવિન્દાનંદ, શ્રી વાચસ્પતિ મિશ્ર તેમ જ આનંદગિરિ ત્રણેય ટીકાકારો આવો અભિપ્રાય દર્શાવે છે.

સ્વર્ગાદિના ફલને અનિત્ય બતાવતી શ્રુતિ અને બ્રહ્મજ્ઞાનથી પરમ પુરુષાર્થની પ્રાપ્તિ બતાવતી શ્રુતિ હોવાથી (अतः), (હેતુ તરીકે સિદ્ધ થતા) સાધન ચતુષ્ટય પછી (अथ) બ્રહ્મજિજ્ઞાસા.

अतः શબ્દ ઉપરના ભાષ્યના તાત્પર્યાર્થ માટે વાંચો ભામતીઃ "**तेन अयमर्थः-अत स्वर्गादीनां क्षयिताप्रतिपादकात्, ब्रह्मज्ञानस्य च परमपुरुषार्थता प्रतिपादकात् आगमात् यथोक्त साधनसंपत् ततः च ब्रह्मजिज्ञासा इति सिद्धम्** । -ભામતી

પાનું ૯: સૂત્રના अथ અને अतः એ બે પદોની ચર્ચા કર્યા પછી ભાષ્યકાર **ब्रह्मजिज्ञासा** પદના બે બ્રહ્મ અને જિજ્ઞાસા શબ્દોને તેમ જ **ब्रह्मजिज्ञासा** સમાસને સમજાવે છે. શંકરાચાર્ય **ब्रह्मजिज्ञासा** ને ષષ્ઠી તત્પુરુષ સમાસ માને છે : **ब्रह्मणः जिज्ञासा ब्रह्मजिज्ञासा ।** પરંતુ, અહીં ચતુર્થી સમાસની સંભાવના પણ છે : **ब्रह्मणे जिज्ञासा ब्रह्मजिज्ञासा**–બ્રહ્મ માટેની જિજ્ઞાસા. વળી, પૂર્વમીમાંસાનાં જૈમિનિના પ્રથમ સૂત્ર "**अथातो धर्मजिज्ञासा**" ના **धर्मजिज्ञासा** સમાસને ભાષ્યકાર શબરસ્વામીએ ચતુર્થી તત્પુરુષ માનેલ છે–**धर्माय जिज्ञासा धर्मजिज्ञासा ।** **ब्रह्मजिज्ञासा** આ સમાસને પણ કોઇક પ્રાચીન વૃત્તિકારે ચતુર્થી સમાસ માનેલ છે તેવું ભામતી વગેરે ટીકાઓને આધારે અનુમાન કરી શકાય છે. પ્રાચીન વૃત્તિકારના ચતુર્થી સમાસ વિષેના મતનું ખંડન, **ब्रह्मणः जिज्ञासा ब्रह्मजिज्ञासा** આ શબ્દોમાં અભિપ્રેત છે તેમ કેટલાકનું માનવું છે.

વ્યાકરણ શાસ્ત્રની દૃષ્ટિએ વિચારીએ તો જ્યાં **तदर्थ** (તેને માટે), **अर्थ** (પ્રયોજન), **बलि, हित, सुख, रक्षित** (ને માટે બલિ, ને માટે હિત–સુખ રક્ષિત) એમ કહેવાનું હોય ત્યાં ચતુર્થી વિભક્તિ થાય છે. પાણિનિ સૂત્ર : "**तदर्थ-अर्थ-बलि-हित-सुख-रक्षितैः**" ૨।૧।૩૬. આ સૂત્ર મુજબ જ્યાં **तदर्थस्य भावः तादर्थ्यं** તે માટે હોવાની સ્થિતિ તાદર્થ્ય હોય ત્યાં ચતુર્થી સમાસ ગણવો જોઇએ. ધર્મ માટે કે બ્રહ્મ માટે જિજ્ઞાસા એમ અહીં તાદર્થ્ય સ્વીકારીએ તો **धर्माय** કે **ब्रह्मणे जिज्ञासा** (બ્રહ્મનનુ ચ. એ. વ. **ब्रह्मणे**) એમ ચતુર્થી સમાસ લઈ શકાય.

પરંતુ, કાત્યાયનનું એક વાર્તિક ઉપરના સૂત્રની એક મર્યાદા બતાવે છે: **तादर्थ्यसमासे प्रकृतिविकृतिग्रहणं कर्तव्यम् ।** જ્યાં તાદર્થ્યને લીધે ચતુર્થી સમાસ થતો હોય ત્યાં તાદર્થ્ય ઉપરાંત જે બે પદોનો સમાસ થાય છે તેમની વચ્ચે પ્રકૃતિવિકૃતિ ભાવનો સ્વીકાર પણ કરવો જોઇએ. દા. ત. **यूपदारु** (યજ્ઞસ્થંભ–લાકડું) સમાસને ચતુર્થી સમાસ માનવામાં આવે છે : **यूपाय दारु**–યજ્ઞસ્થંભ (યૂપ) માટે લાકડું (દારુ) અહીં **यूप** અને **दारु** વચ્ચે તાદર્થ્ય (ને માટે હોવાની સ્થિતિ) હોવા ઉપરાંત વિકૃતિ પ્રકૃતિભાવ-પણ છે. કારણ કે દારુ–લાકડું પ્રકૃતિ=મૂળ વસ્તુ છે અને યૂપ યજ્ઞસ્થંભ લાકડામાંથી ફેરફાર કરીને બનાવેલી વસ્તુ હોવાથી વિકૃતિ છે. તેથી દારુ અને યૂપ વચ્ચે તાદર્થ્ય ઉપરાંત પ્રકૃતિ વિકૃતિભાવ હોવાથી ચતુર્થી સમાસ લઇ શકાય.

જ્યાં તાદર્થ્ય હોય પણ પ્રકૃતિવિકૃતભાવ ન હોય ત્યાં ચતુર્થી સમાસ ગણી શકાય નહી (વાર્તિક પ્રમાણે) દા ત अश्वघास अश्वाय घास એમ અહી ચતુર્થી સમાસ નહી પણ अश्वस्य घास એમ ષઠી સમાસ લેવો પડે કારણ કે अश्व અને ઘાસ વચ્ચે તાત્પર્ય (ઘોડા માટેનુ ઘાસ) હોવા છતાં પ્રકૃતિ વિકૃતિભાવ જેવો યૂપ-દારુ વચ્ચે છે તેવો નથી

હવે, ब्रह्मजिज्ञासा સમાસમાં બ્રહ્મ અને જિજ્ઞાસા વચ્ચે તાદર્થ્યનો સ્વીકાર કરીએ તો પણ બન્ને શબ્દોની વચ્ચે પ્રકૃતિ વિકૃતિભાવ ન હોવાથી ચતુર્થી સમાસ, વાર્તિક પ્રમાણે, લઈ શકાય નહી વધુ માટે જુઓ ભામતી

શ્રી ગોવિન્દાનંદ આ સમાસ ચર્ચા જુદી રીતે કરે છે જિજ્ઞાસાનો મુખ્ય અર્થ (જાણવાની) ઇચ્છા અને બ્રહ્મ એ ઇચ્છાનુ કર્મ અને ફળ બન્ને છે શેની ઇચ્છા ? બ્રહ્મકર્મ અને અને ઇચ્છાનુ ફળ શુ ? તેમાં બ્રહ્મ ફલ બને ઇચ્છાને પહેલાં કર્મની અપેક્ષા રહેતી હોવાથી અહી બ્રહ્મ કર્મ બનતાં ષષ્ઠી સમાસ બને વળી, ઇચ્છાનાં કર્મ અને ફળ એક જ હોવાથી કર્મના નિર્દેશમાં ફલ પણ આવી જાય છે. છતાં કોઇ ટીકાકાર માત્ર ફળને પ્રધાન માનીને અહી ચતુર્થી સમાસ લેતા હોય તો ભલે લે-ब्रह्मणे जिज्ञासा ब्रह्मजिज्ञासा પરંતુ ઇચ્છાને કર્મ પ્રથમ અપેક્ષિત હોવાથી અહા કર્મને પ્રધાન ગણીને ષઠી સમાસ લેવો યોગ્ય છે અહી કર્મ દર્શાવવા દ્વિતીયા સમાસ નહી, કારણ કે जिज्ञासा શબ્દ કૃદન્ત હોવાથી, નિયમ પ્રમાણે ષષ્ઠી સમાસ થાય આની સવિસ્તર ચર્ચા આગળ ભાષ્યમાં કરેલી છે

આનંદગિરિ પણ અહી પૂર્વાચાર્યના મતનુ ખંડન અભિપ્રેત માને છે "तथात ,पदे व्याख्याय ब्रह्मजिज्ञासापदस्य वृत्तिकार-अभीष्ट-चतुर्थीसमासनिरासेन षष्ठीसमासम् आह-ब्रह्मण इति।" (ન્યાયનિર્ણય)

એ ધ્યાનમાં રાખવુ કે ભાષ્યકારે અહી ब्रह्मणे जिज्ञासा એમ ચતુર્થી સમાસ લેવો કે ब्रह्मण जिज्ञासा એમ ષઠી સમાસ લેવો તેના વિષે કોઇ ચર્ચા કરી નથી તેમણે તો કહ્યુ *ब्रह्मण जिज्ञासा ब्रह्म* जिज्ञासा પરંતુ ટીકાકારો આ વાક્યમાં પૂર્વાચાર્યના મતનુ ખંડન અભિપ્રેત માનેછે ટૂંકમાં સૂત્રના ब्रह्मजिज्ञासा પદને શંકરાચાર્ય ષષ્ઠી સમાસ માને છે

**ब्रह्म च वक्ष्यमाणलक्षणम्** . પષ્ઠીસમાસને નિશ્ચય કર્યા પછી ભાષ્યકાર સમાસના પ્રથમ પદ **ब्रह्म** નો અર્થ સ્પષ્ટ કરે છે **वक्ष्यमाण-वच्** " કહેવુ " નુ ભવિષ્યકાલિક વર્તમાન કૃદન્ત – ભવિષ્યમાં ( બીજા સૂત્રમાં ) કહેવામાં આવનાર લક્ષણવાળુ બ્રહ્મ '**जन्म-आदि-अस्य यतः**' **यत** જે બ્રહ્મમાંથી **अस्य** આ જગતમાં જન્મ (ઉત્પત્તિ), સ્થિતિ અને પ્રલય થાય છે તે આમ બ્રહ્મને જગતની ઉત્પત્તિ વગેરેના કારણભૂત તત્ત્વના અર્થમાં સમજવાનુ છે બ્રહ્મનાં બે પ્રકારનાં લક્ષણો છે (૧) સ્વરૂપ લક્ષણ અને (૨) તટસ્થ લક્ષણ એમાંથી, બ્રહ્મનુ તટસ્થ લક્ષણ બીજા સૂત્રમાં કહેલુ છે આ લક્ષણોની સવિસ્તર ચર્ચા આગળ કરવામા આવશે **वक्ष्यमाण लक्षण यस्य तत्-ब्रह्म** ભવિષ્યમાં કહેવામાં આવનાર છે લક્ષણ જેનુ છે તે બ્રહ્મ

શંકરાચાર્ય કહે છે કે બ્રહ્મ શબ્દના બ્રાહ્મણજાતિ વગેરે અર્થોની અહીં શંકા કરવી નહીં અમરકોષમાં બ્રહ્મ શબ્દના અનેક અર્થો આપેલા છે **वेद तत्त्व तपो ब्रह्म विप्रः प्रजापतिः** । (અમરકોષ) બ્રહ્મહત્યામા *ब्रह्म* શબ્દ જાતિના અર્થમાં અને *ब्रह्म-उज्झम्*-(વેદ ત્યાગ) મા *ब्रह्म* શબ્દ વેદના અર્થમાં છે. પણ સૂત્રના બ્રહ્મ શબ્દના આવા અર્થો કરવા નહીં સૂત્રગત બ્રહ્મ શબ્દનો અર્થ " જગતની ઉત્પત્તિ વ ના કારણરૂપ બનતુ તત્ત્વ " એવો કરવો આ અર્થને અનુલક્ષીને બાદરાયણ બ્રહ્મનુ લક્ષણ બીજા સૂત્રમાં આપે છે **जन्माद्यस्य यत** ।

**ब्रह्मण इति कर्मणि षष्ठी** બ્રહ્મજિજ્ઞાસા પદમા ષષ્ઠી સમાસ છે તે સ્વીકાર્યુ પણ તે કર્મણિ ષષ્ઠી કે શેષે ષષ્ઠી ? આ પ્રશ્નની ચર્ચા ભાષ્યકાર હવે શરૂ કરે છે કર્મણિ ષષ્ઠી લેવા માટે બે હેતુઓ શંકરાચાર્યે વિભક્તિથી દર્શાવ્યા **जिज्ञास्य-अपेक्षत्वात्** અને **जिज्ञास्य-अन्तर-अनिर्देशात् च** જિજ્ઞાસા શબ્દ જ એવો છે કે તેને શેની જિજ્ઞાસા એ રીતે વિષયની ( જિજ્ઞાસ્ય-જિજ્ઞાસાનો વિષય ) અપેક્ષા રહે છે તે કારણે, અને સૂત્રમાં બીજુ કોઇ પદ નિર્દિષ્ટ કરેલ નથી કે જેને જિજ્ઞાસાના કર્મ-વિષય ( જિજ્ઞાસ્ય ) તરીકે લઇ શકાય તે કારણે અહીં કર્મણિ ષષ્ઠી જ ગણવી જોઈએ

**न शेषे (षष्ठी)**— '**षष्ठी शेषे**" પાણિનિ સૂત્ર ૨।૩।૫૦ કર્મકારક, કરણકારક વગેરેથી ભિન્ન અને રામ વગેરે **प्रातिपदिक** અર્થથી પણ

અલગ જે સ્વસ્વામિ સંબંધ વગેરે છે તેને શેષ (બાકી રહેલ) કહે છે. ટૂંકમાં, પ્રાતિપદિક અર્થનો સંબંધ ધરાવતી પ્રથમા વિભક્તિ અને કર્મ-કારક (અને કરણ: સંપ્રદાન, અપાદાન અને અધિકરણ કારકો) થી ભિન્ન જે બાકીના સંબંધી છે તે ષષ્ઠી વિભક્તિથી દર્શાવાય છે, ષષ્ઠી વિ. માં ક્રિયાનો સંબંધ ન હોવાથી તે કારક ગણાતી નથી. શ્રી આનંદગિરિ લખે છે: "**कर्मादिभ्योऽन्यः प्रातिपदिक-अर्थ-अतिरिक्तः स्वस्वामि-संबन्धादिः शेषः तत्र न एषा षष्ठी, किं तु कर्मणि एव, जिज्ञासायाः जिज्ञास्य-अपेक्षत्वात्।**" (ન્યાયનિર્ણય) **राजपुरुषः** સમાસમાં **राजन्** અને **पुरुष** બે નામો વચ્ચે સ્વસ્વામિ સંબંધ હોવાથી શેષે ષષ્ઠી છે. અહીં **पुरुष** શબ્દને, **जिज्ञासा** શબ્દની જેમ કર્મની અપેક્ષા હોતી નથી. જ્યાં ષષ્ઠી સમાસના બીજા પદને કર્મની અપેક્ષા હોય ત્યાં તો પાણિનિ-સૂત્ર **कर्तृ-कर्मणोः कृति** પ્રમાણે માત્ર કર્મણિ ષષ્ઠી જ લઈ શકાય.

**कर्मणि षष्ठी**...કર્મમાં–કર્મના અર્થમાં છઠ્ઠી વિભક્તિ. આ સમજવા માટે **कर्तृकर्मणोः कृति** સૂત્ર સમજવું જરૂરી બનશે.

**कर्तृकर्मणोः कृति** પા. સૂ. ૨।૩।૬૫ **कृत्-कृति** કૃત્–અન્ત (કૃદન્ત) પદોના યોગમાં જ્યાં કર્તૃવાચક કે કર્મવાચક પદ હોય તો તે કર્તૃવાચક કે કર્મવાચક (**कर्तृकर्मणोः**) પદની ષષ્ઠી વિભક્તિ કરવી. એ રીતે લેવામાં આવતી ષષ્ઠી વિભક્તિ જો કર્તૃવાચક પદની હોય તો કર્તાના અર્થમાં ષષ્ઠી **कर्तरि** ષષ્ઠી કહેવાય. જો કર્મવાચક પદની ષષ્ઠી વિભક્તિ કરેલી હોય તો તે કર્મના અર્થમાં–કર્મમાં ષષ્ઠી કે **कर्मणि षष्ठी** કહેવાય.

ઉપરના નિયમનાં ઉદાહરણો આપવામાં આવે છે. **कृष्णस्य कृतिः** કૃષ્ણની કૃતિ–રચના–કાર્ય. અમુક કૃતિ–કાર્ય કે રચનાનો કર્તા કૃષ્ણ છે. તેથી અહીં **कृष्ण** પદ કર્તૃવાચક છે. **कृति** શબ્દ **कृ**–કરવું ધાતુમાંથી (**स्त्रियां क्तिन्** પા. સૂ. ૩।૩।૯૪) **ति** પ્રત્યય લગાડીને બનાવેલું કૃદન્ત છે. ધાતુમાં જે પ્રત્યય જોડીને નામ (**कृति**), વિશેષણ (**कर्तृ**), અને અવ્યય (**कृ-त्वा**) બનાવાય છે, તે **ति**, **तृ**, **त्वा** વગેરેને **कृत्** પ્રત્યય કહેવાય છે. આ પ્રકારના પ્રત્યયો જોડવાથી જે શબ્દ બને તેને કૃદન્ત (કૃત્ પ્રત્યય જેના અન્તમાં છે તે) કહેવાય. કૃતિમાં **ति** કૃત્ પ્રત્યય હોવાથી કૃતિ શબ્દ કૃદન્ત કહેવાય. **कर्तृकर्मणोः कृति**–માં **कृत्** નું સપ્તમી એ. વ. છે અને ઉદા. માં **कृतिः** **कृति** શબ્દનું પ્રથમા એ. વ. છે. આ ભેદ ધ્યાનમાં રાખવો.

**कर्तृ कर्मणो कृति** એ પાણિનિસૂત્ર અને **जिज्ञासा** શબ્દની રચના યથાર્થ સમજવા આપણે વિસ્તાર કર્યો, જેની મદદથી ભાષ્યપંક્તિનો અર્થ સુસ્પષ્ટ થશે

શ્રી વાચસ્પતિ મિશ્ર લખે છે **ज्ञानम् इति उक्ते विषयान्वेषणा किं विषयम् इति, तस्मात् प्रथमम् अपेक्षितत्वात् कर्मतया एव ब्रह्म संबध्यते, न सबन्धितामात्रेण ।"** –ભામતી આ જ વસ્તુ શ્રી ગોવિન્દાનંદ જુદી રીતે કહે છે "**तत्र सकर्मकक्रियाया कर्मज्ञानं विना ज्ञातुम् अशक्यत्वात् इच्छाया विषयज्ञानजन्यत्वात् च प्रथम-अपेक्षित कर्मैव षष्ठ्या वाच्यम् , न शेष इत्यथ. ।** –રત્નપ્રભા

**ननु शेषषष्ठीपरिग्रहेऽपि** "શેષે ષષ્ઠી" નો આગ્રહી પૂર્વપક્ષી દલીલ કરે છે અહી **ब्रह्मसम्बन्धिनी जिज्ञासा** એવા સબંધના અર્થમાં **ब्रह्मण** ને શેષે ષષ્ઠી માની શકાય અને પછી **जिज्ञासा**-માં 'જાણવુ' એ સકર્મક ક્રિયા હોવાથી એ સામાન્ય સબધ પણ અતે તો કર્મના અર્થમાં પર્યવસાન પામે '**षष्ठी शेषे**' **इति विधानात् षष्ठ्या सबन्धमात्र प्रतीतमपि विशेषकाङ्क्षायाम् सकर्मकक्रियासन्निधानात् कर्मत्वे पर्यवस्यति इत्यर्थ ।"** –રત્નપ્રભા પૂર્વપક્ષીનો આશય એ છે કે અહી શેષે ષષ્ઠી (**ब्रह्मण.** શબ્દની) માની શકાય અને તે રીતે અહી ષષ્ઠી લેતા પણ બ્રહ્મ જિજ્ઞાસાનુ કર્મ બની શકશે તેમા આ રીતે શેષે ષષ્ઠી લેતાં પણ કોઈ વિરોધ ઊભો થશે નહી આને માટે ભાષ્યમા હેતુ આપેલ છે **सामान्यस्य विशेषनिष्ठत्वात्**–સામાન્યની વિશેષ ઉપરની આધારિતતાને લીધે **नि+स्था**–' નિશ્ચિત રીતે સ્થિર થવુ" **निष्ठा–निष्ठ**–તે રીતે સ્થિર થયેલ–આધારિત એટલે કે સામાન્ય હમેશાં વિશેષ ઉપર આધારિત હોય છે જેમ મનુષ્યત્વ એ સામાન્ય પણ વિશેષ મનુષ્યમાં આધારિત હોય છે 'સર્વે મનુષ્યો મરણશીલ છે" એવી સામાન્ય વ્યાપ્તિ વિશેષ મનુષ્ય ઉપર આધારિત હોય છે આ રીતે સામાન્ય સબધ પણ કોઈક વિશેષ ઉપર આધારિત હોય છે એ સબધ તે બ્રહ્મ અને જિજ્ઞાસા વચ્ચેનો કર્મથી થતો સબધ આમ, પહેલાં સામાન્ય સબધ દર્શાવનારી ષષ્ઠી (**ब्रह्मण** શબ્દની) સ્વીકારવી અને પછી સામાન્ય હમેશા વિશેષ ઉપર આધારિત હોવાથી વિશેષને કર્મસબધ માનીને, બ્રહ્મને જિજ્ઞાસાનુ કર્મ ગણી શકાય

અલબત્ત, આનંદગિરિની સ્પષ્ટતા પણ ભૂલવી ન જોઈએ. "**कर्मादिभ्यः अन्यः प्रातिपदिकार्थ-अतिरिक्तः स्वस्वामिसंबन्धादिः शेषः** (ન્યાયનિર્ણય). જો સામાન્ય-વિશેષના સંબંધના હેતુથી અહીં બ્રહ્મ ને કર્મ માની શકીએ તો એ જ હેતુથી કરણ, સંપ્રદાન વગેરે સંબંધ પણ કલ્પી શકાય.

શંકરાચાર્યના આ તર્ક કરતાં રામાનુજાચાર્યનો આ ચર્ચાસંબંધી તર્ક વધારે સુસંગત લાગે છે. બ્ર. સૂ. ૧-૧-૧ ઉપરના (શ્રી) ભાષ્યમાં તેઓ લખે છે. " **यद्यपि संबन्धसामान्यपरिग्रहेऽपि जिज्ञासायाः कर्मापेक्षत्वेन कर्मार्थत्वसिद्धिः, तथापि आक्षेपतः प्राप्तात् आभिधानिकस्य एव ग्राह्यत्वात् कर्मणि षष्ठी गृह्यते ।** જો કે સંબંધ સામાન્યનો સ્વીકાર કરશો તો પણ જિજ્ઞાસા શબ્દને કર્મની અપેક્ષા હોવાથી કર્મના અર્થની સિદ્ધિ તો થશે પણ અનુમાનથી પ્રાપ્ત થયેલા કર્મ કરતાં અભિધાથી મળતું કર્મ જ સ્વીકાર્ય ગણી શકાય. તેથી કર્મણિ ષષ્ઠી. આ તર્કનું તાત્પર્ય એ કે પહેલાં બ્રહ્મસંબંધી જિજ્ઞાસા—એમ સ્વીકારો અને પછી જ્યાં જિજ્ઞાસા કે સકર્મક ધાતુ હોય ત્યાં કર્મ તો હોવું જ જોઈએ – તે નિયમ પ્રમાણે અનુમાનથી બ્રહ્મને જિજ્ઞાસાનું કર્મ માની શકાય. પણ આના કરતાં **कर्मणि षष्ठी** પા. સૂત્રના શબ્દને અનુસરીને જ કેમ ન સ્વીકારી લેવી?

રામાનુજાચાર્યના જેવો જ તર્ક શાંકરભાષ્ય ઉપરની ટીકામાં આનંદગિરિએ બતાવેલો છે: **षष्ठीशेषे इति संबंधमात्रे तद्विधानेऽपि व्यवहारस्य विशेषनिष्ठत्वात्, सकर्मकक्रियायां कर्मणः अन्तरङ्गत्वात् ब्रह्मणा कर्मणा जिज्ञासानिरूपणं सिध्यति इत्यर्थः ।** ( ન્યાયનિર્ણય ).

ટૂંકમાં, શંકરાચાર્ય ઉપર દર્શાવેલા પૂર્વપક્ષનો ઉત્તર આપતાં કહે છે કે પહેલાં તમે **ब्रह्मसंबन्धिनी जिज्ञासा** એ અર્થમાં શેષે ષષ્ઠી લો અને પછી શેષે ષષ્ઠીનો સામાન્ય સંબંધ વિશેષ સંબંધ ઉપર આધાર રાખતો હોવાથી બ્રહ્મને કર્મ માનો. ( પહેલાં ब्रह्मणः ને શેષે ષષ્ઠી માનવી અને પછી સામાન્ય-વિશેષના સંબંધને આધારે બ્રહ્મને કર્મ માનવું) એના કરતાં જિજ્ઞાસા કોઈક કર્મ કે વિષય વિના ન હોય તેથી બ્રહ્મ ને કર્મ ગણીને **कर्तृकर्मणोः कृति** એ સૂત્રાનુસાર સીધી રીતે **कर्मणी षष्ठी** કરીને બ્રહ્મને કર્મ માનવું વધારે સરલ છે.

શેષે ષષ્ઠી લેવી, તેનાથી પ્રગટ થતો સામાન્ય સંબંધ કલ્પેલો અને પછી સામાન્ય-વિશેષના સંબંધને આધારે બ્રહ્મને કર્મ માનવું–આમ વિચારતું નિરર્થક રીતે લંબાણ કરવું યોગ્ય નથી.

**ब्रह्मणः** ને **कर्तृकर्मणोः कृति** પ્રમાણે બ્રહ્મરૂપી કર્મને દર્શાવવા સીધી રીતે જ **कर्मणि षष्ठी** લઇ શકાય છે.

**न व्यर्थः ब्रह्माश्रित-अशेष-विचार-प्रतिज्ञान-अर्थत्वात्...** આ શબ્દોથી શેષે ષષ્ઠીનો આગ્રહ રાખનાર પૂર્વપક્ષી આગળ દલીલ કરે છે. અમારો પ્રયાસ શેષે ષષ્ઠી લેવામાં વ્યર્થ (वि + अर्थ = નિષ્પ્રયોજન) થશે નહીં. કારણ કે બ્રહ્મને આશ્રિત લક્ષણ, પ્રમાણ, યુક્તિ, જ્ઞાન-સાધન, ફલ–એ (**अशेष**) બધાનો વિચાર કરવાની પ્રતિજ્ઞા (નિશ્ચય) કે પ્રતિજ્ઞાન કરવું એ અમારા શેષે ષષ્ઠીના પ્રયાસનું (**अर्थ**) પ્રયોજન છે. દા. ત., **काव्यपिपठिषा**–કાવ્ય વાંચવાની ઇચ્છા. અહીં **काव्यस्य पिपठिषा**–માં **काव्य** શબ્દની શેષે ષષ્ઠી માનીએ તો કાવ્યસંબંધી વાંચવાની ઇચ્છા. એટલે કાવ્યનાં સ્વરૂપ ઉપરાંત, કાવ્ય સાથે સંબંધ ધરાવનાર કાવ્યનું પ્રયોજન, તેનો હેતુ વગેરે વાંચવાની ઇચ્છાનો નિશ્ચય (પ્રતિજ્ઞા) શેષે ષષ્ઠીના અર્થમાં સમાઇ જાય છે. પરંતુ, **काव्यस्य पिपठिषा** માં **काव्यस्य** ને કર્મણિ ષષ્ઠી ગણીએ તો 'કાવ્ય વાંચવાની ઇચ્છા' એમ માત્ર કાવ્યના સ્વરૂપને વાંચવાની ઈચ્છા કે એ સ્વરૂપનો વિચાર કરવાનો નિશ્ચય તેમાં આવશે.

પ્રસ્તુત ચર્ચામાં કર્મણી ષષ્ઠી લઈએ તો બ્રહ્મનું માત્ર સ્વરૂપ જ જિજ્ઞાસા કે વિચારનો વિષય બનશે. શેષે ષષ્ઠી લેવાથી બ્રહ્મસંબંધી બ્રહ્મનાં લક્ષણ, પ્રમાણ વગેરેનો વિચાર પણ તે અર્થમાં આવી જશે આમ, વધારે વ્યાપક અર્થ દર્શાવતી શેષે ષષ્ઠી શા માટે ન લેવી? આવું પૂર્વપક્ષ સૂચવે છે.

સિદ્ધાંતી ઉપરની દલીલનો ઉત્તર આપતાં કહે છે કે **न प्रधानपरिग्रहे...** પ્રધાન એવા કર્મનો સ્વીકાર કરવાથી, તે કર્મની સાથે જે જે અપેક્ષિત હોય તે તે બ્રહ્મનું લક્ષણ, પ્રમાણ વગેરેનો અર્થોનું અનુમાન આપોઆપ થઈ જાય છે–**अर्थ-आक्षिप्तत्वात्** = "automatically implied." **ब्रह्मणः** એ શબ્દ દ્વારા માત્ર કર્મનો સ્વીકાર અને બ્રહ્મસંબંધી અન્ય બાબતોના અર્થનું અનુમાન કરવું–એ વધારે ઉચિત છે. આનાથી ઊલટું,

બ્રહ્મસંબંધી વસ્તુઓ કે જે વસ્તુતઃ ગૌણ છે તેમનો ब्रह्मणः શબ્દ દ્વારા સ્વીકાર કરવો અને કર્મ કે જે અહીં પ્રધાન છે તેના અર્થનું અનુમાન કરવું. આ વિચાર "ન્યાયનિર્ણય"માં સ્પષ્ટ કરેલો છે: "अप्रधानानां मुख्यवृत्त्या शब्दोपादानं प्राधानस्य अर्थाक्षेपः उचितोक्तिसंभवः न इति भावः।"

આમ, અહીં પ્રધાન એવા કર્મનો ब्रह्मणः શબ્દ દ્વારા સ્વીકાર કરવો અને તેમ કરવા માટે ब्रह्मणः ને कर्मणि षष्ठी જ માનવી જોઈએ. અહીં ब्रह्म પ્રધાન છે. कर्तुः ईप्सिततमं कर्म પા. સૂ. ૧-૪-૪૯ પ્રમાણે કર્તાને જે સૌથી વધુ ઇષ્ટ હોય તે કર્મ. અહીં, કર્તા કે જિજ્ઞાસુને જ્ઞાન દ્વારા બ્રહ્મને પ્રાપ્ત કરવું સૌથી વધુ ઇષ્ટ છે. તેથી બ્રહ્મ ઇષ્ટતમ હોવાથી કર્મ બને છે. કર્મ હમેશાં પ્રધાન હોય, તેના સંબંધી અન્ય વસ્તુઓ ભલે ઇષ્ટ (ઇચ્છાયેલ) હોય, પરંતુ ઇષ્ટતમ ન હોવાથી ગૌણ ગણાય. તેથી ब्रह्मणः શબ્દ માત્ર કર્મ તરીકે બ્રહ્મનું કથન કરે છે અને પછી જે જે અંગભૂત વસ્તુઓ વિના બ્રહ્મનો વિચાર કે જિજ્ઞાસા ન જ થઈ શકે તેવી જિજ્ઞાસિત (જિજ્ઞાસાનો અનુમાનથી વિષય બનતી વસ્તુ = જિજ્ઞાસિત) અંગોના અર્થનું અનુમાન થઈ શકે છે.

**न पृथक् सूत्रयितव्यानि** — અંગભૂત વસ્તુઓને સૂત્રના ब्रह्म શબ્દના સીધા અર્થમાં સમાવવાની જરૂર નથી. બ્રહ્મનો વિચાર શરૂ કરશો એટલે બ્રહ્મસંબંધી લક્ષણ વગેરેનો વિચાર તો આપોઆપ થઈ જવાનો.

આ વિચારને સ્પષ્ટ કરવા શંકરાચાર્ય એક લૌકિક ઉદાહરણ આપે છે. "રાજા જાય છે." આ વાક્યમાં આવેલો **राजा** શબ્દ તો માત્ર શાસન કરતી એક વ્યક્તિના અર્થને જ બતાવે છે, પણ વિચાર કરતાં એમ લાગે છે કે રાજા કદી એકલો જતો નથી. હમેશાં તેનાં પરિજનો સાથે હોય છે જ. જ્યાં રાજા જતો હોય ત્યાં પરિજનો પણ સાથે ચાલતા હોય. એ વિચારને આધારે રાજાની સાથે જતા પરિજનોનું કથન "રાજા જાય છે" એ વાક્યના શબ્દો દ્વારા નહીં, પરંતુ એ પરિજનોના માત્ર અર્થનું અનુમાન કરી શકાય છે. આ પ્રમાણે જ બ્રહ્મ અને બ્રહ્મસંબંધી લક્ષણ વગેરે વિષે વિચારી શકાય.

સંક્ષેપમાં કહીએ તો કર્મ તરીકે બ્રહ્મ પ્રધાન હોવાથી, કર્મ તરીકે બ્રહ્મના અર્થને ब्रह्मणः શબ્દ દ્વારા સીધી રીતે સ્વીકારવામાં **कर्मणि षष्ठी** જ લેવી.

श्रुति-अनुगमात् च-(પા ન ૧૦) પ્રધાન-ગૌણના હેતુથી કર્મણિ ષષ્ઠી સ્વીકાર્ય બતાવીને, તે સાધ્ય માટે બીજો હેતુ રજૂ કરે છે. કર્મણિ ષષ્ઠી સ્વીકારતા શ્રુતિનુ અનુસરણ થતુ હોવાથી બ્રહ્મની જિજ્ઞાસા કરવાની વાત એક શ્રુતિમા કહેલી છે "यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति यत् प्रयन्ति अभिसंविशन्ति, तद् विजिज्ञासस्व । तद् ब्रह्म ।" (તૈતરીય ઉપનિષદ ૩|૧) "જે બ્રહ્મ માંથી આ પ્રાણીઓ જન્મે છે, જે બ્રહ્મને લીધે જન્મેલાં જીવે છે અને જેના તરફ (અંતે) જાય છે, જેમા પ્રવેશે છે, તે બ્રહ્મને જાણવાની તુ ઇચ્છા કર તે બ્રહ્મ છે" આ શ્રુતિના तद् विजिज्ञासस्व શબ્દોમાં "तद्-તેને" (બ્રહ્મ) જાણવાની ઇચ્છારૂપી ક્રિયાનુ કર્મ સીધુ જ બીજી વિભક્તિથી બતાવેલુ છે શ્રુતિ તો ब्रह्मने प्रत्यक्षम् = સીધી રીતે જ કર્મ તરીકે બનાવે છે

હવે જો આપણે कर्मणि षष्ठी સ્વીકારીએ તો જ શ્રુતિની સાથે સૂત્રનો મેળ બેસશે શેષે ષષ્ઠી લેશો તો બ્રહ્મ જિજ્ઞાસાનુ પ્રત્યક્ષ-સીધી રીતે કર્મ બનશે નહી પરિણામે શ્રુતિમાં બ્રહ્મ પ્રત્યક્ષ કર્મ અને સૂત્રમા પરોક્ષ કર્મ એમ શ્રુતિ અને સૂત્ર વચ્ચે વિસંવાદિતા ઊભી થશે શ્રુતિ-સૂત્રનો એક અર્થ બને એ લાભ માટે પણ કર્મણિ ષષ્ઠી સ્વીકારવી ઉચિત છે જુઓ श्रुतिसूत्रयोः एकार्थत्वलाभात् च इत्यर्थः ।-રત્નપ્રભા श्रौते त्वपि कर्मत्वे ब्रह्मण सौत्रं शेषत्वम् एव किं न स्यात् तत्राह-तच्चेति । न हि श्रुतिसूत्रयो मूलमूलिनो विप्रतिपत्ति युक्ता इति भाव ।-(ન્યાયનિર્ણય)

तच्च—જિજ્ઞાસાના પ્રત્યક્ષ પ્રત્યક્ષ કર્મ તરીકે રહેલા બ્રહ્મની તે શ્રુતિમા જે સ્થિતિ કહી છે તે સ્થિતિનુ સૂત્ર દ્વારા અનુસરણ તો જ થાય જો કર્મણિ ષષ્ઠી સ્વીકારવામાં આવે

કર્મણિ ષષ્ઠી અને શેષે ષષ્ઠીના સ્વીકાર અસ્વીકાર વિષે ભાષ્યના તર્કોનુ તારતમ્ય —

(૧) જિજ્ઞાસા શબ્દ જ એવો છે કે જેને કર્મની અપેક્ષા રહે જ બ્રહ્મરૂપી કર્મને कर्तृकर्मणो कृति પા સૂ. દ્વારા સીધુ જ કર્મણિ ષષ્ઠીમાં સ્વીકારી શકાય

(૨) સૂત્રમાં જિજ્ઞાસાનું કર્મ બની શકે તેવાં, બ્રહ્મ સિવાય બીજા કોઇ પદનો નિર્દેશ કરેલો નથી. જો તેમ હોત તો કદાચ તે બીજા પદને જિજ્ઞાસાના કર્મ તરીકે લઈને બ્રહ્મની શેષે ષષ્ઠી પણ માની શકાત.

(૩) શેષે ષષ્ઠી લઈને, સામાન્ય સંબંધ કલ્પીને, સામાન્ય સંબંધ વિશેષ ઉપર આધારિત હોવાથી બ્રહ્મને આડકતરી રીતે કર્મ બનાવી શકાય. તેના કરતાં કર્મણિ ષષ્ઠી સ્વીકારીને સીધી રીતે કર્મ માનવું વધારે ઉચિત છે.

(૪) બ્રહ્મ કર્મ હોવાથી પ્રધાન બને છે. પ્રધાન એવા બ્રહ્મનું **ब्रह्मणः** શબ્દ દ્વારા કથન થતાં બ્રહ્મની સાથે સંકળાયેલી અન્ય વસ્તુઓના અર્થનું આપોઆપ સૂચન થઇ જશે. કર્મરૂપે પ્રધાન એવા બ્રહ્મને શબ્દ દ્વારા કહેવા માટે કર્મણિ ષષ્ઠી જ સ્વીકારવી પડે.

(૫) **तद् विजिज्ञासस्व** એ શ્રુતિ સાથે **अथातो ब्रह्मजिज्ञासा** સૂત્રની સંગતિ જાળવવા માટે કર્મણિ ષષ્ઠીને ગ્રહણ કરવી જોઇએ.

(પાનું નં. ૧૦) : **ज्ञातुम् इच्छा**...હવે સૂત્રના **ब्रह्मजिज्ञासा** ના બીજા પદની ચર્ચા કરે છે. **ब्रह्मजिज्ञासा** ઉપરના ભાષ્યના ત્રણ વિભાગ થયા. (૧) બ્રહ્મ શબ્દના અર્થની સમજૂતી (૨) **ब्रह्मजिज्ञासा** સમાસનો વિગ્રહ અને **ब्रह्मणः** ની કર્મણિષષ્ઠીના સ્વીકારની ચર્ચા (૩) **जिज्ञासा** શબ્દની સમજૂતી.

**जिज्ञासा** શબ્દ **ज्ञा** ધાતુમાંથી ઇચ્છાદર્શક **सन्** પ્રત્યય લગાડીને બનાવાય છે તે આપણે વિગતવાર આગળ જોયું. **सन्** પ્રત્યય ઇચ્છાનો વાચક છે. કોઇક ક્રિયા સાથે જોડાઇને તે ક્રિયા કરવાની ઇચ્છા **सन्** પ્રત્યય બતાવે છે. "જાણવાની ઇચ્છા" અહીં કહેલી ઇચ્છાનું કર્મ જ્ઞાન છે. જેમ કે શેની ઇચ્છા? જ્ઞાનની. પરંતુ સામાન્ય જ્ઞાન અહીં ઇચ્છાનું કર્મ બનતું નથી. પણ **अवगतिपर्यन्तम् ज्ञानम्–अवगतिः पर्यन्तः यस्य तत्**–અવગતિ જેનું પરિણામ છે તેવું **ज्ञान अवगतिः इति साक्षात् अनुभवः उच्यते** ।–(પંચપાદિકા) The knowledge which culminates in realisation. એટલે સાક્ષાત્કાર જેનું અંતિમ પરિણામ છે તેવું જ્ઞાન અહીં ઇચ્છાનું કર્મ બને છે.

અહીં શંકા એ થાય કે વસ્તુતઃ જોતા જાણવાની ઇચ્છાનું કર્મ જ્ઞાન અને તેવી ઇચ્છાનું ફળ બ્રહ્મસાક્ષાત્કાર. જ્યારે ઉપરની ચર્ચામાં તો

ફલ સુધીનું જ્ઞાન એમ કહીને કર્મની સાથે ઈચ્છાનું ફલ પણ સમાવી લીધું. દા. ત. જવાની ક્રિયાનું કર્મ કોઈક ગામ અને તે ગામે પહોંચવું એ તે ક્રિયાનું ફલ બને છે. આમ સામાન્યતઃ ક્રિયાનાં કર્મ અને ફલ ભિન્ન હોય છે, તો અહીં अवगति કે જે ઇચ્છાનું ફલ છે તેને શા માટે ઈચ્છાના કર્મમા સમાવી લેવામાં આવે છે?

શંકરાચાર્ય આવી શંકાના ઉત્તરમાં હેતુ બતાવે છે : **फलविषयत्वात् इच्छायाः** ઇચ્છા ફલના વિષયવાળી હોય છે એટલે ઇચ્છાનું ફલ (અવગતિ–સાક્ષાત્કાર) એ જ ઇચ્છાનો વિષય–કર્મ (અહીં જ્ઞાન) બને છે ઇચ્છાની એક વિશિષ્ટતા છે કે જેમાં કર્મ અને ફલ એક હોય છે. **स्वर्गस्य इच्छा.** અહીં ઇચ્છાનું કર્મ અને ફળ બન્ને સ્વર્ગ જ છે.

કદાચ કોઈને એવી શંકા થાય કે **अवगति** શબ્દ પણ જ્ઞાનવાચક છે અહીં તમે **अवगति** (સાક્ષાત્કાર) અને જ્ઞાનને કેવી રીતે જુદાં પાડો છો.' આથી ભાષ્યકાર કહે છે કે **ज्ञानेन हि** જ્ઞાનરૂપી પ્રમાણ દ્વારા બ્રહ્મની અવગતિ (સાક્ષાત્કાર) કરવી જિજ્ઞાસુને ઇષ્ટ છે. અહીં પ્રમાણ શબ્દ પ્રત્યક્ષ, અનુમાન વગેરે પ્રમાણના અર્થમાં નથી, પણ સાધનના અર્થમાં છે. એટલે ઉપનિષદો વગેરેમાંથી મળતું જ્ઞાન સાધન બને છે અને તે પ્રમાણથી–સાધનથી સાક્ષાત્કાર (અવગતિ)રૂપ ફલ સિદ્ધ થાય છે. આમ, ઔપનિષદિક જ્ઞાન હેતુ અને બ્રહ્માનુભવ (સાક્ષાત્કાર–અવગતિ) ફલ બને છે. વાંચો : " **ज्ञान-अवगत्योः पर्यायात् कथं भेदकता इति आशङ्क्य हेतुफलभावेन इत्याह–ज्ञानेन इति ।** (ન્યાયનિર્ણય).

*શ્રી. આર. આર. દેશપાંડે આ સંદર્ભમાં નોંધે છે :* **ज्ञान or intellectual understanding on the persual of the Upanishadic passages is the means and ज्ञान-अवगति or साक्षात्कार is the fruit There need be thus no confusion between ज्ञान the प्रमाण or means and ज्ञान the culmination of all endeavours of aspirant.**

" **ज्ञानं वृत्तिः, अवगतिः तत्फलम् ।** "—રત્નપ્રભા.

અહીં **अवगति** (સાક્ષાત્કાર) અને **अवगन्तुम्** (સાક્ષાત્કાર કરવા માટે) બન્ને શબ્દો એક જ ધાતુ अव + गम् ("જાણવું"–અહીં"

" સાક્ષાત્કાર કરવો ")–માથી નિષ્પન્ન થયેલા છે, એ ધ્યાનમાં લેવાથી પણ ઉપરનો ભેદ સ્પષ્ટ થશે.

બ્રહ્માનુભવ કે સાક્ષાત્કાર શા માટે? પુરુષની એ ઇચ્છા–ઝંખના (અર્થ) બને છે એવી ઇચ્છા શા માટે? સમગ્ર સંસારના બીજરૂપ અવિદ્યારૂપી અનર્થનો તે પુરૂષાર્થથી निबर्हण વિનાશ કરી શકાય છે.

સૂત્રના अथ, अतः વગેરે અવયવોના અર્થો કહીને સૂત્રવાક્યનો અર્થ ઉપરના વાક્યથી બતાવેલો છે. अवयवार्थमुक्त्वा सूत्रवाक्यार्थम् आह । એટલે ઉપરનું વાક્ય અમુક પરિચ્છેદનો અર્થ નહીં પણ સૂત્રના વાક્યનો અર્થ બતાવે છે તે ધ્યાનમાં રાખવું. तस्मात् એટલે (अतः) યજ્ઞાદિ કર્મોનાં ફળો અનિત્ય હોવાથી, પૂર્વોક્ત સાધન સંપત્તિથી અધિકારી બનેલા મુમુક્ષુએ, બ્રહ્મ વિષે (विजिज्ञासितव्यम्) વિચાર કરવો જોઇએ (ब्रह्मजिज्ञासा). " ज्ञातुकामेन ब्रह्म विचारयितव्यम् । इदं शास्त्रम् श्रोतव्यम् इत्यर्थः ।–(ન્યાયનિર્ણય).

એ ધ્યાનમાં રાખવું કે પહેલા ભાષ્યમાં ब्रह्मजिज्ञासा=" બ્રહ્મને જાણવાની ઇચ્છા ", એમ જિજ્ઞાસાનો અર્થ કરેલો છે પણ विजिज्ञासितव्यम्–નો લક્ષ્યાર્થ અહીં " વિચાર " કરવો જોઇએ આમ તો सन् ઇચ્છાદર્શક પ્રત્યયથી વાચ્યાર્થ તો " જાણવાની ઇચ્છા "માં હોવાથી, सन् પ્રત્યયનો લક્ષ્યાર્થ 'વિચાર' ભાષ્યકાર સૂચવે છે. વાંચો : अत्र सनप्रत्ययस्य विचारलक्षकत्वं तव्यप्रत्ययेन सूचयति । अथातः शब्दाभ्याम् अधिकारिणः साधितत्वात् तेन ब्रह्मज्ञानाय विचारः कर्तव्यः इत्यर्थः । "–(રત્નપ્રભા).

અહીં આ જ સૂત્રના પૂર્વભાષ્ય અને ઉત્તર વચ્ચે વિરોધ ઊભો થતો લાગે છે. अथ શબ્દના અર્થની ચર્ચામા ભાષ્યકારે કહ્યું કે જિજ્ઞાસા –જાણવાની ઇચ્છાનો આરંભ ન થઇ શકતો હોવાથી, અહીં अथ શબ્દનો આરંભ લઇ શકાય નહિ. ત્યાં जिज्ञासा ઇચ્છાના અર્થમાં અને અહીં जिज्ञासितव्यम्–માં जिज्ञासा 'વિચાર'ના અર્થમાં છે. ભાષ્યની શરૂઆતમાં जिज्ञासा 'વિચાર'ના અર્થમા લેવામાં આવે તો વિચારનો આરંભ કરી શકાતો હોવાથી, अथ શબ્દનો અર્થ 'આરંભ' પણ લઇ શકાત.

આનું સમાધાન એ રીતે આપવામા આવે છે કે સંદેહવાળી વસ્તુનો નિર્ણય કરવા માટે પ્રથમ જિજ્ઞાસા કરવામાં આવે છે, અને નિર્ણય તો

હંમેશાં વિચાર દ્વારા જ કરી શકાય. આમ 'વિચાર કરવો જોઇએ' એ **जिज्ञासा** શબ્દનો સીધો અર્થ નહીં, પણ જિજ્ઞાસા શબ્દના વ્યાપક અર્થને વિચારતાં અર્થ દ્વારા મળે છે આમ તો સાધનચતુષ્ટય પછી બ્રહ્મ જ્ઞાનની ઇચ્છા એ જ થવી યોગ્ય છે એવો આ શ્રુતિનો અર્થ છે. તેથી, પહેલાં કહેલા અર્થ સાથે વિરોધ આવતો નથી.

(પાનું ન. ૧૦) : **तत् पुनर् ब्रह्म...** . સૂત્રનાં બધાં પદોની ચર્ચા પૂરી થયા પછી અહીં બ્રહ્મજિજ્ઞાસા જ ન ઉદ્‌ભવે તેથી શંગાપત્તિ પૂર્વપક્ષી રજૂ કરે છે જો બ્રહ્મ સૌને પ્રસિદ્ધ હોય તો જાણેલી વસ્તુને જાણવાની કોઇ ઇચ્છા ન કરે જો બ્રહ્મ કોઇને પણ પ્રસિદ્ધ-જ્ઞાત કે જાણમાં ન હોય તો પણ બ્રહ્મની જિજ્ઞાસા સંભવશે નહીં. કારણ કે- જાણમાં જ ન હોય તેની વસ્તુ જિજ્ઞાસાના ઉદ્દેશથી વિચાર કરવો શક્ય નથી. વાંચો : " **अविज्ञातं केनापि तर्हि तद्उद्देशेन विचारः कर्तुम् न शक्यते।...तथा च बुद्धौ बनारूढस्य विचारात्मक-शास्त्रेण वेदान्तैश्च प्रतिपादन-अयोगात्** । (રત્નપ્રભા)

આ શંગાપત્તિ-તર્કની સામે શંકરાચાર્ય બ્રહ્મને ત્રણ રીતે પ્રસિદ્ધ ગણાવે છે (૧) ભાષ્યનો **अस्ति** શબ્દ પ્રસિદ્ધિસૂચક છે. બ્રહ્મ નિત્ય હોવાથી વિનાશનાં દુઃખથી રહિત છે, શુદ્ધ છે તેથી કર્તૃત્વ વગેરેના રાગથી અલિપ્ત છે, બુદ્ધ હોવાથી આનંદ કે પ્રકાશમાં પરાધીનતા નથી, મુક્ત હોવાથી જન્માદિનાં દુઃખો તેને હોતાં નથી. આત્મા તો સદા મુક્ત જ હોય છે. અવિદ્યાને લીધે તે મુક્ત ન હોય તેવો ભાસે છે. આમ નિત્ય, શુદ્ધ વગેરે વિશેષણોથી બ્રહ્મનું નિરુપાધિક સ્વરૂપ અને સર્વજ્ઞ વગેરે વિશેષણથી બ્રહ્મનું સોપાધિક સ્વરૂપ ઉપનિષદ્ વાક્યોમાં પ્રસિદ્ધ છે. બ્રહ્મનું આવુ સ્વરૂપ **सदेव सौम्य इदमग्र आसीत्** (છાન્દોગ્ય ઉપનિ ૬-૨-૧) થી શરુ કરીને **तत् त्वम् असि** (છાંદોગ્ય-૬-૮-૭) સુધીનાં ઉપનિષદ વાક્યોનો વિચાર કરતાં જાણવા મળે છે. આમ, ઉપનિષદ્ વગેરેમાં બ્રહ્મ પ્રસિદ્ધ જ છે.

(૨) વળી, બ્રહ્મ શબ્દની વ્યુત્પત્તિ કરાતાં, તે શબ્દના નિત્ય વગેરે અર્થો જાણવા મળે છે **बृह्**-ધાતુના અર્થને અનુસરવાથી નિત્યાદિ અર્થો ફલિત થાય છે. "**बृहि वृद्धौ**।" **बृह्**-"वृद्धि થવી" એટલે કોઇ અવધિ (મર્યાદા) વગર " મહત્વ પ્રાપ્ત થવું. આવુ નિરવધિક મહત્ત્વ, અન્તવાળા કે

सर्वज्ञत्वादि ગુણ વગરનાં બ્રહ્મમાં સંભવે નહી. કારણ કે જગતમાં પણ ગુણહીન અને દોષયુક્તને અલ્પ તરીકે ઓળખવામાં આવે છે વાંચો : **लोके गुणहीनदोषवतोः अल्पत्वप्रसिद्धे । अतो बृहणात् ब्रह्म इति व्युत्पत्त्या देशकालवस्तुत. परिच्छेद–अभावरूपं नित्यत्वं प्रतीयते** (રત્નપ્રભા) આમ, બ્રહ્મ શબ્દની વ્યુત્પત્તિ વિષે, વિચારતાં પણ તેમાંથી નિત્યત્વ વગેરે અર્થો જાણવા મળે છે વ્યુત્પત્તિથી વિચારતાં પણ નિત્યત્વાદિ ગુણવાળુ બ્રહ્મ પ્રસિદ્ધ છે

૩ વળી, સૌને પોતાના આત્માનું અસ્તિત્વ જણાય છે. **अस्मत्–प्रत्ययगोचर**–હું–અમે વગેરેનાં જ્ઞાનથી જણાતા મળે તે વિષયી–આત્મા છે તે આત્મા "હુ + છુ" એ રીતે સૌને જાણીતો છે "**अयम् आत्मा ब्रह्म** । (બૃહદારણ્યક ઉપનિ. ૨–૫–૧૯) વાકયથી આત્મા અને બ્રહ્મ વચ્ચે અભેદ સિદ્ધ થયેલો છે. તેથી, સૌને 'હુ છુ' એ રીતે જાણીતો આત્મા એ જ બ્રહ્મ છે આ રીતે બ્રહ્મ પ્રસિદ્ધ છે, સર્વ જાણીતુ છે

આમ ઉપનિષદ વાકયોનો તેમ જ બ્રહ્મ શબ્દની વ્યુત્પત્તિનો વિચાર કરતા જણાતુ નિત્યત્વાદિ ગુણોવાળુ બ્રહ્મ જગતમા સૌના આત્મા તરીકે રહેલુ હોવાથી સર્વને પ્રસિદ્ધ છે

પૂર્વપક્ષી શંકાપત્તિ તર્કને આધારે કહે છે–**यदि तर्हि** . જો ઉપનિષદ્ વગેરે દ્વારા જાણવા મળતુ, નિત્યત્વાદિ ગુણોવાળું બ્રહ્મ આત્મા તરીકે સૌને જાણીતુ (પ્રસિદ્ધ) હોય તો ફરી વાર (પરિચ્છેદના પ્રારંભે તો એક વાર કહ્યુ જ છે તેથી पुन.) **अजिज्ञास्यत्व** એટલે બ્રહ્મ જાણવાની ઇચ્છાનો વિષય ન બની શકે તેવી સ્થિતિ ( **आपन्नम्** ) પ્રાપ્ત થઈ

**न, तद्विशेषं प्रति** સિદ્ધાંતી કહે છે કે બ્રહ્મ પ્રસિદ્ધ છે છતાં તેની જિજ્ઞાસા કરવી આવશ્યક છે કારણ કે તેના વિશેષ સ્વરૂપ વિષે અનેક મતો પ્રચલિત છે દા ત **इदम् रजतम्**–એમ શુક્તિને જોઇને બોલવાથી વસ્તુત તો ત્યાં શુક્તિની જ પ્રસિદ્ધિ થાય છે કેમ કે ખરેખર તો ત્યાં શુક્તિનુ જ અસ્તિત્વ છે. હુ છુ' એવી સમજમાં પણ ચૈતન્યના સામાન્ય અસ્તિત્વ દ્વારા ખરેખર તો બ્રહ્મની જ પ્રસિદ્ધિ થાય છે પણ સૌને 'હુ' કે આત્મા તરીકે થતી પ્રસિદ્ધિ પૂર્ણાનંદબ્રહ્મ સ્વરૂપની હોતી નથી જો એવી પ્રસિદ્ધિ સૌને હોત તો બ્રહ્મનાં સ્વરૂપ વિષે વાદવિવાદનો પ્રસંગ જ ઊભો ન થાત જેમ શુક્તિનાં સ્વરૂપ વિષે વિશેષ દર્શન–આ

શુક્તિ જ છે–થતાં આ ચાદી છે કે રગ છે એવા મતભેદને પછી અવકાશ જ ન રહે એટલે સામાન્ય અસ્તિત્વના સ્વરૂપે બ્રહ્મ સૌને પ્રસિદ્ધ છતા તેના વિશેષ સ્વરૂપ (યથાર્થ સ્વરૂપ) વિષે જિજ્ઞાસા કરવી જોઇએ અવમત્ત, સામાન્ય વિશેષનો ભેદ પણ બ્રહ્મમા કલ્પિત જ છે, તે ધ્યાનમાં રાખવુ

**देहमात्रम्** થી ભાષ્યકાર આત્માના સ્વરૂપે જુદા જુદા નવ મતો આપે છે તેમાંથી પ્રથમ ત્રણ ભૌતિકવાદી દર્શનના, પછીના બે મતો બૌદ્ધદર્શનની બે શાખાઓના અને પછીના ત્રણ અનુક્રમે ન્યાય, સાંખ્ય અને યોગના છે અ તિમ મત વેદાન્તનો છે

આ મતોના ક્રમમાં બાહ્ય તત્ત્ત તરફથી આંતર્તત્ત્વ પ્રતિ ક્રમશ વિકાસ જોવા મળે છે

**प्रतिपत्ति** = મત અને **विप्रतिपत्ति** = વિભિન્ન મતો

(૧) ભૌતિકવાદી લોકાયતિક સપ્રદાય: પ્રાકૃત–સામાન્ય લોકો કે જેમની બુદ્ધિ શાસ્ત્રો દ્વારા સસ્કૃત ન થયેલી હોય તે અને લોકાયતિકો ચૈતન્યથી વિશિષ્ટ દેહને જ આત્મા માને છે લોક+આયત એટલે જગતમાં વિચાર કર્યા વિના સાધી શકાય તેવુ હોવાથી આયત = વિસ્તરેલુ આવી લોકાયત–લોકમાં વિસ્તરેલ તદ્દન સામાન્ય વસ્તુમાં માનનારા ત લોકાયતિકો. **प्रतिपन्ना प्रति+पद्** સમત થવુ —to admit—સમત થયેલા છે એમ માનતા થયા છે–એમ માને છે આ મત ચાર્વાક્ મુનિનો મનાય છે

(૨) ભૌતિકવાદી બીજો મત આ મતમા ચેતન ઇન્દ્રિયોને જ આત્મા ગણે છે **अहम् मूक, अहम् काण** આમ ઇન્દ્રિયોના મૂકત્વાદિ (મૂગાપણુ) વગેરે ધર્મો આત્મા (**अहम्**) ના મનાય છે તેથી, ઇન્દ્રિયો જ આત્મા છે આ મત પણ લોકાયતદર્શનનો એક ભેદ છે

(૩) ભૌતિકવાદી ત્રીજો મત માત્ર મનને જ આત્મા ગણે છે સ્વપ્નમાં સર્વ ઇન્દ્રિયો સુખી હોય ત્યારે માત્ર મન જ अहं પ્રત્યયનુ ક્ષેત્ર બની રહે છે (હુ–નો ખ્યાલ સ્વપ્નમા પણ મનમાં રહે છે–) તેથી મન જ આત્મા છે આ મત લોકાયતદર્શનનો જ એક ભેદ છે

(૪) બૌદ્ધદર્શન—વિજ્ઞાનવાદ (યોગાચાર) '**लोकायत—मतभेदान् उक्त्वा योगाचारमतम् आह ।**'' (ન્યાયનિર્ણય) ક્ષણિક વિજ્ઞાનની એક

અતુટ–અવિચ્છિન્ન શૃંખલા એટલે આત્મા. આ મત પ્રમાણે અવિચ્છિન્ન પ્રવાહરૂપ વિજ્ઞાનને જ આત્મા માનવામાં આવે છે.

(૫) બૌદ્ધદર્શન : શૂન્યવાદ (માધ્યમિક દર્શન) : આ મત પ્રમાણે શૂન્ય જ આત્મા છે. સુષુપ્ત અવસ્થામાં વિજ્ઞાન પણ હોતું નથી, પરંતુ મનુષ્ય જાગે છે ત્યારે તે अभाव માંથી अहम् નો પ્રત્યય મેળવે છે. તેથી, આ अहम्–આત્મા પોતે असत् કે अभाव રૂપ છે.

વાંચો : स्वापे धियः अपि अभावात् अकस्मात् पुनः अहम् इति उदयात् असत् आलंबना अहंधीः इत्यर्थः । (ન્યાયનિર્ણય)

(૬) ન્યાયદર્શન : આ મત પ્રમાણે દેહાદિથી ભિન્ન એક લોકમાંથી અન્યલોકમાં સંસરણ (ગમન) કરતો સંસારી, સુખ–દુઃખાદિ ભોગવનાર, કર્મોનો કર્તા જે છે તે આત્મા છે.

(૭) સાંખ્યદર્શન : આ મતમાં જે ભોક્તા પુરુષ છે તેને જ આત્મા માનવામાં આવે છે. જે કર્તા છે તે આત્મા નથી, પ્રકૃતિ છે.

(૮) યોગદર્શન : આ મત મુજબ तद्–व्यतिरिक्तः એટલે તે–જીવ–થી ભિન્ન, (ईश् શાસન કરવું) ઈશ્વર, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન જે તત્ત્વ છે તે આત્મા છે.

(૯) વેદાન્તદર્શન : આ મત પ્રમાણે भोक्तुः એટલે જીવનું, आत्मा એટલે મૂળભૂત સ્વરૂપ જે છે તે જ सः ઈશ્વર છે.

આ નવ મતોમાં અનુક્રમે, દેહ, ઇન્દ્રિયો, મન, વિજ્ઞાન, શૂન્ય, કર્તા–ભોક્તા પુરુષ, માત્ર ભોક્તા પુરુષ, જીવથી ભિન્ન ઈશ્વર, જીવનું મૂળભૂત સ્વરૂપ—આમ જુદાં જુદાં તત્ત્વોને આત્મા માનવામાં આવે છે. તેથી, આત્માનું વિશેષ કે યથાર્થ સ્વરૂપની જિજ્ઞાસા કરવી જોઈએ.

एवं बहवो...(પાનું ૧૧–૧૨) આ વાક્ય વિષે આચાર્ય વિશ્વેશ્વર લખે છે : "इस पंक्तिकी वाक्यरचना अटपटी-सी है और उसका अर्थ ठीक समझमें नहीं आता।" શ્રી દેશપાંડે આ વાક્યનું ભાષાંતર કરતાં લખે છે : Thus (एवं) many (बहवः) have variously (चि) understood (प्रतिपन्नाः)..." આ વાક્યનો સાદો અન્વય આ પ્રમાણે થશે : एवम् (નવ મતોમાં બતાવ્યું તે પ્રમાણે) આ પ્રમાણે, युक्ति-वाक्य-तद्-आभास-समाश्रयाः सन्तः—યુક્તિ અને ઉપનિષદ્

વાક્યો તેમજ યુક્તિના આભાસ અને ઉપનિષદ્ વાક્યના આભાસના આશ્રયવાળા, **सन्तः** (થતા) થઇને–આશ્રય લઇને, **बहवः**–અનેક લોકો (ભૌતિકવાદી વગેરે), **विप्रतिपन्ना** ( **वि+प्रति+पद्** ) ભિન્ન ભિન્ન મતોને પ્રાપ્ત થયેલા છે. **विरोध-प्रत्ययं गता** અથવા **विरोधज्ञाने प्रवृत्ताः सर्वे इत्यभिप्राय** । (સ્વામી શાન્તાનન્દ સરસ્વતી)–વિરોધજ્ઞાનને પ્રાપ્ત થયેલા છે એટલે વિરોધજ્ઞાનમા બધા પ્રવૃત્ત થયા છે.

કદાચ કોઇ કહે કે આ બધા મતોમાંથી જેને જેમા શ્રદ્ધા હોય તેને સ્વીકારી તે વિષે જિજ્ઞાસા કે વિચારણા કરવાની શી જરૂર છે ?

**तत्र अविचार्य**—શંકરાચાર્ય કહે છે કે ગમે તે મત સ્વીકારી લેવાથી મનુષ્ય કલ્યાણથી ભ્રષ્ટ થાય અને ઊલટાનો અનર્થ પામે (**अनर्थं च ईयात्**–પામે) કહ્યુ છે કે—**योऽन्यथा सन्तम् आत्मानं अन्यथा प्रतिपद्यते । किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा ॥** અર્થ : જે મનુષ્ય એક રીતે રહેલા આત્માને જુદી રીતે (ખરેખર છે તેના કરતાં જુદી રીતે) સ્વીકારે છે, તે આત્માનું અપહરણ કરનારા ચોરે કયું પાપ નથી કર્યું ?

વળી, **अविचार्य** વિચાર કર્યા વગર બીજા જે કહે તેને સ્વીકારી લેવાથી તો **अन्ध-गो-लांगूल** ન્યાયથી બતાવાતુ પરિણામ પ્રાપ્ત થાય. કોઈક અધને મશ્કરીમા અમુક મનુષ્ય **गो-लांगूल** = ગાયનું પૂછડુ પકડાવીને ઘરનો માર્ગ બતાવે ને અધની જેવી દશા થાય તેવી વિચાર કર્યા વિના આત્માના સ્વરૂપને સ્વીકારી લેવાથી થાય

અતે, **तस्मात्...**થી સૂત્રનો તાત્પર્યાર્થ કહીને ભાષ્યકાર ઉપસંહાર કરે છે તેથી વેદાન્ત વાક્યોની વિચારણા **प्रस्तूयते** એટલે શરુ કરવામા આવે છે આ વેદાન્ત વાક્યોની મીમાંસા–વિચારણા વિશિષ્ટ જ્ઞાનની ઇચ્છાનાં કથનને બહાને ( **विशिष्टज्ञानेच्छोक्तिव्याजेन**–આનંદગિરિ ) શરુ કરવામાં આવે છે. બાદરાયણનાં બ્રહ્મસૂત્રોને અહીં વેદાન્તવાક્ય મીમાંસા કહેલ છે

વેદાન્ત–ઉપનિષદોનાં વાક્યોની મીમાંસા વિચારણાના ભાષ્યકાર બે વિશેષણો આપે છે · (૧) **तद् अविरोधि**—ઉપનિષદ્ વાક્ય ( **तद्** ) ને વિરોધી ન હોય તેવા તર્કના ઉપકરણ (સાધન) વાળી મીમાંસા–વિચારણા આ વેદાન્ત મીમાસા (બ્રહ્મસૂત્રો) પોતે પણ તર્કરૂપ છે તે સિવાય પૂર્વ-

મીમાંસા, ન્યાય વગેરેમાં જે ઉપનિષદ્ વાક્યોને અવિરોધી તર્કો હોય તેમનો પણ આ વેદાન્ત મીમાંસામાં સાધન તરીકે ઉપયોગ કરવામાં આવ્યો છે. વાંચો : **वेदान्तमीमांसा तावत् तर्क एव, तद् अविरोधिनः च येऽन्येऽपि तर्के अध्वरमीमांसायां न्याये च...उक्ताः ते उपकरणं यस्याः सा तथोक्ता ।** (ભામતી)એ તર્ક શ્રુતિને અનુસરતા હોય તેવા તર્કનો સાધન તરીકે બ્રહ્મસૂત્રોમાં પ્રયોગ થાય છે એ ભાષ્યકારની સ્પષ્ટતામાં તેમને પોતાને તર્ક અર્થેનો દૃષ્ટિકોણ સ્પષ્ટ થાય છે

(૨) **निःश्रेयसप्रयोजना वेदान्तवाक्यमीमांसा** પરમ કલ્યાણનાં પ્રયોજનવાળી ઉપનિષદ્ વાક્યોની વિચારણા બ્રહ્મસૂત્રોનું પ્રયોજન **निःश्रेयस** પરમ કલ્યાણ છે. બ્રહ્મસૂત્રો બ્રહ્મજ્ઞાનના સાધન દ્વારા પુરુષને પરમ-કલ્યાણ (મોક્ષ) અપાવે છે. **परमनिःश्रेयस-साधन-ब्रह्मज्ञान प्रयोजना ब्रह्ममीमांसा आरब्धव्या इति सिद्धम् ।** (ભામતી) ભામતીકારે મોક્ષ-રૂપી પરમકલ્યાણને બદલે તેના સાધનરૂપ બ્રહ્મજ્ઞાનને બ્રહ્મમીમાંસાનું પ્રયોજન બતાવેલું છે.

આ સૂત્રના શબ્દ **ब्रह्मजिज्ञासा** ની રજૂઆત (**उपन्यास**) દ્વારા (**मुखेन**) ખરેખર તો અહીં વેદાન્ત વાક્યની વિચારણા શરુ કરવામાં આવે છે. આ પ્રથમ સૂત્ર વિચારના આરંભપરક છે. જ્ઞાન કે ઇચ્છા કોઇ સીધી રીતે વિચાર વિના થઈ શકતાં નથી. તેથી ઈષ્ટ જ્ઞાન માટે સાધન તરીકે વિચારણા કરવી જોઇએ એવો સૂત્રનો અર્થ છે. વાંચો : '**विशिष्ट ज्ञानेच्छोक्तिव्याजेन विचार-आरम्भ-परं सूत्रम् । न हीच्छा ज्ञानं वा साक्षात् कर्तव्यम् । तथा च इष्यमाणज्ञान-उपाय-विचारकार्यता-अर्थम् सूत्रम् इत्यर्थः ।** (ન્યાયનિર્ણય)

ભાષ્યના પ્રારંભમાં ભાષ્યકારે જિજ્ઞાસાને વાચ્યાર્થ "જ્ઞાનની ઈચ્છા" સ્વીકારવા ઉપર જ ભાર મૂકયો છે. પરંતુ પ્રથમ સૂત્ર ભાષ્યના અંતમાં જિજ્ઞાસાના લક્ષ્યાર્થ વિચારને સ્વીકારેલ છે.

પ્રથમ સૂત્રભાષ્યમાં ચાર સ્થળે સૂત્રાર્થ પ્રગટ થયેલો છે.

(૧) **तेषु हि सत्सु शक्यते ब्रह्म जिज्ञासितुं ज्ञातुं च... । तस्मात् अथशब्देन यथोक्त साधनसंपत्त्यानन्तर्यमुच्यते ।**

વિવેકાદિ સાધન ચતુષ્ટય પછી (**अथ**), કર્મોનાં ફલ અનિત્ય હોવાથી (**अतः**) બ્રહ્મની જિજ્ઞાસા કરવી કે બ્રહ્મને જાણવું શક્ય છે.

(२) तस्मात् यथोक्तसाधनसंपत्ति-अनन्तरम् ब्रह्मजिज्ञासा कर्तव्या । તેથી (અત-) સાધન ચતુષ્ટય પછી બ્રહ્મવિચાર કરવો. અહી જિજ્ઞાસા વિચારના અર્થમાં છે તે ધ્યાનમાં રાખવુ (અત શબ્દના અર્થની ચર્ચાને અતે)

(૩) तस्मात् ब्रह्म विजिज्ञासितव्यम् । (जिज्ञासा શબ્દના અર્થની ચર્ચાના અતે) અહી પણ જિજ્ઞાસા શબ્દનો લક્ષ્યાર્થ વિચાર કરવાનો છે

(૪) तस्मात् ब्रह्मजिज्ञासा उपन्यासमुखेन वेदान्तवाक्य-मीमांसा.. प्रस्तूयते । અહી જિજ્ઞાસાનો લક્ષ્યાર્થ વિચાર સ્વીકારેલ છે અને प्रस्तूयते ( आरभ्यते इत्यर्थ –રત્નપ્રભા ) શરૂ થાય છે (अथ ?) जथ अत ब्रह्मजिज्ञासा = तस्मात् इयं . ब्रह्ममीमांसा आरब्धव्या। (ભામતી)

શ્રી ગોવિન્દાનન્દનું વાક્ય આ સદર્ભમા ઉપયોગી થશે : **एवं प्रथम सूत्रस्य चत्वार**. (ચાર) **अर्था व्याख्यान-चतुष्टयेन दर्शिताः । सूत्रस्य च अनेकार्थत्वं भूषणम्** । રત્નપ્રભા, અર્થ આ પ્રમાણે પ્રથમ સૂત્રના ચાર અર્થો ચાર વ્યાખ્યાઓથી બતાવ્યા અનેક અર્થો હોવા એ સૂત્રનુ ભૂષણ છે.

આચાર્ય વિશ્વેશ્વર માને છે કે શંકરાચાર્યે अथ નો અર્થ પછી સ્વીકારેલ છે પણ વસ્તુત પ્રારંભનો અર્થ વધુ સુસગત છે. અન્યના આરભમા "પછી" ના અર્થમાં अथ શબ્દનો પ્રયોગ ઉચિત લાગતો નથી, **क्योंकि 'किसके अनन्तर' यह बात कहीं बिलकुल बाहरसे खींचकर लानी पड़ती है** । "પછી" એવો अथ નો અર્થ કરવામાં શ્રી વિશ્વેશ્વર, શકરાચાર્યનો દોષ ગણે છે.

આચાર્ય વિશ્વેશ્વર અભિવિધિ અથવા મર્યાદાના અર્થમાં अत શબ્દને વધારે સુસગત માને છે. તેઓ લખે છે : "अतः परम् (અહી થી) *ब्रह्मजिज्ञासा आरभ्यते-यहाँसे ब्रह्मजिज्ञासा या ब्रह्मविचारका आरम्भ* **किया जा रहा है । यह सूत्रका सरलार्थ हो जाता । पर उसमें फिर भाष्यकारको अपना पाण्डित्य दिखलानेका अवसर नहीं मिलता.. ।**

**जन्मादि-अधिकरणम्** —આ બીજા અધિકરણમાં પણ માત્ર એક જ સૂત્ર છે પ્રથમ અધિકરણ **जिज्ञासा-अधिकरण** તુ નામ સૂત્રના અતિમ શબ્દ પરથી, જ્યારે અહી અને અન્યત્ર સૂત્રના પ્રારભિક શબ્દ પરથી કે સૂત્રસમૂહના આરભના સૂત્ર પરથી અધિકરણનુ નામ સામાન્યત આપવામાં આવે છે

પ્રથમ સૂત્રની સાથે આ સૂત્રની સગતિ આ પ્રમાણે છે બ્રહ્મને જાણવુ જોઈએ-જાણવાની ઇચ્છા કરવી જોઈએ એ પ્રથમ સૂત્રમાં દર્શાવ્યુ. એ બ્રહ્મ કેવુ હોય એ પ્રકારની જિજ્ઞાસા મનુષ્યને થાય એવી જિજ્ઞાસા સંતોષવા આ બીજા સૂત્રમાં બ્રહ્મનુ (તટસ્થ) લક્ષણ આપેલ છે

બ્રહ્મને જગતના જન્માદિનુ કારણ બનાવતી શ્રુતિ **यतो वा इमानि** આ સૂત્રના મૂળમાં છે છતાં નૈયાયિકો જેવા આ સૂત્રના મૂળમાં શ્રુતિને ન માનતા અનુમાન પણ માને તેથી, સૂત્રોમાં માત્ર ઉપનિષદ વાક્યોની જ વિચારણા છે, અનુમાનની નહીં, એમ પુરવાર કરવા શકરાચાર્ય આ સૂત્ર ઉપરના ભાષ્યનો વિસ્તાર કરે છે

**जन्म-आदि-अस्य यत** ॥ આ સૂત્રમાં ત્રણ પદો છે : (૧) **जन्मादि** (૨) **अस्य** અને (૩) **यत** અર્થ થશે જન્મ વગેરે આ (જગત) નાં, જે (કારણ) માંથી થાય છે, (પછી વાક્ય પૂરુ કરવા ઉમેરવુ) તે (કારણ) બ્રહ્મ છે

**जन्म = उत्पत्तिः आदि** ભાષ્યકાર સૂત્રગત ત્રણે પદોને ક્રમશ સમજાવે છે

(૧) **जन्मादि** એટલે ઉત્પત્તિ વગેરે **जन्मादि** પદ બહુવ્રીહિ સમાસમાં છે અને **जन्मस्थितिभङ्गम्** એ વિશેષ્ય છે **जन्मादि जन्मस्थितिभङ्गम्** એટલે જન્મ જે સમૂહમાં પ્રથમ છે તેવો જન્મ, સ્થિતિ અને વિનાશનો સમૂહ **जन्मस्थितिभङ्गम्** એ પોતે સમાહાર દ્વન્દ્વ સમાસ છે તેમાં પ્રત્યેક વસ્તુ અલગ અલગ પ્રધાન હોતી નથી, સમૂહ પ્રધાન હોય છે અને આવા સમાસ હમેશાં નપુ એ વ માં હોય છે તેથી **जन्मस्थितिभङ्गम्**-નપુ એ વ માં છે અને આખા દ્વન્દ્વ સમાસરૂપે જે નામ છે તેનુ વિશેષણ **जन्मादि** પણ નપુ પ્રથમા એ વ મા છે

બહુવ્રીહિ સમાસના એક રીતે બે પ્રકાર પાડવામાં આવે છે : (૧) તદ્ગુણસંવિજ્ઞાન બહુ. અને (૨) અતદ્ગુણ સંવિજ્ઞાન બહુ.

(૧) તદ્ગુણસંવિજ્ઞાન બહુ.—**तत्** = તે, જે સામાસિક પદ હોય તે (દા. ત. **जन्मादि** એ પદ), તે પદ આખા સમાસના અર્થના એક ભાગ તરીકે હોય છે. અહીં **जन्मादि** સમાસનો અર્થ **जन्म-स्थिति-भंग** આ અર્થના એક ભાગ તરીકે **जन्म** પદ છે. આમ સમાસના સમગ્ર અર્થના એક ભાગ તરીકે બની જવું એ તે પદ (સામાસિક પદ-**जन्मादि**) નો એક ગુણ છે. તે પદના, સમાસાર્થના એક ભાગરૂપ બનવાના ગુણની પ્રતીતિ (સંવિજ્ઞાન) જે બહુ. સમાસમાં થાય તેને તદ્ગુણસંવિજ્ઞાન બહુ કહેવાય.

શ્રી ગોવિન્દાનંદ લખે છે—**जन्मादि इति नपुंसक-एकवचन-द्योतितस्य समाहारस्य जन्मस्थितिभङ्गस्य...विशेषणम्, तथा च जन्मन. समासार्थ-एकदेशस्य-गुणत्वेन संविज्ञानं यस्मिन् बहुव्रीहे । स तद्गुणसंविज्ञानः इत्यर्थः ।** (રત્નપ્રભા) દા. ત. બ્રહ્માદિ દેવોની ઉપાસના કરવી. અહીં બ્રહ્માદિ તદ્ગુણસંવિજ્ઞાન બહુ. છે. કારણ કે એ સમાસનો સમગ્ર અર્થ થશે : બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ. આ સમાસાર્થના એક ભાગરૂપે તેમાં બ્રહ્મા શબ્દ પણ છે બ્રહ્માદિ પદ (**तत्**) ના એક ભાગરૂપ હોવાના ગુણની પ્રતીતિ (**संविज्ञान**) આપણને થાય છે. **जन्मादि = जन्म आदि यस्य तत् जन्मस्थितिभङ्गम्.**

(૨) **अतद्गुणसंविज्ञान**—પહેલા પ્રકારથી ઊલટું. જે સમાસમાં સામાસિક પદ (તત્), સમાસના સમગ્ર અર્થના એક ભાગરૂપ બનવાનો ગુણ ધરાવતું નથી—તેવા ગુણની જે સમાસમા પ્રતીતિ (સંવિજ્ઞાન) થતી નથી તે સમાસને **अतद्गुणसंविज्ञान बहु.** સમાસ કહે છે દા. ત. **बहुधनम् पुरुषम् अत्र आनय ।** બહુ ધનવાળા માણસને અહીં લાવો. **बहु धनम् यस्य सः बहुधनः-तम्** અહીં, **बहुधनम्** પદ, સમાસના અર્થમાં એક ભાગરૂપે જણાતું મળતું નથી કારણ કે **बहुधनम्** એ પદથી માત્ર પુરુષ જ સૂચવાય છે. તેની સાથે બધું ધન પણ લેતો આવે એવું અભિપ્રેત નથી એટલે સમાસથી સૂચિત અર્થમાં **बहुधनम्** એ સમાસ પદનો સમાવેશ થતો નથી, તેથી **बहुधनम्** સમાસ અતદ્ગુણસંવિજ્ઞાન બહુ. છે

આ [illegible] પ્રથમ સમાસ[illegible] **लम्बकर्णः** અને બીજા સમાસનું **चित्रगुः**

એવાં પણ પ્રસિદ્ધ છે. છે પ્રથમ સમાસાર્થમાં લાંબા કાન પણ સમાવિષ્ટ થશે જ્યારે બીજા સમાસાર્થમાં કાબરચીતરી ગાયોવાળો માણસ સૂચિત થશે चित्रगु ને કોઇ બોલાવે ત્યારે તેની વિચિત્ર ગાયો ભેગી જતી નથી, માત્ર મનુષ્યનો અર્થ જ સમાસાર્થમાં આવે છે

जन्मादि સમાસ यह्नादि અથવા लम्बकर्ण ના જેવો છે ટૂંકમાં, जन्म નો સમાવેશ સમાસના અર્થ જન્મ સ્થિતિ લય-મા કરવામાં આવે

जननः च आदित्वम्—જન્મસ્થિતિલય એ સમૂહમાં જન્મને શા માટે પ્રથમ માનવો? આનો ઉત્તર સરલ છે શંકરાચાર્ય જન્મની પ્રથમતાને યોગ્ય ઠરાવવા બે કારણો આપે છે

(૧) આ સૂત્રના મૂળમાં રહેલી તૈત્તિરીય શ્રુતિમાં જન્મસ્થિતિલયની વાત આવે છે તેમાં ક્રમમાં પ્રથમ जन्म આવે છે તેથી શ્રુતિને અનુસરીને સૂત્રમાં પણ એ જ ક્રમ જાળવી રાખેલો છે આ સૂત્રના મૂળમાં રહેલી શ્રુતિને ટૂંકમાં સમજી લઇએ

यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति, यत् प्रयन्ति अभिसंविशन्ति, तद् विजिज्ञासस्व । तद् ब्रह्म । (તૈ ઉપનિ ૩/૧) જેમાંથી આ પ્રાણીઓ જન્મે છે જેને લીધે જન્મેલાં જીવે છે, જેના તરફ પ્રયાણ કરે છે અને જેમાં પ્રવેશી જાય છે તેને જાણવાની તું ઇચ્છા કર તે બ્રહ્મ છે

કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીય સંહિતાના બ્રાહ્મણનો અંતિમ ભાગ એ જ તૈત્તિરીય આરણ્યક તે આ ના દશ પ્રપાઠક છે તેમાં ૭ થી ૯ એ ત્રણ પ્રપાઠકોને તૈત્તિરીય ઉપનિષદ્ પણ કહે છે તેમાં અનુક્રમે ત્રણ વ ીઓ છે. શિક્ષાવલ્લી, બ્રહ્માનંદવલ્લી અને ભૃગુવલ્લી ઉપર ટાંકેલું વાક્ય તૈ આરણ્યકના ૯ મા પ્રપાઠકમાં અથવા તૈ ઉપનિ ની ત્રીજી ભૃગુવલ્લીમાં આવે છે

ઉપનિ વાક્યમાં પ્રથમ जातानि (જન્મ) પછી जीवन्ति (સ્થિતિ) અને પછી अभिसंविशन्ति (લય) એ પ્રમાણે ક્રમ છે એટલે સૂત્રમાં, શ્રુતિમાં કરેલા નિર્દેશની અપેક્ષાએ જન્મ શબ્દ પ્રથમ છે

(૨) वस्तुवृत्तापेक्षम् च—ભાષ્યની વાચના (Text) મા આ પદ છપાયુ નથી ભાષાંતરમા છે વસ્તુની બાબતમાં જે સ્વાભાવિક રીતે (वृत्)

બને છે, હોય છે તેની અપેક્ષાએ પણ જન્મ પ્રથમ આવે. કોઈ પણ વસ્તુ પહેલાં ઉત્પન્ન થાય, પછી જ જન્માદિ ધર્મવાળી વસ્તુના સ્થિતિલય સંભવી શકે. वृत = वृत्ति = વસ્તુના સ્વાભાવિક વિકાસની દશા–પરિસ્થિતિ...वस्तु-वृत्त = The natural development of a substance. ( જ્યોર્જ થીબો )

આમ, શ્રુતિના નિર્દેશની તેમજ વસ્તુના વિકાસની સ્વાભાવિક પરિસ્થિતિની અપેક્ષાએ, સૂત્રમાં जन्म શબ્દ પ્રથમ માનીને મૂકેલ છે

અહીં जन्मादि એ સૂત્રના પ્રથમ પદની ચર્ચા પૂરી થાય છે. ભાષ્યકારે जन्मादि શબ્દ બે રીતે સમજાવ્યો : (૧) સમાસની રીતે તેનો અર્થ કરીને અને (૨) जन्म ને કેમ પ્રથમ માનેલ છે તે બતાવીને.

(૨) अस्य—"આ (જગત) ના" સૂત્રના બીજા પદની સમજૂતી અહીંથી આરંભાય છે. इदम् સર્વનામનું નપું. છઠ્ઠી વિભક્તિ એ. વ છે. धर्मिणः જન્માસ્થિતિલયના ગુણધર્મવાળું જગત હોવાથી તેને ધર્મી–ધર્મવાળુ કહેલ છે. સામાન્યતઃ જે પ્રત્યક્ષ પ્રમાણથી જાણવા મળે—પ્રત્યક્ષ હોય–તેને इदम् આ સર્વનામથી બતાવવામાં આવે છે. જગત પ્રત્યક્ષ–સામે દેખાય છે તેથી તેને इदम् સર્વનામથી બતાવેલ છે. संनिधापित सम् + नि + धा નું પ્રેરક ક. ભૂ. કૃ. સન્નિધિમાં બાજુમાં સામે જ–મૂકાયેલું રહેલું એવું જગત.

પ્રત્યક્ષ જણાતા, જન્મ વગેરે ધર્મોવાળા ધર્મી જગતનો નિર્દેશ સૂત્રકારે इदम् સર્વનામથી કર્યો—अस्य. इदम् નું પષ્ટી એ. વ. अस्य. इदमा એ मरुत् ની જેમ इदम् શબ્દનું તૃતીયા એ. વ. છે. इदमा એટલે ( मरुत्–मरुता–પવનથી ) इदम् શબ્દથી.

અહીં इदम् નું ષષ્ઠી એ. વ. अस्य, સંબંધનો અર્થ બતાવવા માટે છે. अस्य=આ જગત સંબંધી. जन्मादि=જન્મસ્થિતિલય એટલે કે अस्य એ ષષ્ઠી સંબંધના અર્થમાં યોજાયેલી છે. જગત અને જન્માદિ વચ્ચેનો સંબંધ ષષ્ઠી વિભક્તિથી બતાવાયેલ છે.

અહીં સુધી સૂત્રગત બીજા પદ—अस्य ની સમજૂતી ભાષ્યકારે આપેલી છે.

(૩) यतः—સૂત્રનું ત્રીજું અને અંતિમ પદ. यतः यत् (જે) સર્વનામમાં तसिल् (तः) પ્રત્યય લાગેલ છે. यतः—જે (કારણ) માંથી. यतः

પદ આ જગતના જન્માદિ જે કારણમાંથી થાય છે તે બ્રહ્મને બતાવવા માટે છે. શ્રી ગોવિન્દાનંદ નોંધે છે. " यत् शब्देन सत्यम् ज्ञानम् अनन्तम् आनन्दरूपं वस्तु उच्यते । " (રત્નપ્રભા)

अस्य जगतः नामरूपाभ्याम्...સૂત્રના પ્રત્યેક પદના અર્થો બતાવીને, શંકરાચાર્ય સૂત્રના સમગ્ર વાક્યનો અર્થ સમજાવે છે. ચાર વિશેષણોથી વિશિષ્ટ એવા આ (જગત) ના, જન્મ વગેરે જે બે વિશેષણોથી વિશિષ્ટ (यतः) કારણમાંથી થાય છે, (अस्य जन्मादि यतः, પછી વાક્યપૂર્તિ માટે ઉમેરવું, तद् ब्रह्म) તે બ્રહ્મ છે. સૂત્રનું વાક્ય આમ થશે :

अस्य जन्मादि यतः, (तद् ब्रह्म) ।

જગતનાં ચાર વિશેષણો—

(૧) नाम रूपाभ्याम् व्याकृतस्य (अस्य जगतः) નામ અને રૂપ દ્વારા પ્રગટ થયેલું જગત. व्याकरोति=बहिः प्रकटयति (રત્નપ્રભા) અથવા નામ અને રૂપને લીધે ભિન્ન ભિન્ન બનેલું (ભાસતુ) જગત, " Differentiated by names and forms." (થીબો) જે વસ્તુ નામરૂપ પ્રગટ થાય છે તે વસ્તુ હમેશાં ચેતનકર્તામાંથી જ ઉત્પન્ન થયેલી હોય છે. દા. ત. ખુરસી તેને 'ખુરસી' એવું નામ અને અમુક ખાસ પ્રકારનો આકાર (રૂપ) છે. ખુરસી કોઇક ચેતનકર્તાએ જ બનાવેલી હોય છે. કારણ કે ચેતન કર્તા પહેલાં ઉત્પન્ન કરવાની વસ્તુનાં નામરૂપ પોતાની બુદ્ધિમાં કલ્પી લે છે. પછી તેવા નામરૂપવાળી વસ્તુને ઉત્પન્ન કરે છે. આ બુદ્ધિમાં પહેલેથી કલ્પવાનું કાર્ય તો માત્ર ચેતનકર્તા હોય તો જ બની શકે. બ્રહ્મ પણ જગતની રચના આ પ્રમાણે કરે છે. શ્રી વાચસ્પતિ લખે છે, " यत् खलु नाम्ना रूपेण च व्याक्रियते तत् चेतनकर्तृकं दृष्टम् , यथा घटादि । विवाद-अध्यासितं च जगत् नामरूपाभ्याम् व्याकृतम् , तस्मात् चेतनकर्तृकं सम्भाव्यते । चेतनो हि बुद्धौ आलिख्य नामरूपे, घट इति नाम्ना, रूपेण च कम्बु ग्रीवादिना (શંખ જેવી ડોકગળાવાળા વગેરે આકાર સાથે), बाह्यम् घटम् निष्पादयति । (ભામતી)

આ વિશેષણ જગતના કારણને ચેતન સિદ્ધ કહે છે.

(૨) अनेककर्तृभोक्तृ संयुक्तस्य (अस्य जगतः)—અસંખ્ય કર્તા ભોક્તાથી જોડાયેલું જગત अन्+एक=એક હોતા નથી–જેમાં કર્તા–ભોક્તા એક ન હોય; આમ પણ સમજી શકાય. દા. ત ઋત્વિજ વગેરે યજ્ઞનાં

કર્તા ખરા, પણ ભોક્તા તો યજમાન. પિતૃ વગેરે જીવ શ્રાદ્ધના ભોક્તા ખરા, પણ કર્તા પુત્રાદિ હોય છે. જીવ કર્તા-ભોક્તા ઉભય હોય એ સામાન્ય છે તાત્પર્ય એ છે કે જગતમાં દેખાતા અસંખ્ય કર્તા-ભોક્તાઓને હિરણ્યગર્ભ-બ્રહ્મા જેવો મહાનમાં મહાન જીવ પણ ઉત્પન્ન કરી શકે નહીં.

આ વિશેષણ જગતના કારણને બ્રહ્મા કરતાં ગે અધિક શક્તિમાન્ સિદ્ધ કરે છે. **हिरण्यगर्भादि जीवजन्यतां निरस्यति ।** ( રત્નપ્રભા )

**(૩) प्रतिनियत-देश-काल-निमित्त-क्रिया-फल-आश्रयस्य (अस्य जगत.)** નિશ્ચિત સ્થળ, સમય, કારણ, ક્રિયા અને ફલના આશ્રયરૂપ બનતુ જગત જગતમાં આ પાંચે વસ્તુઓની સાથે અમુક નિશ્ચિતતા-ચોક્સાઈ જોડાયેલી જોવા મળે છે. દા ત. કૃષ્ણમૃગ અમુક નિશ્ચિત દેશમાં જ થાય, તમાકુનો પાક ચરોતર પ્રદેશમાં થાય આ દેશની પ્રતિનિયતતા-નિશ્ચિતતા.

કોયલના ટહૂકા વસંતમાં થાય, એ કાલની ચોક્સાઈ બલાકાપક્ષીને મેઘગર્જનાના નિમિત્તથી ગર્ભાધાન થાય, એ નિમિત્તનું ચોક્કસપણુ. યજ્ઞાદિની અમુક ક્રિયાઓ બ્રાહ્મણ જ કરાવી શકે, એ ક્રિયાની નિશ્ચિતતા જગતમાં અમુક સુખી, અમુક દુઃખી મનુષ્યો દેખાય છે. એ ફલની નિયતતા

મિશ્રજી ઉપર પ્રમાણે, આ સમાસની પાંચે ય વસ્તુઓને અલગ કરી સમજાવે છે. શ્રી ગોવિન્દાનંદ સ્હેજ જુદી રીતે આ સમાસનો વિગ્રહ કરે છે: **प्रतिनियतानि व्यवस्थितानि देश-काल-निमित्तानि येषाम् क्रिया-फलानाम् तत्-आश्रयस्य इत्यर्थः ।** (રત્નપ્રભા) ક્રિયાનાં ફલો કે જેમને માટે સ્થળ, સમય અને નિમિત્ત વ્યવસ્થિત હોય છે. એવા ક્રિયાફલોના આશ્રયરૂપ એવું જગત. તેઓ સમજાવે છે કે ધારો કે સ્વર્ગ એ અમુક ક્રિયાનું ફલ છે સ્વર્ગ માટે મેરુ પર્વતનો પૃષ્ઠભાગ એ વ્યવસ્થિત-વિશેષ રીતે અવસ્થિત-ચોક્કસ દેશ છે (સ્વર્ગ મેરુ પર્વત ઉપર છે એવી એક માન્યતા) એ જ સ્વર્ગરૂપી ક્રિયાફલ માટે કાલ નિશ્ચિત છે. દેહ પડયા પછી સ્વર્ગ મળે. સ્વર્ગનું નિમિત્ત પણ નક્કી હોય છે, જેમકે ઉત્તરાયણમાં મૃત્યુ થવું વગેરે.

અહીં વાત ચાલે છે જગતની. પણ જગતના ક્રિયાફલો માટે નિશ્ચિત દેશકાલાદિ હોય છે એ સમજવા આપણે વાતને સ્વર્ગમાં લઈ જઈએ છીએ. મિશ્રજીના પ્રથમ બતાવેલ અર્થમાં પ્રસ્તુત જગતની સામાન્ય વસ્તુઓને

(ક્રિયાકાંને નહીં) કેન્દ્રમાં રાખેલી હોવાથી, એ અર્થ આપણને વધુ રુચિકર લાગે.

જગતની વસ્તુઓમાં આવી ચોકસાઈ (યાદચ્છિક) મરજી મુજબ કે (સ્વાભાવિક) આપોઆપ ન આવી શકે. આવી નિશ્ચિતતાવાળા જગતને રચનાર કર્તા સર્વ શક્તિમાન જ હોઇ શકે. બધું જ કેવું વ્યવસ્થિત ચાલે છે! ઈશાવાસ્ય ઉપનિ. ના દષ્ટાનો પણ કેવો સુંદર ઉદ્દગાર છે: कविर्मनीषी परिभूः स्वयम्भूः याथातथ्यतो अर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः । એ કવિ, મનીષી, વ્યાપક અને સ્વયં જ પ્રગટ થનારા સ્વયંભૂએ બધા અર્થોને–વસ્તુઓને, અનંત વર્ષોથી શાશ્વત કાલથી યથાતથ બરાબર જેમ (યોગ્ય કે પહેલાં) હોય તેમ નિર્મેલી છે.

(૪) मनसा अपि अचिन्त्यरचनारूपस्य (अस्य जगतः) મનથી પણ ન ચિંતવી શકાય તેવી રચનાના સ્વરૂપવાળું જગત એક માત્ર શરીરની રચનાનું સ્વરૂપ પણ એવું તો રહસ્યપૂર્ણ છે કે તેને મનથી પણ કોઈ કલ્પનાના સંચામાં ગોઠવી શકતું નથી, તો પછી કરવાની તો વાત જ ક્યાં રહી! શ્રી વાચસ્પતિ લખે છે: एकस्य अपि हि शरीररचनायाः रूपम् मनसा न शक्यम् चिन्तयितुम् कदाचित् प्राक् एव जगद्–रचनायाः, किम् अङ्ग पुनः कर्तुम् इत्यर्थः । (ભામતી) તો પછી જગતની યે રચના પહેલાં (પછી પણ ચિંતવી શકાતું નથી ત્યારે) કરવાની વાતનું પૂછવું જ શું!

આ વિશેષણ પણ સૂચવે છે કે જગતનું કારણ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન જ હોવું જોઈએ.

આ ચારે વિશેષણોને વિચારતાં એ ફલિત થાય છે કે જેમાંથી–જે (સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ કારણ) માંથી (यतः), આ (જગત) નાં (अस्य), જન્મ વગેરે (जन्म–आदि) થયાં હોય, તે બ્રહ્મ જ હોઈ શકે. અહીં સુધી ભાષ્યકારે સૂત્રગત પદોનો વાક્યાર્થ સમજાવ્યો. હવે, जन्मादि પદ બીજી રીતે વિચારણા કરે છે.

(૧૨) अन्येषाम् अपि...यास्कपरिपठितानाम्—કોઈ એવી શંકા કરે કે जन्मादि એ સૂત્રના પદથી તમે માત્ર જન્મસ્થિતિનાશ એ ત્રણ વિકારો (પરિવર્તનો) ને જ શા માટે માનો છો? વસ્તુઓના બીજા પણ વિકારો હોય છે, જેમ કે પરિણામ, વૃદ્ધિ, ક્ષીણતા વગેરે. સૂત્રના जन्मादि

સમાસનો અર્થ થશે : **जन्म–सत्ता (स्थिति) विपरिणाम** ( ફેરફાર )–**वृद्धि–अपक्षय** (ક્ષીણતા)–**विनाशम्** (સમા. ૯-૬) આ છમાં પણ જન્મ હોવાથી, આ છયેને બતાવવા માટે સમાસ બનશે. **जन्मादि** જન્મ જે પટ્ક (છના સમૂહ) મા પ્રથમ છે તેવો એક છનો સમૂહ.

શા માટે **जन्मादि** એ સૂત્રગત પદથી માત્ર જન્મસ્થિતિનાશ એ ત્રણ જ વિકારો લેવા ?

શંકાચાર્ય આ શંકાનું સમાધાન કરતા કહે છે કે ભાવ=વસ્તુના અન્ય વિકારો–પરિણામ, વૃદ્ધિ વ.–નો આ ત્રણ વિકારો–જન્મસ્થિતિનાશમાં સમાવેશ થઈ શકે છે. તેથી, અમે **जन्मादि** એ સૂત્રગત પદથી માત્ર જન્મસ્થિતિનાશ એ ત્રણ વિકારોને જ સ્વીકારીએ છીએ.

હવે, ભાષ્યમાં તો એવી કોઇ સ્પષ્ટતા નથી કે ૭ વિકારોને ત્રણ વિકારોમાં કેવી રીતે સમાવવા. મિશ્રજી આ સમાવેશની વાત આ પ્રમાણે સમજાવે છે : વૃદ્ધિ એટલે વસ્તુના અવયવો–ઘટકોની સંખ્યા વધવી અનેક તંતુઓની વૃદ્ધિ થતાં, (પહેલા બે, પછી દશ, સો, હજાર તંતુઓ ભેગા કરતાં કરતાં) પટરૂપી એક જ જુદી જ વસ્તુનો જન્મ થઇ જાય છે. તેથી, વૃદ્ધિનો સમાવેશ જન્મમાં કરી લેવાય. બીજું, સોનાના ગઠ્ઠાને ઘડી–ટીપીને અમુક આકાર આપવામાં આવે છે. સોનામાથી કુંડલ બને છે. આમ સોનું પરિણામ (ફેરફાર) પામે છે. સોનાનાં આવાં પરિણામને લીધે કુંડલ નામની એક વસ્તુનો જન્મ થાય છે, તેથી, વિપરિણામ ( ફેરફાર ) નો સમાવેશ પણ જન્મમાં કરી શકાય બાકી રહે છે **अपक्षय**–ક્ષીણતા–ઘસારો–ઘટાડો ક્ષીણતા તો વિનાશની જ એક ધીમી પ્રક્રિયા છે. લાકડાનું કોહવાવું એ જ તેના વિનાશની ધીમી શરુઆત છે. આમ, વિનાશમાં ક્ષીણતાનો સમાવેશ થઇ શકે છે

એટલે કે, ૭ વિકારો ત્રણમાં સમાઇ જાય છે

૧ જન્મ (**जायन्ते**) = (૧) **जायते** ( જન્મ ), (૨) **विपरिणमते** (ફેરફાર) અને (૩) **वर्धते** (વૃદ્ધિ).

૨ સ્થિતિ (**जीवन्ति**) = (૪) સત્તા ( **अस्ति** – સત્ = હોવાનો ભાવ **ता** = સત્તા )

૩ નાશ (**अभिसंविशन्ति**) = (૫) ક્ષીણતા ( **अपक्षीयते** ) (૬) વિનાશ ( **विनश्यति** )

આમ છતાં, ભલે પર કે કુંદનની બાબતમાં વૃદ્ધિ, પરિણામ વ. ને જન્મમાં સમાવી શકાતાં હોય, પણ મનુષ્ય જેવાં જીવતાં પ્રાણીઓમાં આ રીતે સમાવી લેવાની વાતમાં મુશ્કેલી ઉભી થાય છે.

કદાચ આ કારણે, શંકરાચાર્યે ભાષ્યમાં આગળ જન્માદિથી ૬ વિકારો ગ્રહણ ન કરવાનું એક બીજું કારણ આપ્યું.

**यास्क** હવે, ભાષ્યકાર સ્પષ્ટતા કરે છે કે આ ૬ વિકારોને યાસ્કમુનિએ નિરુક્તમાં બતાવેલા છે. પહેલા આપણે નિરુક્તની મૂળ વાત જોઈ લઈએ : **षड् भावविकारा भवन्ति इति वार्ष्यायणिः । जायते (१) अस्ति (२) विपरिणमते (३) वर्धते (४) अपक्षीयते (५) विनश्यति (६) ।** યાસ્કમુનિ પોતે પણ વાર્ષ્યાયણિ નામના કોઈક પૂર્વાચાર્યનું અવતરણ ટાંકે છે અને પૂર્વે મનાતા ભાવના–વસ્તુના ૬ વિકારો ગણાવે છે. શ્રી વાચસ્પતિ મિશ્ર અને શ્રી ગોવિન્દાનંદ આ ૬ વિકારોના ક્રમમાં થોડો ફેરફાર કરે છે (જોવા મળે છે) બન્ને ટીકાઓમાં પ્રથમ વૃદ્ધિ અને પછી વિપરિણામ આપેલ છે. વસ્તુતઃ તો પહેલાં વસ્તુમાં ફેરફાર થાય અને પછી જ વૃદ્ધિ થાય, જે નિરુક્તના મૂળ વાક્યમાં પણ સૂચવાય છે. બન્ને ટિપ્પણ વિદ્વાનોએ ક્રમમાં શા માટે ફેરફાર કર્યો તે સ્પષ્ટ થતું નથી. કદાચ, નિરુક્તની જુદી વાચના તેમની આગળ હશે, એમ માનવું પડે.

શંકરાચાર્ય કહે છે કે જો સૂત્રના **जन्मादि** પદ યાસ્કમુનિએ બતાવેલા ૬ વિકારોનું ગ્રહણ કરવામાં આવશે તો એક નવી શંકા ઉપસ્થિત થશે **इति आशङ्क्येत तद् मा शङ्कि इति** (शङ्क् ગ. નું અદ્યતન ભૂ. કા. કર્મણિ ત્રી. પુ. એ. વ.—તે શંકાય નહીં, તે માટે) આ અને આગળની વાક્યરચના સહેજ અટપટી છે. શંકા એવી ઊભી થશે કે જન્માદિ વિકારોનો સંબંધ મૂળ કારણ (પછી મૂળ કારણ ગમે તે હોય) સાથે જોડી શકાશે નહીં. એટલે **जन्मादि** ને **यतः** ના સંબંધનું સ્વરૂપ જુદું હશે. **यतः** શબ્દથી જગતનું મૂળ કારણ નહીં, પણ કોઈક અવાન્તર (વચ્ચેનું) કારણ માનવું પડશે. એક તો જગતના જન્મસ્થિતિલયની વાત બાજુએ રહી જશે. અને વળી જગતના જન્માદિ કોઈક મૂળ કારણમાંથી થયેલ છે એમ મૂળ કારણની વાત પણ નહીં કરી શકાય. ટૂંકમાં **जन्मादि** નો અર્થ બદલતાં સૂત્રના **यतः** પદનો અર્થ પણ બદલવાની ફરજ પડશે. છતાં **यतः** નો એ અર્થ પ્રમાણભૂત નહીં હોવાથી સ્વીકારી શકાશે નહીં.

આમ બનવાનો હેતુ ભાષ્યમાં બતાવ્યો—**तेषाम् जगतः स्थितिकाले संभाव्यमानत्वात्**— તે ૭ વિકારો જગત જ્યારે (ઉત્પત્તિ પછી) સ્થિતિકાલમાં હોય ત્યારે સંભવી શકે છે. યાસ્કમુનિએ ગણાવેલા પદાર્થના વિકારો તો જગત ઉત્પન્ન થયા પછી સંભવી શકે છે. તેથી, એ વિકારોને જગતની ઉત્પત્તિના કારણ સાથે સાંકળી શકાશે નહીં. પણ સૂત્રમાં તો अस्य—આ જગતના જન્માદિ વિકારો પ્રસ્તુત છે, અહીં **जन्मादि भावविकाराणां यतः** એવું સૂત્ર નથી. જો એમ હોત તો, ભાવ-વસ્તુના ૭ વિકારોના મૂળ કારણરૂપ પાંચ મહાભૂતોનું લક્ષણ આ સૂત્રમાં માનવું પડત. આ સૂત્રનો મૂળ ઉદ્દેશ તો બ્રહ્મનું લક્ષણ આપવાનો છે.

ઉપર રજૂ કરેલી છે તેવી શંકા ન થાય તે માટે જે ઉત્પત્તિ બ્રહ્મમાંથી થતી તૈત્તિ. ની શ્રુતિમાં બતાવી છે તે જ ઉત્પત્તિનું ગ્રહણ કરવું. વળી એ શ્રુતિમાં જ તે બ્રહ્મમાં જ (तत्र एव) જે સ્થિતિ બતાવી છે તે સ્થિતિ અને ત્યાં જે પ્રલય કરેલ છે તે જ પ્રલય—त एव—તે જન્માદિ જ ત્રણ વિકારોનો અહીં સ્વીકાર કરવામાં આવે છે. ટૂંકમાં, શ્રુતિના જ ત્રણ વિકારો जन्मादि પદથી લેવા, યાસ્કમુનિએ બતાવેલા નહીં. यत्—સર્વનામથી यतो वा...શ્રુતિની ઉત્પત્તિ બતાવી શ્રી અમલાનંદ સરસ્વતીએ વેદાન્ત કલ્પતરુ (ભામતી ઉપરની ટીકા)માં આ વાત સવિસ્તર સમજાવી છે.

શ્રી ગોવિન્દાનંદ લખે છે : "**तन्मूलीकृत्य** (નિરુક્ત વાક્યને મૂળ-આધાર તરીકે ગણીને) **जन्मादिषट्क कारणत्वं लक्षणं सूत्रार्थः इति ग्रहणे सूत्रकृता ब्रह्मलक्षणं न संगृहीतम् किं तु महाभूतानाम् लक्षणम् उक्तम्** (કારણ કે યાસ્ક મુનિએ બતાવેલા ૭ વિકારોનું મૂળ કારણ તો પૃથ્વી, જલ વગેરે પાંચ મહાભૂતો છે.) **इति शङ्का स्यात्, सा मा भूत्** (तत् मा शङ्कि—તે શંકાય નહીં) **इति ये श्रुति-उक्ता जन्मादयः त एव गृह्यन्ते इत्यर्थः।**" (રત્નપ્રભા)

વાર્ષ્યાયણિ કે યાસ્કે પોતાના જીવનકાલમાં દેખાતા સોનું વગેરે પદાર્થો જોઈને ૭ વિકારો ગણાવેલા છે. એમાં એ વસ્તુની ઉત્પત્તિ નજર સામે થતી દેખાય છે ઇન્દ્રિયગમ્ય છે—જગતની ઉત્પત્તિને કોઈ પ્રત્યક્ષ જોઈ શકતું નથી, તે આપણી ઇન્દ્રિયો કે મનથી જાણી શકાય નહીં. તેથી જે અપ્રત્યક્ષ છે તેમાં प्रत्यक्ष ની વાત લાગુ પાડવી યોગ્ય નથી શ્રી અપ્પય્ય દીક્ષિતે આ વાત સ્પષ્ટ કરી છે : "**यास्कादयः स्वकाले हैमादीनां विकार-षट्कं दृष्ट्वा पठितवन्तः इति उपपत्तेः, न अतीन्द्रिय अर्थे प्रत्यक्षं**

कल्पनीयम् इत्यर्थः । (કલ્પતરુ પરિમલ-વેદાન્ત કલ્પતરુ પરની ટીકા-ભામતીની ટીકાની ટીકા!)

**न यथोक्तविशेषणस्य** . હવે ભાષ્યકાર સૂત્રના यतः પદથી સૂચવાના કારણનો નિર્ણય કરે છે તે માટે સાંખ્યદર્શન, ન્યાય-વૈશેષિક, માધ્યમિક બૌદ્ધદર્શન, પુરાણમત, સ્વભાવવાદ વગેરે મતોમાં બતાવેલા જગત કારણનો નિષેધ કરે છે તેમાં નૈયાયિકોના અનુમાનની શંકરાચાર્યે વિસ્તારપૂર્વક ચર્ચા કરી છે આ ભાષ્યકારના લગભગ અંત સુધી અનુમાનવાદી મત ચર્ચાના કેન્દ્રમાં સીધી કે આડકતરી રીતે જોવા મળે છે

કહેલા વિશેષણોવાળુ જગત, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન ઈશ્વર સિવાય બીજા કોઈ પણ કારણમાંથી ઉત્પન્ન થઇ શકે નહીં.

(૧) **प्रधानात् अचेतनात्**.. અચેતન એવા પ્રધાન=પ્રકૃતિ જડ પ્રકૃતિમાંથી એવું અદ્ભુત જગત ઉત્પન્ન થઇ શકે નહી સાંખ્ય દર્શનના પ્રણેતા કપિલમુનિ મનાય છે. ઈશ્વર કૃષ્ણની સાંખ્યકારિકાઓ પણ પ્રસિદ્ધ છે તેમાં પુરુષ અને પ્રકૃતિ, એ મૂળ કારણોને લીધે જગત ઉત્પન્ન થતુ બતાવ્યુ છે તેમા પુરુષ તો માત્ર દૃષ્ટિ પ્રકૃતિ ઉપર કરે છે જગત ઉત્પન્ન થવાની પ્રક્રિયા તે પ્રકૃતિ-જડ પ્રકૃતિમાં થાય છે નિષ્ક્રિય પુરુષ તો કાંઇ કરતો નથી, પ્રકૃતિને જ કર્તા માનવામાં આવે છે પુરુષને ભોક્તા માનવામાં આવે છે, સરખાવો — **कार्यकरणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।** ગીતા ૧૩।૨૧

સાંખ્યમત, વૈશેષિકવાદ વગેરેનુ સવિસ્તર ખંડન શંકરાચાર્યે તર્કપાદભાષ્ય (બ્ર સૂ. અ ૨, પાદ ૨) માં કરેલુ છે

(૨) **अणुभ्यः**—અણુઓમાંથી જગતની ઉત્પત્તિ વગેરે સંભવી શકે નહી કણાદમુનિ પ્રણીત વૈશેષિક દર્શનમાં પરમાણુઓને જગતકારણ માનવામાં આવે છે પરંતુ જડ પરમાણુઓમાં સ્વયં ક્રિયા કેવી રીતે કરી શકે તે સમજાવી શકાય તેમ નથી (**न अणुषु आद्यं कर्म स्यात्** શાં ભા. તર્કપાદ બ્ર સૂ ૨।૨।૧૨) એટલે અણુઓને પણ જગતના જન્માદિનુ કારણ, સૂત્રના **यत** પદથી સ્વીકારી શકાય નહી

(૩) **अभावात्**—અભાવમાંથી પણ જગતના જન્માદિ થઇ શકે નહી, **अभाव**=શૂન્ય નાગાર્જુનની મૂળ માધ્યમિક કારિકાઓમાં શૂન્યવાદનુ સ્થાપન

કરેલું છે. આને બૌદ્ધદર્શનની માધ્યમિક શાખા કે શૂન્યવાદ કહે છે. ૨।૨।૩૧ બ્ર. સૂ. ભાષ્યમાં આચાર્ય નોંધે છે. **शून्यवादिपक्षः तु सर्व-प्रमाणविप्रतिसिद्धः इति तत् निराकरणाय न आदरः क्रियते (!)** કોઇ પ્રમાણથી શૂન્યવાદ સિદ્ધ જ થઇ શકતો નથી. તેથી, તે વાદ ખંડિત થવાના આદરને પણ લાયક નથી. જાણે કે વાદનું ખંડન કરવું એ પણ એ વાદના માન કરવા બરાબર છે. શૂન્યવાદ તો એવા માનને ય લાયક નથી! ઘડો શૂન્યમાંથી નહીં, માટીમાંથી થાય છે. કોઈક વસ્તુ આરોપ કરવા માટે પણ જરૂરી છે. રજતનો ભ્રમ થવા માટે શુક્તિ તો જોઈએ જ ને! શૂન્યને કારણ માનીએ તો આ દેખાતું જગતની કોઇ રીતે ઉત્પત્તિ વ. સમજી શકાય નહીં. (અલબત્ત, ગૌડપાદનો અજાતિવાદ, બૌદ્ધોનો શૂન્યવાદ આ રીતના અને આટલા સરલ નથી તે ધ્યાનમાં રાખવું.)

(૪) **संसारिणः वा**—સંસારી એક લોકમાંથી અન્ય લોકમાં જેને જવાનું થાય તે સંસરણ-ગમન કરનાર તે સંસારી=જીવ મહાનમાં મહાન સંસારી તે હિરણ્યગર્ભ બ્રહ્મા. શ્રી આનંદગિરિ લખે છે. "**केचित् तु हिरण्यगर्भम् संसारिणाम् एव आगमात् जगद्धेतुम् आचक्षते ।** આ મત બહુ પ્રસિદ્ધ ન હોવાથી 'ન્યાયનિર્ણય' ટીકામાં **केचित्**-કેટલાક કહે છે-એમ કહેવું છે. બ્રહ્મા જેવો સમર્થ જીવ પણ આવું જગત રચવા સમર્થ નથી.

(૫) **न च स्वभावतः**—સ્વભાવમાંથી-આપોઆપ પણ, જગતના જન્માદિ સંભવી શકે નહીં. શંકરાચાર્યના સમયમાં કે તેની પહેલાં સ્વભાવવાદ કે યદૃચ્છાવાદ પણ પ્રચલિત હતો. સ્વભાવવાદ પ્રમાણે કાર્યને ઉત્પન્ન કરવાની જરૂર (!) કાર્યની અંદર સ્વભાવથી જ રહેલી છે. (ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા-એમ. હિરિયણ્ણા)

અહીં એક વાત ધ્યાનમાં રાખવી કે પ્રથમ ચાર મતોનો તો, **न संभावयितु शक्यम्**—એ કારણમાંથી જગતની ઉત્પત્તિ વ ની સંભાવના શક્ય નથી, એમ માત્ર નિષેધ કરીને જ ભાષ્યકારે સંતોષ માન્યો છે. પણ, આ પાંચમા કારણનો નિષેધ કરવા માટે ભાષ્યમાં હેતુ બતાવેલો છેઃ **विशिष्ट**...સ્વભાવતઃ ઉત્પત્તિ બે રીતે લઇ શકાય. કાં તો વસ્તુ પોતે પોતામાંથી જ જન્મે-(કારણ સ્વીકાર પણ પોતે જ પોતાનો હેતુ) અથવા તો કોઇ પણ કારણ વગર આપોઆપ ઉત્પન્ન થઈ જાય. કોઇ વસ્તુ પોતે

પોતામાંથી ઉત્પન્ન થતી જગતમાં જેવા મળતી નથી, તેથી જગતની ઉત્પત્તિ માટે પણ પ્રથમ વિકલ્પ સ્વીકારી શકાય નહીં. બીજો વિકલ્પ પણ શક્ય નથી, કારણ કે કોઇ પણ કાર્યની ઉત્પત્તિ માટે ખાસ પ્રકારનું સ્થળ, ખાસ સમય અને વિશિષ્ટ એવા નિમિત્ત કારણનું ગ્રહણ કરવું જ પડે છે. ડાંગરરૂપી કાર્ય થવા માટે અમુક પ્રકારનું ખેતર, અમુક ચોક્કસ–ચોમાસાનો–સમય અને કૃષિનિષ્ણાત ખેડૂતની નિમિત્ત કારણની જરૂર રહે છે જ.

સરખાવો—किं स्वयमेव स्वस्य हेतुः इति स्वभावः उत कारण-अनपेक्षत्वम् । न आद्यः, आत्म-आश्रयत्वात् । न द्वितीय... विशिष्टानि असाधारणानि देशकालनिमित्तानि । तेषाम् कार्य-अर्थिभिः उपादीयमानत्वात् कार्यस्य कारण-अनपेक्षत्वं न युक्तम् इत्यर्थः । (રત્નપ્રભા)

एतद् एव ..માં નૈયાયિક-વૈશેષિકોનું કારણનું કાર્ય પરથી થતું અનુમાન અહીં સૂચવેલું છે ભાષ્યકાર સ્વભાવવાદનો નિષેધ દૃઢ કરવા માટે એક હેતુ તો આપે છે. એ હેતુમાં વૈશેષિકોનું અનુમાન સૂચિત છે. સ્વભાવવાદનો નિષેધ કરવા કહ્યું કે કાર્યની ઉત્પત્તિ માટે વિશિષ્ટ દેશાદિની જરૂર હોવાથી, જગતના જન્માદિનું કારણ સ્વભાવ માની શકાય નહી. આ હેતુમાં, કાર્યના સ્વરૂપ ઉપરથી કોઇક વિશિષ્ટ કારણનું અનુમાન સૂચિત છે.

ભાષ્યકાર કહે છે આ જ અનુમાનને, ઇશ્વરને કારણ માનનારા વૈશેષિકો–નૈયાયિકો, ઇશ્વરનું અસ્તિત્વ સાબિત કરવા માટે, સાધન તરીકે યોજે છે દા. ત. यत् यत् कार्यम् तत् तत् सकर्तृकम्, घटवत् । જે કાર્ય હોય તે હમેશાં કર્તાવાળું જ હોય. ઘટ કાર્ય છે. તેનો કર્તા કુમ્ભકાર હોય છે જ. કુમ્ભકાર વગર આપોઆપ (स्वभावत:) ઘટ થતો નથી. આમ જગત વિષે પણ અનુમાન થઇ શકે.

जगत् सकर्तृकम्, कार्यत्वात्, यत् यत् कार्यम् तत् सकर्तृकम्, यथा घटः, इदम् जगत् कार्यम् (તેથી) जगत् सकर्तृकम् । આમ, પક્ષ, હેતુ, સોદાહરણ વ્યાપ્તિ, ઉપનય અને નિગમનથી આ તર્ક રજૂ કરી શકાય.

નૈયાયિકો આવી રીતે, જગતના કારણરૂપ ઇશ્વરના અસ્તિત્વ સિદ્ધ કરે છે

શંકરાચાર્યે સ્વભાવવાદનો વિરોધ કરવા નૈયાયિકોના અનુમાનનો આશ્રય લીધો, એક કાંટાથી બીજા કાંટાને કાઢવા પૂરતો. આ વાત બરાબર ધ્યાનમાં રાખવી, કારણ કે આગળનો ભાષ્યવિસ્તાર આ મુદ્દાને આધારે છે.

હવે, ઉપરની ચર્ચા સંક્ષેપમાં જોઈ લઈએ. સૂત્રના **यतः** પદથી કારણ સૂચવાય છે–જે (કારણ) માંથી પણ બાદરાયણે કયું કારણ એવી કારણ વિષે સ્પષ્ટતા કરી નથી. તેથી, **यतः** પદમાં અનેક કારણો કલ્પવાની શક્યતા છે. તે આમ, ૧ **यतः = प्रधानात्**

૨ **यतः = अणुभ्यः**

૩ **यतः = अभावात्**

૪ **यतः = संसारिणः**

૫ **यतः = स्वभावतः**

આ બધાં શક્ય કારણોનો શંકરાચાર્યે નિષેધ કર્યો કારણ કે એમને તો **यतः = ब्रह्मणः** એમ સિદ્ધ કરવાનું છે.

હવે, સ્વભાવવાદનો વિરોધ કરવા જતાં, **यतः** શબ્દની એક નવા અર્થની શક્યતા ઊભી થઈ. **यतः = कर्तृतः = ईश्वरतः** એટલે કે જગતનાં જન્માદિ કર્તા ઈશ્વરમાંથી થયેલ, સ્વભાવતઃ–આપમેળે નહી.

(૧૩) **ननु इहापि**—**ननु** શંકા સૂચવતો અવ્યય છે. **इह**=અહીં **जन्मादि** સૂત્રમાં–પણ, **तत् एव**=નૈયાયિકોએ ઈશ્વરના અસ્તિત્વ માટે યોજેલું **अनुमान** જ. **उपन्यस्तम्**–શું રજૂ થયેલું છે? ભાષ્યકારે સ્વભાવવાદના વિરોધમાં આ અનુમાનનો આશ્રય લીધો. તેથી, સૂત્રના પદોનો અર્થ આમ પણ થઈ શકે : **जन्मादि–अस्य यतः**—આ જગતરૂપી કાર્યનાં ઉત્પત્તિ વગેરે જે કારણમાંથી થાય છે, **तत् ब्रह्म** નહીં, પણ તે (નૈયાયિકોએ માનેલ) ઈશ્વર છે.

જો આમ સ્વીકારવામાં આવે તો, એનું પરિણામ એ આવશે કે બાદરાયણ આ સૂત્રમાં યાયિકોનું અનુમાન રજૂ કરે છે—કહો કે એ અનુમાનના પાયા ઉપર આ **जन्मादि** સૂત્ર રચાયું છે. તાત્પર્ય કે બાદરાયણનાં સૂત્રોમાં નૈયાયિકોના અનુમાનની વિચારણા છે, ઉપનિ. વાક્યોની નહીં.

શું આ વાત તમે સ્વીકારી છો ?

**न वेदान्त...** શંકરાચાર્ય વૈશેષિકોની વાતનો અસ્વીકાર કરે છે અને સૂત્રોનું મુખ્ય પ્રયોજન, રૂપકાત્મક સુંદર શૈલીમાં બતાવે છે તમે માનો છો એ વાત બરાબર નથી. કારણ કે સૂત્રોનું પ્રયોજન વેદાન્ત–ઉપનિષદનાં વાક્યોરૂપી કુસુમોને ગુંથવાનું છે જાણે કે ઉપનિષદનાં વાક્યો પુષ્પો હોય, બ્રહ્મસૂત્ર જાણે કે પરોવવાનો દોરો હોય અને બાદરાયણ જાણે કે શાંત ને સ્વસ્થ ચિત્તે બેઠા બેઠા, ઉપનિષદનાં પુષ્પોને બ્રહ્મસૂત્રના દોરામાં પરોવતા ન હોય ! શંકરાચાર્યની શૈલી સુબોધ છતાં અર્થગંભીર છે (**भाष्यं प्रसन्नगंभीरम् तत्प्रणीतं विभज्यते** ભામતી ટીકાના આરંભે) જાણે કે સૂત્રને વ્યુત્પત્તિ–અર્થ પ્રગટ કરતા હોય તેમ ભાષ્યકારે કહ્યું **वेदान्त–वाक्य–कुसुम ग्रथन–अर्थ–त्वात् सूत्राणाम्** ।

**वाक्यार्थ** આચાર્ય રૂપકાત્મક ભાષાને સાદા રૂપમાં સમજાવે છે. બ્રહ્મસૂત્રોમાં વેદાન્ત–ઉપનિ.ના વાક્યોને લઇ લઇને, તે વાક્યોના અર્થ વિષે વિચારણા કરવામાં આવે છે આમ, બ્રહ્મસૂત્રો તો ઉપનિ વાક્યોની વિચારણાનું એક સાધન છે જિજ્ઞાસુ, બ્રહ્મસૂત્રમાં ગૂંથાયેલા ઉપનિ. વાક્યોના અર્થ ગંભીર વિચારણા કરે છે વિચારણાને અંતે અમુક અધ્યવસાન=નિર્ણય કરી લે છે એ નિર્ણય થયા પછી આપોઆપ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે બ્રહ્મની અનુભૂતિ કદી યે અનુમાન વગેરે પ્રમાણની વિચારણા કરવાથી થતી નથી **निर्वृत्तिः=आविर्भाव** પ્રગટ થવુ (ભામતી) બ્રહ્મ સાક્ષાત્કારનો આવિર્ભાવ

બ્રહ્મના સાક્ષાત્કારનો આવિર્ભાવ આ સૂત્રો દ્વારા થતો હોવાથી, આ સૂત્રોને બ્રહ્મસૂત્રો કહે છે એ સાક્ષાત્કાર ઉપનિ વાક્યોની વિચારણાને અંતે થતા નિર્ણયમાંથી આવિર્ભૂત થાય છે, એ પણ નક્કી છે. જ્યારે બ્રહ્મ સાક્ષાત્કાર ઉપનિ. વાક્યોની વિચારણામાંથી જ થાય છે એ નિર્વિવાદ હોય તો પછી સૂત્રકાર ઉપનિ. વાક્યોને છોડીને, તેમાં અનુમાનની વિચારણા શા માટે કરે !

ટૂંકમાં, આ જન્માદિ સૂત્રમાં વૈશેષિકોનાં અનુમાનની વિચારણા નથી તૈત્તિરીય ઉપનિ.ના **यतो वा इमानि...** એ વાક્યની જ એમાં વિચારણા કરેલી છે.

અહીં એ ધ્યાનમાં રાખવું કે ભાષ્યકારે **यत** પદથી સૂચવાતાં

બધાં કારણોને = નૈયાયિકોનાં અનુમાનસિદ્ધ ઈશ્વરનો પણ-નિષેધ કરીને જો પોતાના મતના સમર્થનમાં સીધેસીધી **यतो वा इमानि.** એ તૈત્તિ. શ્રુતિ ટાંકી દીધી હોત તો, આગળના ભાષ્યનો વિસ્તાર થાત નહીં.

પરંતુ, અનુમાન પ્રમાણનું વેદાન્તમાં સ્થાન નિશ્ચિત કરવાની ભાષ્યકારની ઇચ્છા હોવાથી, **एतद् एव अनुमानम्** એમ કહીને શંકાની ભૂમિકા સર્જી છે.

**सत्सु तु**...અહીં, ભાષ્યમાં અનુમાનનો પ્રમાણની પણ શરતી સ્વીકાર કરેલો છે. આ વાત પ્રથમ સૂત્રભાષ્યના અંતમાં પણ સૂચવી છે- **तत्-अविरोधि-तर्क-उपकरणा वेदान्तवाक्य-मीमांसा।** तत्=ઉપનિ. વાક્યોને જે તર્ક વિરોધી ન હોય, માત્ર તેવા જ તર્કોને સાધન તરીકે વેદાન્તની વિચારણામાં સ્વીકારાય છે. પરંતુ, બ્રહ્મનાં જ્ઞાન માટેનું મુખ્ય પ્રમાણ તો વેદાન્ત વાક્યો જ છે. તેમાં ગૌણ રીતે, મર્યાદિત પ્રમાણમાં અનુમાનને પણ સ્થાન ખરું.

**सत्सु**—સતિ સાતમી છે: **यदा जगतः जन्मकारण वादीनि वेदान्तवाक्यानि सन्ति तदा**—જ્યારે જગતના જન્માદિને કહેતાં-બતાવતાં, ઉપનિ. નાં વાક્યો મળતાં હોય છે ત્યારે......આ એક વાત.

બીજું, એ વાક્યોના અર્થની સમજૂતી (ગ્રહણ) જ્યારે અનુમાનથી વધુ દૃઢ થતી હોય ત્યારે...એટલે કે અનુમાન શ્રુતિમાં કહેલા અર્થને સમજવામાં મદદરૂપ થતું હોય તો......

ત્રીજું, એ અનુમાન ઉપનિ. વાક્યોનો વિરોધ ન કરતું હોય તો...

**प्रमाणं भवत्**—પ્રમાણ થતા અનુમાનને ન **निवार्यते**—અટકાવી શકાતું નથી. એટલે કે આ ત્રણ શરતો પૂરી થતી હોય તો અમે અનુમાનને પણ વેદાંતમાં સ્વીકારીએ છીએ સૂત્રકાર પણ સૂત્રોમાં એટલે અંશે અનુમાનને પણ પ્રમાણ તરીકે સ્વીકારે. ન **निवार्यते**=નિવારી શકાતું નથી—નિવારણ કરવામાં અટકાવવામાં—આવતું નથી—સ્વીકારવું પડે છે.

એક તો, શ્રુતિઓ વિવાદાસ્પદ વસ્તુ અંગે મળતી હોય, એટલે કે અનુમાન પ્રમાણ તદ્દન સ્વતંત્ર ન હોય.

બીજું, અનુમાન શ્રુતિના અર્થને સમજવામાં સહાય કરતું હોય, અને ત્રીજું અનુમાન ઉપનિ. વાક્યનું વિરોધી ન હોય—આમ અનુમાનનો વેદાન્તમીમાંસામાં શરતી સ્વીકાર કરવામાં આવે છે.

શંકરાચાર્ય પોતાના મનના સમર્થનમાં એ શ્રુતિઓ ટાંકે છે. શ્રુતિના સહાયક તરીકે અનુમાનને સિદ્ધ કરવા કોઈ અન્ય પ્રમાણની જરૂર નથી. શ્રુતિ સ્વયં એ વાત કહે છે.

**श्रोतव्यः मन्तव्यः**— બૃહદારણ્યક ઉપનિ. માં યાજ્ઞવલ્ક્ય પોતાની પત્ની મૈત્રેયીને આ વાક્ય કહે છે—**आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो—निदिध्यासितव्यो मैत्रेयि आत्मनो वा अरे दर्शनेन श्रवणेन युक्त्या विज्ञानेन इदं सर्वम् विदितम्** । (બૃહ. ૨–૪–૫) અહીં પ્રસ્તુત ચર્ચામાં મન્તવ્યઃ શબ્દ જ જરૂરી છે. ગુરુ પાસેથી આત્મા વિષે સાંભળીને, પછી સાંભળેલા જ્ઞાનને આધારે મનન કરવું **मन्तव्य**= મનન કરવું જોઈએ. તર્કનું અનુસંધાન કરીને વિચારવું એનું નામ મનન અથવા તર્કથી વિવેચન કરવું એ મનન. સરખાવોઃ **युक्त्याः** (યુક્તિ તર્કથી) **विवेचन मननम्** (ભામતી) અને **मननं युक्ति अनुसधानम्** (ન્યાયનિર્ણય). આમ આ શ્રુતિમાં આત્માનાં જ્ઞાનમાં, મન્તવ્યઃ એમ કહીને મનનની તર્કવિચારની સહાયકતા બતાવેલી છે.

**पण्डितो मेधावी...**છાંદોગ્ય ઉપનિ. માં ઉદ્દાલક આરુણિ પોતાના પુત્ર શ્વેતકેતુને **तत् त्वम्** અસિનો ઉપદેશ આપતાંનાં આ વાક્ય કહે છઃ જેમ, હે પુત્ર, ગંધાર નામના પ્રદેશમાંથી, આંખે પાટા બાંધીને (**अभिनद्धाक्षम्**) નિર્જન જંગલમાં કોઇકને લઇ જઇને છોડી દેવામાં આવે, ત્યારે પૂર્વ, ઉત્તર–વગેરે દિશાઓ તરફ જોઇને એ બૂમો પાડે છે. પછી કોઇક તેના પાટા છોડી નાખે અને કહે કે આ આ દિશામા ચાલવાથી ગન્ધાર પ્રદેશ જઇ શકાય. પછી તે પુરુષ એક ગામથી બીજે ગામ ચાલતો પૂછતો, અંતે ગંધાર પ્રદેશમા પહોંચી જાય છે, કારણ કે તે પુરુષ પંડિત અને મેધાવી છે. એ શ્રુતિ છેઃ "**तस्य यथा अभिनद्धं प्रमुच्य प्रब्रूयात् पताम् दिशाम् गन्धारा पताम् दिशाम् व्रजेत् । स ग्रामाद् ग्रामम् पृच्छन् पण्डितो मेधावी गन्धारान् एव उपसंपद्येत एवम् एव आचार्यवान् पुरुषो वेद ।**" (છાંદો. ૬–૧૨–૨) ભાવાર્થ એ છે કે જે પંડિત અને મેધાવી પુરુષ અંતે જેમ સ્વદેશ પહોંચે, તેમ યોગ્ય ગુરુને મેળવનાર પુરુષ બ્રહ્મને–સ્વને જાણી લે છે.

આ શ્રુતિમાં પ્રસ્તુત ચર્ચા માટે જરૂરી શબ્દો છેઃ **पण्डित**. અને ખાસ તો **मेधावी**. **पण्डा=उत्कार्ष-धी-सामर्थ्यम्**-કહેલી વાતને સમ-

જવ મા ની બુદ્ધિની શક્તિ એટલે પણ્ડા એવી પડા જેનામાં હે તે પંડિત મેધા એટલે માર્ગદર્શકની સૂચના પ્રમાણે, ન કહેલ વસ્તુની બાબ તમાં જે કલ્પના કરવાની-તર્ક કરવાની જે શક્તિ હોય તે **अनुक्तेऽपि प्रयोजकशिक्षया उत्प्रेक्षाशक्तिः मेधावित्वम्** (આનન્દગિરિ)

ગુરુ પાસેથી, પોતાની પંડા શક્તિથી આત્માનુ સ્વરૂપ સમજીને, પછી જે ન કહેલુ હોય તેવી બાબતમાં પણ, કલ્પના શક્તિથી (મેધાથી) તર્કવિતર્ક કરીને, આત્મસ્વરૂપને યથાર્થ રીતે જાણી લેવુ

આ શ્રુતિમાં પણ **મેધાવી** શબ્દથી, આત્મજ્ઞાનમાં તર્કની સહાયતા સૂચ કે છે **मनः** = પોતાને-શ્રુતિને

આમ, વેદાન્તમીમાંસામાં મર્યાદિત રીતે, અનુમાન ઉપયોગી બને છે, એ શ્રુતિ પ્રમાણથી જાણવા મળે છે.

**न धर्मजिज्ञासायाम्** - અહીથી ભાષ્યમા એક જુદી ચર્ચા શરુ થાય છે. ઉપર, વેદાંતમા સ્વીકારાતાં શ્રુતિ અને અનુમાન પ્રમાણની વાત કરી વેદાતમીમાંસામા શ્રુતિ મુખ્ય પ્રમાણ અને અનુમાન ગૌણ પ્રમાણ તેથી, આ સૂત્રમા અનુમાનની વિચારણા હોવાની શકા કરવી નહી .. વગેરે.

આ ચર્ચા પરથી, ભાષ્યકારે ધર્મમીમાંસા અને બ્રહ્મમીમાંસામાં મનાતાં પ્રમાણો. અને એમ શા માટે તેના હેતુઓ રજૂ કરીને, પ્રામાણ્યની ચર્ચા શરૂ કરી.

ધર્મજિજ્ઞાસા કે પૂર્વમીમાંસામાં તો માત્ર શ્રુતિ વગેરે પ્રમાણો જ માનવામાં આવે છે શ્રુતિઆદિ-આ આદિ શબ્દથી ઇતિહાસ, પુરાણ, સ્મૃતિઓ સમજવાં (ભામતી) પરંતુ, બ્રહ્મજિજ્ઞાસા કે ઉ મીમાંસામાં માત્ર શ્રુતિ વગેરે પ્રમાણોને જ નહી, પણ શક્ય હોય તે રીતે, અનુભવ વગેરેને પણ પ્રમાણ તરીકે સ્વીકારાય છે **अनुभव-आदि**-આ **आदि**થી અનુમાન પ્રમાણ સમજવુ (ન્યાયનિર્ણય) અહી, ભાષ્યકારે ખૂબ સાવધા નીથી યથાસંભવ-સંભવિત હોય ત્યાં, બધે જ નહી-શબ્દ રાખી દીધો છે

બ્રહ્મજિજ્ઞાસામાં શ્રુતિ ઉપરાંત, અનુભવાદિ પ્રમાણ મનાય છે, તે સિદ્ધ કરવા બે હેતુઓ આપેલા છે (૧) **अनुभव-अवसानत्वात्-ब्रह्मज्ञानस्य** અને (૨) **भूतवस्तु-विषयत्वात् ब्रह्मज्ञानस्य**. એક તો,

-શાબ્દિક બ્રહ્મજ્ઞાનનું, મનન, નિદિધ્યાસન વગેરે કરીને, અનુભવમાં પર્યવસાન થાય છે. **અનુભવ** = બ્રહ્મસાક્ષાત્કાર. બ્રહ્મજ્ઞાનની પૂર્ણતા-સમાપ્તિ બ્રહ્મના અનુભવમાં થાય છે. આમ, બ્રહ્મજ્ઞાનની બાબતમાં અનુભવ કરવો એ અંતિમ લક્ષ્ય હોવાથી, તેમાં અનુભવને પ્રમાણ માનવામાં આવે છે. કાશ્મીર જઈ આવેલા માણસનો અનુભવ કાશ્મીરના પ્રવાસમાં ઉપયોગી થાય—પ્રમાણરૂપ બને. તેમ બ્રહ્માનુભૂતિ જેણે કરેલી હોય તેનો અનુભવ, બ્રહ્મજિજ્ઞાસુને માટે પ્રમાણભૂત બને.

આમ બ્રહ્મજ્ઞાનનો આખરી મુકામ બ્રહ્મસાક્ષાત્કાર કે અનુભવ હોવાથી, તેવા જ્ઞાનની વિચારણામાં શ્રુતિ ઉપરાંત, સ્વતંત્ર રીતે અનુભવ પણ પ્રમાણ બને. દા. ત. ઉપનિ. માં જેના વિષે સ્પષ્ટ નિર્દેશ ન હોય, છતાં રામકૃષ્ણ પરમહંસનાં વાક્યો પરમાત્માની ચર્ચા-વિચારણામાં પ્રમાણરૂપ લેખાય. પરમહંસનાં વાક્યોમાં તેમનો પોતાનો અનુભવ છે.

(૨) **भूतवस्तु**......બ્રહ્મજ્ઞાનની વિષય ભૂત વસ્તુ છે-બ્રહ્મ છે. જે વસ્તુ ભૂત હોય તેના માટે જ અનુભવ પ્રમાણ બની શકે દા. ત. કાશ્મીરનો પ્રવાસ પૂરો કર્યા પછી દશ મિત્રો ભેગા મળીને, પોતપોતાના અનુભવોની ચર્ચા કરે. તે ચર્ચાનો વિષય ભૂતકાલીન પ્રવાસ છે. તે ચર્ચામાં વિષય ભૂત-થઇ ગયેલી-વસ્તુ હોવાથી, પ્રત્યેકનો અનુભવ સામાન્યતઃ પ્રમાણભૂત મનાય. બ્રહ્મ ભૂત=ભૂતકાલીન એમ અર્થ કરવો નહીં. **भूत**= સત્ય-જે સદાકાલ છે તે. બ્રહ્મ સત્ય-સદાકાલ ૠત્ હોવાથી, તેના વિષયમાં અનુભવ પ્રમાણ બની શકે. પ્રવાસના ઉદા.માં જો કાશ્મીરનો પ્રવાસ હજી થવાનો બાકી હોય તો, તેમાં કોઈને કાશ્મીરનો અનુભવ ન હોવાથી, અનુભવને પ્રમાણ તરીકે અવકાશ જ ન રહે. આ ઉદા. અત્યંત સ્થૂળ સમજવું.

આમ, બ્રહ્મજિજ્ઞાસામાં વિષય ભૂત-બ્રહ્મ હોવાથી, અનુભવાદિ પણ પ્રમાણ મનાય છે. આનાથી ઊલટું, ધર્મજિજ્ઞાસાનો વિષય ધર્મ-કર્તવ્ય કરવાનો બાકી છે તે-છે જે ભવ્ય-કર્તવ્ય કે ભવિષ્યમાં થનાર છે, તેના વિષયમાં અનુભવ પ્રમાણ બની શકે નહીં. તમે જ્યોતિષ્ટોમ યજ્ઞ કરો. તે ક્રિયા પૂરી થાય પછી ધર્મનું સ્વરૂપ અસ્તિત્વમાં આવે. ધર્મની બાબતમાં અનુભવ કે સાક્ષાત્કારની અપેક્ષા પણ નથી. સરખાવો-**धर्मस्य अनुभव-अयोग्यत्वात्, तद् अनुष्ठानस्य च शाब्द-धी-मात्रात्**

पर सिद्धे धर्मवाक्यानाम्, उक्त-धीजनकत्वम्। ब्रह्मणि तु अनुभवयोग्ये तद्वाक्याना नैवम् इत्यर्थे । (न्यायनिर्णय)

બીજુ, ધર્મજિજ્ઞાસામાં ધર્મના આત્મલાભ-પોતાના સ્વરૂપને મેળવવાનો-અસ્તિત્વનો આધાર કોઈક પુરુષની ક્રિયા ઉપર હોય છે અમુક ક્રિયા પછી જ ધર્મ અસ્તિત્વમાં આવે તેથી, તેમાં અનુભવ પ્રમાણ બની શકે અનુભવ હમેશા ભૂતવસ્તુનો જ થાય

આમ, ધર્મજિજ્ઞાસામાં ધર્મના સાક્ષાત્કારની અપેક્ષા ન હોવાથી, અને ધર્મ ભવિષ્યમાં થનાર-ભવ્ય હોવાથી, તેના વિષયમાં અનુભવાદિ પ્રમાણ માની શકાય નહી માત્ર શ્રુતિ વ ને જ પ્રમાણ માનવામાં આવે છે

**कर्तुम** વ કહીને ધર્મનું સાધ્યપણુ-કે તેની ભવ્યતા-ભવિષ્યમાં થનારપણુ-બતાવે છે તેથી, એક બાજુ ભેદ ધર્મમાં અમુક વિકલ્પોને શાસ્ત્રાનુસાર સ્વીકારવા-અસ્વીકારવાની છૂટ છે ધર્મમાં આવા વિકલ્પો હોય છે પણ ખરા પરંતુ, બ્રહ્મ કે જે ભૂત છે-ભવિષ્યમાં બ્રહ્મનુ સ્વરૂપ પ્રગટ થનાર નથી, સનાતન સત્ છે-તેની બાબતમાં, છે પણ, તે નથી પણ તેવા વિકલ્પો કરી શકાતા નથી વિકલ્પોને સાધ્યક્રિયામાં અવકાશ હોય, સિદ્ધમાં નહી

દા ત 'અમુક ગામ પહોંચવુ' એ સાધ્ય છે. એ સાધ્યને સિદ્ધ કરવાનો આધાર પુરુષની ઇચ્છા ઉપર છે તે મન ફાવે તે રીતે સિદ્ધ કરશે ઘોડા ઉપર બેસીને જાય, પગે ચાલીને જાય કે જવાનુ માંડી જ વાળે આમ, ગ્રામપ્રાપ્તિ ભવ્ય-ભાવિમાં થનાર-હોવાથી, પુરુષને અધીન છે તેમા અનુભવાદિ પ્રમાણ બને અને વિશેષમાં અહી વિકલ્પોને અવકાશ રહે આ લૌકિક કર્મની વાત

**तथा अतिरात्रे**—'અતિરાત્ર' નામના એક ખાસ યજ્ઞમાં, ભરેલા સોમરસના પ્યાલાઓમાંથી સોમના પ્યાલાને ગ્રહણ કરવો—આવુ એક વિધાન છે બીજા વિધાનમા સોમનો પ્યાલો લેવાનો નિષેધ કર્યો છે એક વિધાનમાં સૂર્યોદયના સમયે હોમ કરવાનુ કહ્યુ, તો બીજા વિધાનમાં સૂર્યોદય ન થયો હોય ત્યારે હોમ કરવાનુ કહ્યુ આમ સોમના પ્યાલાનું ગ્રહણ કે હોમક્રિયા ભાવિમાં કરવાની હોવાથી, તેમાં અનુભવને અવકાશ નથી અને વધારામાં અહી પણ વિકલ્પોને સ્થાન છે, આ વૈદિક કર્મની વાત

આમ, ધર્મજિજ્ઞાસામાં વિધિ, પ્રતિષેધ, વિકલ્પ, ઉત્સર્ગ અને અપવાદ સાર્થક બને, બ્રહ્મજિજ્ઞાસામાં આ વિધિ વગેરેને અવકાશ નથી. તેથી એકમાં અનુભવ પ્રમાણ નથી, બીજામાં છે.

(૧) વિધિ—કોઇક ક્રિયા કરવા માટે વિધાન. આવું વિધાન વિધ્યર્થના રૂપમાં મોટેભાગે હોય છે. દા. ત. **ज्योतिष्टोमेन स्वर्गकामः यजेत् ।** જ્યોતિષ્ટોમ-નામના યજ્ઞથી સ્વર્ગની ઇચ્છાવાળાએ યજન કરવું જોઇએ. અહીં यज् નું વિધ્યર્થ રૂપ **यजेत** છે. આવા વિધાનને વિધિવાક્ય કહેવાય.

(૨) પ્રતિષેધ—ઉપરના જેવું જ, પણ નિષેધાત્મક વાક્ય. દા. ત. **न सुरां पिबेत् ।** સુરા પીવી જોઈએ નહીં.

(૩) વિકલ્પ—**व्रीहिभिः यवैः वा यजेत ।** કાં તો ચોખાથી કે કાં તો જવથી યજ્ઞ કરવો જોઇએ. આમાં બે વિકલ્પો છે. ગમે તે એકને સ્વીકારી શકાય.

(૪) ઉત્સર્ગ—a general rule સામાન્ય નિયમને ઉત્સર્ગ કહે છે. **न हिंस्यात्**–હિંસા ન કરવી જોઈએ. આ ઉત્સર્ગ છે.

(૫) અપવાદ—સામાન્ય નિયમનો ભંગ. દા. ત. **अग्नि षोमीयं पशुम् आलमेत**—અગ્નિષોમ નામના યજ્ઞના પશુને કાપવું જોઈએ. અહીં હિંસા કરવાની વાત હોવાથી, સામાન્ય નિયમનો તે અપવાદ બને છે.

"આ વિધિ વ. ને ધર્મના વિષયમાં અવકાશ છે. બ્રહ્મના વિષયમાં નહીં, કારણ કે આવું અનિશ્ચિત કર્મ અનુભવયોગ્ય બનતું નથી. સરખાવો : **ते च कर्मणि सावकाशाः । तथा च अव्यवस्थितं कर्म, अनुभव-अयोग्यम् इत्यर्थ ।** (ન્યાયનિર્ણય)

**न तु वस्तु...**વસ્તુની બાબતમાં ધર્મની જેમ વિકલ્પો કરી શકાતા નથી. વિકલ્પો પુરુષબુદ્ધિની અપેક્ષા રાખે છે. ધર્મની વાતમાં પુરુષની ઇચ્છાને સ્થાન છે. કોઇ એક વિકલ્પ પ્રમાણે, પુરુષ પોતાની બુદ્ધિ કે ઇચ્છાને અનુસરીને, સૂર્યોદય પહેલાં કે પછી હોમક્રિયા કરી શકે છે. આમ, ધર્મજ્ઞાનમાં ભલે અનુવાદિની અપેક્ષા ન હોય, પણ પુરુષબુદ્ધિની અપેક્ષા રહે છે. ગોવિન્દાનંદ લખે છે : **धर्मो हि यथा यथा ज्ञायते, तथा तथा कर्तुम् शक्यते इति, यथाशास्त्रम् पुरुष-बुद्धि-अपेक्षाः**

**विकल्पा सर्वे प्रमारूपाः । इत्यक्षरार्थः** ( રત્નપ્રભા ) ધર્મ જે રીતે જણાય તે રીતે કરવી શકય છે એમ હોવાથી, શાસ્ત્રમાં કહેલી, પુરુષ-બુદ્ધિની અપેક્ષાવાળા, વિકલ્પો ધર્મના વિષયમાં પ્રમાણરૂપ લેખાય પુરુષની બુદ્ધિને યોગ્ય લાગે તે પ્રમાણે કોઇ એક વિકલ્પ સ્વીકારે છે તેથી કહ્યુ : **पुरुषबुद्धि अपेक्षाः ।**

**न वस्तु**—કોઇ વસ્તુનુ યથાર્થજ્ઞાન, પુરુષની બુદ્ધિ ઉપર આધાર રાખતુ નથી પુરુષબુદ્ધિની અપેક્ષાએ, જેમ ધર્મના સ્વરૂપમાં ભિન્નતા આવે, તેમ વસ્તુના સ્વરૂપમાં પુરુષ-બુદ્ધિની અપેક્ષાએ કોઇ ફેરફાર કરી શકાતો નથી **यथातथ**—જે રીતે હોય તેમ જ **यथातथस्य भाव = याथात्म्य**=જે રીતે હોય તેમ જ હોવાની સ્થિતિ = યથાર્થતા વસ્તુના યથાર્થજ્ઞાનનો આધાર માત્ર વસ્તુને જ અધીન છે પુરુષ પોતાની બુદ્ધિ પ્રમાણે, આ વસ્તુ આમ છે કે તેમ છે, આ ઘર છે અથવા આ પર છે એવુ જો કહે તો તે વસ્તુનુ યથાર્થજ્ઞાન નહી બને

**वस्तुयाथात्म्यज्ञान वस्तुतन्त्रम् एव**—વસ્તુનુ યથાર્થજ્ઞાન વસ્તુને જ અધીન છે શંકરાચાર્યનો આ સિદ્ધાંત બહુ મહત્ત્વનો છે દા ત. અંધારામાં કોઇક થાભલાને જોઇને કહે કે-આ સ્થાણુ ( થાભલો ) છે અથવા કોઇક માણસ છે અથવા બીજુ કાંઇક છે

અહી થાંભલારૂપી વસ્તુમાં પુરુષ બુદ્ધિથી વિકલ્પો કરે છે તેમાં સ્થાણુને સ્થાણુ (થાભલા) તરીકે જાણવો એ જ તેનુ થાંભનાનુ તત્ત્વજ્ઞાન છે પરંતુ થાંભલાને પુરુષ કે બીજુ કાંઈક કહેવુ એ થાભલાનુ મિથ્યા જ્ઞાન છે કારણ કે પુરુષત્વ વગેરે માણસની એ જોનારની બુદ્ધિ થાભના ઉપર આરોપેલ છે, ખરેખર થાંભનાના સ્વરૂપમાં નથી

**प्रामाण्य-प्रमाणता**—આમ ભૂતવસ્તુ જે જ્ઞાનનો વિષય હોય તે જ્ઞાનનુ પ્રામાણ્ય પ્રમાણુતા-પ્રમાણુરૂપ હોવાની સ્થિતિ વસ્તુને જ અધીન છે બ્રહ્મજ્ઞાનનો વિષય પણ ભૂતવસ્તુ બ્રહ્મ હોવાથી, બ્રહ્મજ્ઞાનનુ પ્રામાણ્ય બ્રહ્મને જ અધીન છે બ્રહ્મ જેવુ છે તેવુ ને તેવુ જ બિરાબર જાણુ, એ જ બ્રહ્મનુ તત્ત્વજ્ઞાન-યથાર્થજ્ઞાન છે આમ, આ જ્ઞાન પ્રમાણુરૂપ છે કે મિથ્યા તેનો સાચો આધાર વસ્તુ પોતે જ છે

આ બાબતમાં સાત્રનો એક મત નોધવા જેવો છે Being is.

Being is in-itself. Being is what it is. સત્ છે. સત્ તેના પોતાના સ્વરૂપમાં જ છે. સત્ જે છે, તે જ છે. પ્રો. મધુસૂદન બક્ષી આ વાત સમજાવતાં લખે છે, "સૂર્ય પ્રકાશમાં હું ગુલાબનું ફૂલ જોઇ રહ્યો છું ત્યારે તે અમુક સ્વરૂપનું દેખાય છે. પરંતુ, સંધ્યાકાળે તે બીજા રૂપનું દેખાય છે. આ બીજાં રૂપોની અનુપસ્થિતિને કારણે વસ્તુઓના જ્ઞાતાની તત્કાલ મનસ્થિતિથી સ્વતંત્ર અસ્તિત્વ સાબિત થાય છે." (Trans phenomenal Being of phenomenon) (સાર્ત્રનો અસ્તિત્વવાદ)

(૧૪) **ननु भूतवस्तुत्वे** ..આમ, ધર્મમીમાંસા અને બ્રહ્મમીમાંસા વચ્ચે પ્રમાણભેદની ચર્ચા કરવા જતાં, એક બીજી શંકા કરવાની શકયતા ઊભી થઇ બ્રહ્મ ઘટાદિ જેવી ભૂતવસ્તુ હોવાથી, તે પ્રમાણાન્તર–શ્રુતિ પ્રમાણથી બીજાં પ્રમાણો જેવાં કે પ્રત્યક્ષ, અનુમાનનો વિષય બનશે. જો બ્રહ્મ શ્રુતિથી અન્ય પ્રમાણનો વિષય બને તો, શ્રુતિઓ નિરર્થક બને. કારણ કે પ્રત્યક્ષ કે અનુમાનથી જાણેલા બ્રહ્મને જ શ્રુતિઓમાં કહેલુ છે તેમ માનવું પડે જેમ કોઇ બે મિત્રો નદી કિનારે જતા હોય અને ફળ પડેલાં બંનેને દેખાય, ત્યારે એક મિત્ર બીજાને કહે—**नद्याः तीरे फलानि सन्ति.** આ વાક્યનું કોઇ મહત્ત્વ નથી. કારણ કે પડેલાં ફળ તો પ્રત્યક્ષ પ્રમાણથી જાણવા મળે છે, તેથી, नद्याः...એ વાક્ય પ્રત્યક્ષથી જાણેલાને જણાવે છે– માત્ર અનુવાદ કરે છે. જો બ્રહ્મ પણ પ્રમાણાન્તરથી જાણવા મળે છે, એમ તમે માનશો તો શ્રુતિઓ પ્રત્યક્ષ–અનુમાનથી મળતા જ્ઞાનનો જ અનુવાદ કરતી હોવાથી નિરર્થક બની જશે

ભૂત એવા બ્રહ્મનું જગતના કારણ તરીકે જ્ઞાન અનુમાન પ્રમાણથી થાય છે એવું તમે કહેવું જ છે આમ, મૌલિક રીતે બ્રહ્મનું જ્ઞાન અનુમાનથી થતું હોય તો પછી મૂળ એવા અનુમાનની જ વિચારણા સૂત્રોમાં છે એમ માનવું પડશે, નહીં કે અનુમાનથી મળતાં જ્ઞાનનો માત્ર અનુવાદ કરનારી શ્રુતિઓની વિચારણા

બ્રહ્મ તો સિદ્ધ કે ભૂત વસ્તુ છે, તેથી તેની બાબતમાં અનુમાન જ પ્રમાણ બનશે, શ્રુતિ નહીં. સરખાવો : **तथा च जन्मादिसूत्रे जगत्कारणं अनुमानम् विचार्यम्, सिद्धार्थे तस्य** (અનુમાનની) **मानत्वात्** (પ્રમાણતા), **न श्रुतिः (विचार्या), सिद्धार्थे तस्याः अमानत्वेन तद्विचारस्य निष्फलत्वात् इति शङ्कते ननु इति ।"** (રત્નપ્રભા)

**न इन्द्रिय-अविषयत्वेन..** થી ઉપર કહેલી વાતનો નિષેધ કરે છે ધારો કે તમે કહો છો તેમ બ્રહ્મ અન્ય પ્રમાણુનો વિષય બને તો તે પ્રત્યક્ષનો જ વિષય પહેલા બનશે કારણ કે અનુમાનનો આધાર પણ આખરે તો પ્રત્યક્ષ ઉદા. થી બંધાયેલી વ્યાપ્તિ ઉપર હોય છે બ્રહ્મ પ્રત્યક્ષ પ્રમાણુનો વિષય બને તો જગતરૂપી કાર્ય સાથે જોડાયેલુ બ્રહ્મ પણ દેખાવુ જોઈએ જેમ ઘર સાથે માટી (જોડાયેલી) દેખાય છે પરંતુ, બ્રહ્મના જગત સાથેના આવા સંબંધનુ ગ્રહણ થતુ નથી તેથી, આપણે કરેલી ધારણા ખોટી છે એટલે કે બ્રહ્મ ઇન્દ્રિયનો વિષય બનતુ નથી તેથી, શ્રુતિઓ અનુમાનના અનુવાદરૂપ નથી

**इन्द्रिय-अविषयत्वेन सम्बन्ध-अग्रहणात्**—નો અનુવાદ એમ કરેલ છે-તેનો બ્રહ્મનો, અન્ય પ્રમાણો સાથેનો સંબંધ સ્વીકારવામાં આવતો નથી થીબોએ પણ આમ જ ભાષાંતર કર્યું —No connection with those other means of knowledge પરંતુ, આ સંબંધ અગ્રહણને અન્યત પણ સમજાવાય છે વાંચો **ब्रह्मण इन्द्रिय अविषयत्वे, इद कार्यम् गृह्यमाणं ब्रह्मणा सम्बन्धम् इति गृहीत, तस्माद् सम्बन्ध अग्रहणात् न इन्द्रिय-विषय** । (ભામતી ઉપર પાદટિપ્પણી) ભાષ્યમાં આગળ પણ આ સંબંધ, જગત અને બ્રહ્મ, કાર્ય-કારણ વચ્ચેનો તેમ બતાવ્યુ છે **सति हि** (ભાષ્ય) આનંદગિરિ કહે છે, "**सम्बन्ध-अग्रहात् इति उक्तं व्यनक्ति—सति हीति ।**" **सति हि** થી એના ભાષ્યમાં, સંબંધ-અગ્રહણથી રજૂ કરેલી વાતને જ વ્યક્ત કરેલી છે

તેથી, સંબંધ-અગ્રહણુ એટલે બ્રહ્મ અને જગતના સંબંધનુ અગ્રહણુ એમ લેવુ કદાચ વધુ યોગ્ય ગણાશે કારણ કે *इन्द्रिय-अविषयत्व* એમા જ પ્રત્યક્ષ પ્રમાણુનો તો નિષેધ છે જ તે નિષેધ માટેનો હેતુ આપેલ છે સંબંધનુ ગ્રહણુ ન થતુ હોવાથી-એમ કહીને

ઇન્દ્રિયો કેમ બ્રહ્મને જાણી શકતી નથી? **स्वभावत** -ઇન્દ્રિયોના સ્વભાવ-બંધારણને કારણે પ્રથમ વિષય-બ્રહ્મ જગતની વસ્તુઓ-external things અને બીજી વાર વિષય-ઇન્દ્રિયજ્ઞાનનો વિષય-object ઇન્દ્રિયોનો સ્વભાવ જ એવો છે કે તેઓ જગતની બાહ્ય વસ્તુઓને જ વિષય બનાવે છે ઇન્દ્રિયનો આવો સ્વભાવ બતાવતી કઠોપનિષદ્ની એક શ્રુતિ છે—

पराञ्चि खानि व्यतृणत् स्वयम्भू-
पराङ् पश्यति न अन्तरात्मन् ।

(कठ २।११)

સ્વયંભૂ ખાનિ-ઇન્દ્રિયોને પરાઙ્મુખ બને તેમ હિંસિત કરી-હણેલી છે. પ્રત્યગ્ આત્માને જોવાનું સામર્થ્ય તેમને ન આપવું એ જ તેમની હિંસા.

અન્યપક્ષે બ્રહ્મ પણ રૂપાદિ વિષયયુક્ત ન હોવાથી, ઇન્દ્રિયનો વિષય બનતું નથી

सति हि.. આગળ કહેલી વાત જ વધારે સ્પષ્ટ કરેલી છે कार्यमात्रम् ..જે કાર્ય હોય તે હમેશાં કારણવાળું જ હોય-એવી વ્યાપ્તિ તો એમને પણ સ્વીકાર્ય છે પણ આવી વ્યાપ્તિની મદદથી, સ્વતંત્ર રીતે તમે એવું અનુમાન કરી શકશો નહીં. શ્રુતિની મદદ લીધા વિના છૂટકો નથી. અમે પણ માન્યું કે કાર્યને કારણ હોય જ હવે કાર્યનું તો પ્રત્યક્ષથી ગ્રહણ થાય છે તે કોઈ કોઈક કારણે તો કરેલું છે હવે બ્રહ્મથી એ કાર્ય થયું કે કોઈક અન્ય કારણથી જગતકાર્ય થયું -તેનો નિશ્ચય અનુમાનથી થઈ શકતો નથી ब्रह्मणा सम्बद्धम्=ब्रह्मणा कृतम्. संबद्धम्=कृतम् यस्मात् (રત્નપ્રભા)

તેથી, ભલે માત્ર કારણનું અનુમાન કરી શકાતું હોય, પણ તે કારણ એ બ્રહ્મ જ છે એમ જાણવા માટે તે કારણના નિશ્ચિત સ્વરૂપને જાણવા માટે તો શ્રુતિનો જ આશ્રય લેવો પડશે તેથી, આ જન્માદિ સૂત્ર અનુમાનને ગૂંથવા માટે નથી, વેદાન્ત વાક્યોને જ ગૂંથવા માટે રચાયેલા છે.

किं पुन... આ સૂત્રના મૂળમાં કઇ શ્રુતિ છે? लिलक्षयिषितम्= લક્ષ્ (૧૦ ઉ ધ્યાન આપવું, વિચારવું વગેરે) ધાતુનું ઇચ્છા દર્શક, ભાવવાચક નામ બનશે. लिलक्षयिषा (સેટ્), તેના પરથી लिलक्षयिषित ભૂ કૃ એટલે વિચારણા કરવા ઇચ્છાયેલ लिलक्षयिषितम् वेदान्त वाक्यम्-વિચારણા કરવા માટે ઇચ્છાયેલ ઉપનિષદનું વાક્ય કયું છે? સરખાવો • इह=ब्रह्मणि लक्षणार्थत्वेन विचारयितुम् इष्टम् वाक्यम् किम् इत्यर्थः (રત્નપ્રભા)

તૈત્તિરીય ઉપનિષદ્ ભૃગુવલ્લી (૩।૧ ૬) માં ભૃગુ વારુણિને, તેના પિતા વરુણ બ્રહ્મનો ઉપદેશ આપે છે. તેમાં यतो वा इमानि ..એ શ્રુતિ આવે

છે. આ શ્રુતિના અર્થની સ્પષ્ટતા શરૂઆતમાં કરેલી છે. આમાં, जायन्ते, जीवन्ति અને अभिसंविशन्ति એ ત્રણું ક્રિયાપદોથી જન્મ, સ્થિતિ અને લય અનુક્રમે સૂચવાય છે. વળી, इमानि भूतानि પદો આ જગતને સૂચવે છે, અને यतः ને તો સ્પષ્ટ રીતે બ્રહ્મ કહેલું જ છે–तद् ब्रह्म આમ, આ સૂત્રનાં ત્રણ પદો, जन्मादि, अस्य અને यतः અનુક્રમે जायन्ते, इमानि भूतानि અને यतः (સામાન્ય) ઉપર આધારિત છે. આમ આ સૂત્રમાં વેદાન્ત વાક્યરૂપી કુસુમનું જ ગુંફન કરેલું છે.

તૈત્તિ. ઉપનિ. માં કહ્યા પ્રમાણે, ભૃગુ વારુણિ તપ કરે છે ને અનુક્રમે પ્રાણ, મન વગેરેને બ્રહ્મ તરીકે જાણે છે. પુનઃ તે પિતા પાસે જાય છે અને કહે છે : अधीहि मे भगवो ब्रह्म. પૂજ્ય પિતાજી, મને બ્રહ્મ વિષે શીખવો પિતા તેને તપથી બ્રહ્મ જાણવાનું કહે છે। तपसा ब्रह्म विजिज्ञासस्व ।

અંતે, વારુણિને જ્ઞાન થાય છે કે આનંદ જ બ્રહ્મ છે અને તે આનંદમાંથી જગતનાં જન્માદિ થાય છે.

લક્ષણ બે પ્રકારનાં હોય. (૧) તટસ્થ લક્ષણ અને (૨) સ્વરૂપ લક્ષણ.

(૧) તટસ્થ લક્ષણ, વસ્તુના બંધારણમાં સ્વભાવમાં જે ગુણ ન હોય, તે વલણ બતાવીને જ્યારે લક્ષણ કહેવામાં આવે ત્યારે તે તટસ્થ લક્ષણ કહેવાય દા. ત. शाखाग्रे चन्द्रः શાખાની આગળ ચંદ્ર છે–એ ચંદ્રનું તટસ્થ લક્ષણ છે. કારણ કે શાખાની આગળ હોવું—એ ચંદ્રના બંધારણનો ગુણ નથી. એ ગુણ તો અમુક સમય પૂરતો ચંદ્રમાં આરોપાય છે

(૨) સ્વરૂપ લક્ષણ–વસ્તુના મૂળભૂત કોઇક બંધારણમાં રહેલા ગુણને આધારે લક્ષણ અપાય તે તે સ્વરૂપ લક્ષણ દા. ત. प्रकृष्टप्रकाशः चन्द्रः અત્યંત પ્રકાશવાળો ચંદ્ર. અત્યંત પ્રકાશ તો ચંદ્ર ઉપર છે, તેથી તો અવકાશયાત્રીઓ દઝાડતા તાપથી બચવા વિશિષ્ટ પોશાક પહેરે છે. પણ એ દઝાડતો પ્રકાશ ચંદ્રના બંધારણમાં–ચંદ્રના સ્વભાવ કે સ્વરૂપમાં છે ખરો! જો એમ ન હોય તો ઉપર બતાવેલ લક્ષણને ચંદ્રનું સ્વરૂ૫ લક્ષણ કહી શકાય નહીં. મનુષ્ય બુદ્ધિશાળી પ્રાણી છે એ લક્ષણમાં બુદ્ધિ મનુષ્યના સ્વભાવનો અન્યપ્રાણી વ્યાવર્તક ગુણ છે તેથી, એને સ્વરૂપ લક્ષણ કહેવાય.

હવે, જગતનાં જન્માદિ કરવાં એ બ્રહ્મનો સ્વભાવનો કોઇ ગુણધર્મ નથી. જેમ રજ્જુના અજ્ઞાનને લીધે રજ્જુના જ ઉપાદાનવાળો સાપ અને

છે, તે સાપ રજ્જુના અસ્તિત્વમાં જ સ્થિતિ ધરાવે છે, પછી રજ્જુમાં જ લય પામી જાય છે, તેમ અવિદ્યાયુક્ત બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ બને, તે બ્રહ્મમાં જ ટકી રહે છે તે-બ્રહ્મની સત્તામાં જ જગતની સત્તા છે, અંતે તે બ્રહ્મમાં જ લય પામે છે (ભામતી) આમ, જગત રજ્જુમાંથી ઉત્પન્ન થતા સાપના જેવું છે ઉત્પત્તિ વગેરે પણ એવો જ છે. તેથી, બ્રહ્મના સ્વરૂપમાં જગતનાં જન્માદિ કરવાનો ગુણધર્મ હોતો નથી.

आनन्द એ બ્રહ્મનો સ્વભાવ છે તેથી आनन्दं ब्रह्म इति व्यजानात् (તૈ ૩/૬) એ બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ કહેવાય

निर्णयवाक्यम् એટલે यतः વાળી શ્રુતિમાં કોઈને પ્રકૃતિ વગેરે કારણોની શંકા ન થાય તે માટે आनन्दात् हि खलु . એમ यत શબ્દને બદલે आनन्दात् શબ્દ શ્રુતિમાં મૂકીને કારણ વિષે ચોક્કસ નિર્ણય આપ્યો તે કારણ આનંદરૂપ બ્રહ્મ છે આવો નિર્ણય આપનારું વાક્ય તે નિર્ણય-વાક્ય

*अन्यानि अपि . दा त य सर्वज्ञः सर्वविद् यस्य ज्ञानमयं तप । तस्मात् पतद् ब्रह्म नामरूपं अन्न च जायते* (મુ ડક ઉપનિ ૧। ૧। ૯) આ વાક્યમાં બ્રહ્મનું તટસ્થ લક્ષણ સમજવું જગતનાં કારણ તરીકે બ્રહ્મને બતાવતી શ્રુતિઓ પણ સૂત્રકારને અભિપ્રેત છે.

*विज्ञानम् आनन्दम् ब्रह्म ।* (બૃહ ૩।૯।૨૮) જેવાં વાક્યોમાં બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ સમજવું.

**जन्मादि-अस्य यतः** સૂત્ર ઉપરના શાંકરભાષ્યમાં ચર્ચાયેલા કેટલાક મહત્ત્વના મુદ્દાઓ—

(૧) સૂત્રનાં ત્રણ પદોના અર્થ
(૨) સૂત્રના વાક્યનો સમગ્ર અર્થ
(૩) યાસ્કમુનિપઠિત ૭ વિકારોનું જન્માદિથી ગ્રહણ ન કરવું
(૪) વિશિષ્ટ જગતનું કારણ સર્વજ્ઞ બ્રહ્મ જ હોઈ શકે
(૫) આ સૂત્રમાં અનુમાનની વિચારણા નથી
(૬) ધર્મજિજ્ઞાસા અને બ્રહ્મજિજ્ઞાસા વચ્ચે પ્રામાણ્યભેદ
(૭) બ્રહ્મ શ્રુતિથી અન્ય પ્રમાણોનો વિષય બની શકે નહીં
(૮) આ સૂત્રમાં વિચારણા કરવા ઈચ્છાયેલ શ્રુતિનાં મૂળ વાક્યો

## सूत्र ३

ત્રીજુ શાસ્ત્રયોનિત્વ-अधिकरणम्—આ અધિકરણમાં પણ એક જ સૂત્ર છે

जगत् બીજા જન્માદિ સૂત્રમાં બ્રહ્મને જગતનું કારણ બતાવીને, તે સર્વજ્ઞ છે એમ અનુમાનથી સૂચવ્યુ અદ્ભુત જગતની રચના કરનાર કારણબ્રહ્મ સર્વજ્ઞ જ હોવુ જોઈએ

उपक्षिप्तम्—બ્રહ્મને સર્વજ્ઞ તરીકે સૂચવ્યુ છે કારણ કે શ્રુતિના શબ્દો તો જગતના કારણ તરીકે બ્રહ્મને બતાવે છે એ કારણબ્રહ્મ સર્વજ્ઞ છે, એમ એ यतो वा શ્રુતિમા કહ્યુ નથી उप+क्षिप् 'સૂચવવુ' પરથી that has been implied (દેશપાંડે) સરખાવો That Brahman is omniscient we have been made to infer from it being shown that it is the cause of the world" (થીબો) सर्वज्ञत्वम् अर्थात् उक्तम् (ન્યાય નિર્ણય) સર્વજ્ઞતા અર્થ દ્વારા સૂચવી, પણ શબ્૦ દ્વારા નહી

तत् एव તે સર્વજ્ઞત્વને-બીજા સૂત્રમાં સૂચિત સર્વજ્ઞત્વને વધુ દૃઢ કરવા માટે બાદરાયણ ત્રીજા સૂત્રની રચના કરે છે

शास्त्रयोनित्वात् ॥३॥ આ સૂત્રમાં બે શબ્દો છે (૧) શાસ્ત્ર અને (૨) યોનિ (બ્રહ્મ) વેદાદિ શાસ્ત્રનુ યોનિ = કારણ છે, તેથી (તે સર્વજ્ઞ છે) વેદાદિશાસ્ત્રનુ કારણ હોવાથી બ્રહ્મ સર્વજ્ઞ છે शास्त्रस्य योनि शास्त्रयोनि ષષ્ઠી તત્પુ શાસ્ત્રનુ કારણ હવે, આ સમાસને દર્શનશાસ્ત્રની પરિભાષામા મૂકવા તેમાં त्व પ્રત્યય લગાડયો એટલે થયુ शास्त्रयोनित्व शास्त्रयोने भाव = शास्त्रयोनित्वम् શાસ્ત્રનુ કારણ કારણ હોવાપણુ ब्रह्म शास्त्रयोनि એ સાદી ભાષા થઈ ब्रह्मण. शास्त्रयोनित्वम् એ દાર્શનિક પરિભાષા બ્રહ્મ શાસ્ત્રનુ કારણ છે = બ્રહ્મનુ શાસ્ત્રના કારણરૂપે હોવુ હવે, (ब्रह्म) शास्त्रयोनि तस्मात् (तत् सर्वज्ञम्) બ્રહ્મ શાસ્ત્રનું કારણ છે તેથી તે સર્વજ્ઞ છે તેમ કહેવાને બદલે (ब्रह्मण शास्त्रयोनित्वात् (तत् सर्वज्ञम्) એમ કહ્યુ

महत आमां ऋग्वेदादे शास्त्रस्य ઋગ્વેદ શાસ્ત્રનુ એ વિશેષ્ય (નામ) છે ઋગ્વેદાદિ શાસ્ત્રનાં ચાર વિશેષણો શં. આપે છે માત્ર જગતનુ

કારણ હોવાથી જ બ્રહ્મ સર્વજ્ઞ છે, એટલું જ નહીં પણ વેદાદિ શાસ્ત્રનું કારણ પણ બ્રહ્મ હોવાથી તે સર્વજ્ઞ છે. આ ચારે વિશેષણો કાર્યનાં બતાવીને, કારણની સર્વજ્ઞતાની વ્યંજના કરેલી છે.

(૧) **महतः**—મહાન એવા ઋગ્વેદાદિ શાસ્ત્રનું **योनिः** = કારણ બ્રહ્મ છે. આ શાસ્ત્ર ગ્રન્થની દૃષ્ટિએ તેમજ અર્થના ગૌરવથી મહાન છે. શ્રી વાચસ્પતિ કહે છે કે વર્ણાશ્રમ, ગર્ભાધાનાદિ સંસ્કાર, સવારથી સાંજ સુધી કરવાનાં આહ્નિક કર્મો, અમુક નિમિત્તને લીધે થતાં નૈમિત્તિક કાર્યો, મનની ઇચ્છા સંતોષવા થતા કામ્ય કર્મો–આ કર્મોની પદ્ધતિઓ, બ્રહ્મતત્ત્વ વગેરે વિષેનું જ્ઞાન ઋગ્વેદાદિ શાસ્ત્રમાંથી આપણને જોવા મળે છે. **अत एव महाविषयात् महत्** (ભામતી) ઋગ્વેદાદિ શાસ્ત્રનો વિષય મહાન હોવાથી, તે શાસ્ત્ર પણ મહાન છે.

જે વિવિધ વિષયોમાં શિષ્યોને શિક્ષણ આપે છે–શિષ્યોનું શાસન કરે છે તેથી તેને શાસ્ત્ર કહેવાય. **शिष्याणाम् शासनात् शास्त्रम्।**

**अनेक विद्यास्थान...** અનેક વિદ્યાસ્થાનોથી વૃદ્ધિ પામેલ એવું શાસ્ત્ર. **उप + वृह** 'વૃદ્ધિ પામવી' પરથી. આ વિદ્યાસ્થાનો ૧૪ છે એમ બતાવવા પંડિત હરદત્ત શર્મા યાજ્ઞવલ્ક્યનો એક શ્લોક ટાંકે છે. તેમા પુરાણ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર એમ ચાર; શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ અને જ્યોતિષ એ વેદાંગો છ; ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ એ ચાર, એ બધા મળીને કુલ ચૌદ (૪+૬+૪) વિદ્યાસ્થાનો બતાવેલાં છે. મનુસ્મૃતિમાં પણ આ જ ચૌદ વિદ્યાસ્થાનો ગણાવેલાં છે. અહીં નૈષધમાં રજૂ કરેલ શ્રીહર્ષ મહાકવિનો એ આકર્ષક વિરોધાભાસ યાદ આવે છે.

> **चतुर्दशत्वं कृतवान् कुतः स्वयम्,**
> **न वेद्मि विद्यासु चतुर्दशस्वयम् ॥**

(નૈષધચરિત ૧।૪)

ચતુર્દશ વિદ્યાઓમાં ચતુર્દશપણું તો સ્વાભાવિક જ હોય–જેમ એકમાં એકપણું. તો, વળી નળરાજાએ ક્યાંથી તેમના ચતુર્દશત્વને સિદ્ધ કર્યું? ચતુર્દશત્વ ચૌદ–સંખ્યા હોવાપણું અને ચાર દશાઓ હોવાપણું. ૧૪ વિદ્યાઓને અધ્યયન, બોધ, આચરણ અને પ્રચાર એ ચાર દશાઓને (**चतुः दशा**) લીધે ચતુર્દશત્વના ગુણવાળી કરી!

વિષયાંતર થયું. હવે મૂળ વાત. સંસ્કૃત ત્રણે ટીકાઓમાં (રત્નપ્રભા, ભામતી અને ન્યાય નિર્ણયમાં) દશ વિદ્યાઓ જ ગણાવી છે. તેમાં ચાર વેદને ગણેલ એ જ યોગ્ય છે કારણ કે **अनेकविद्यास्थान** એ ઋગ્વેદાદિનું તો વિશેષણ છે.

ઋગ્વેદાદિ શાસ્ત્ર આ વિદ્યાસ્થાનોથી ઉપબૃંહિત = વૃદ્ધિ-પામેલ છે અથવા સમર્થિત બને છે (supported by...) અથવા ઉપકૃત બનેલ. ભામતી વ ત્રણે ટીકાઓમાં ઉપબૃંહિતનો ઉપકૃત અર્થ આપેલ છે. કદાચ એ જ વધુ યોગ્ય છે. દશ વિદ્યાસ્થાનોનાં ઉપકરણવાળું સાધનસામગ્રીવાળું ઋગ્વેદાદિ શાસ્ત્ર

(૩) **प्रदीपवत्...** દીવાની જેમ બધી વસ્તુઓને પ્રકાશિત કરનાર (**अवद्योतिनः**) જેમ દીવો અંધકાર દૂર કરીને વસ્તુઓ પ્રગટ કરે તેમ શાસ્ત્ર પણ અજ્ઞાન દૂર કરીને જગતના પદાર્થોનું જ્ઞાન આપે છે.

(૪) **सर्वज्ञकल्पस्य...** લગભગ સર્વજ્ઞ એવું ઋગ્વેદાદિ શાસ્ત્ર. લગભગનો અર્થ બતાવવા શબ્દને અંતે **कल्प, देश्य** કે **देशीय** એ તદ્ધિત પ્રત્યયો લગાડાય છે. તેથી, સર્વજ્ઞ **कल्प** = લગભગ સર્વજ્ઞ, સંપૂર્ણ સર્વજ્ઞ નહીં.

શાસ્ત્રના આ ચાર વિશેષણો આપીને, **योनिः** એ સૂત્રગત પદનો અર્થ બતાવ્યો. યોનિ શબ્દનો અર્થ કારણ ઉપરાંત પ્રમાણ પણ શં. કરે છે. જે બીજા અર્થને આધારે આ ત્રીજા સૂત્રનું બીજું અર્થઘટન ભાષ્યકાર આપે છે

**न हि ईदृशस्य...** આવા વિશિષ્ટ શાસ્ત્રની ઉત્પત્તિ સર્વજ્ઞ બ્રહ્મ સિવાય થઈ શકે નહી. **लक्षण** = નામવાળાં વળી, એ શાસ્ત્ર પોતે સર્વજ્ઞના ગુણથી અન્વિત કે યુક્ત છે, તો પછી એ શાસ્ત્રનું કારણ બ્રહ્મ તો સર્વજ્ઞ હોય જ કારણમાં શક્તિ હોય તો જ કાર્યમાં આવે,

જેમ બીજા સૂત્ર ઉપરના ભાષ્યમાં જગતરૂપી કાર્યનાં ચાર વિશેષણો આપીને તેનાં કારણ તરીકે સર્વજ્ઞ બ્રહ્મને સાબિત કર્યું, તેમ અહીં પણ શાસ્ત્રનાં ચાર વિશેષણો કહીને, બ્રહ્મની સર્વજ્ઞતાનું શં. અનુમાન કરે છે.

ઉપર રજૂ થયેલ તર્ક વધુ સ્પષ્ટ કરવા ભાષ્યકાર એક વ્યાપ્તિ રચે છે. પંચાવયવી ન્યાયમાં આ પ્રમાણે બતાવી શકાય.

પક્ષ— બ્રહ્મ સ્વરચિત વેદાદિ શાસ્ત્ર કરતાં વધુ વ્યાપક જ્ઞાન ધરાવે છે.

હેતુ— બ્રહ્મ તે વેદાદિ શાસ્ત્રનો કર્તા હોવાથી.

સોદાહરણ વ્યાપ્તિ— જે જે શાસ્ત્ર જેના જેનાથી રચાય તે તે શાસ્ત્ર કરતાં કર્તા હમેશાં અધિક જ્ઞાન ધરાવે છે. દા. ત. પાણિનિમુનિનું વ્યાકરણ.

ઉપનય-આ બ્રહ્મ વેદાદિશાસ્ત્રની કર્તા છે.

નિગમન-બ્રહ્મ વેદાદિશાસ્ત્ર કરતાં વધુ જ્ઞાન ધરાવે છે.

વાક્યરચના-यत् शास्त्रम् यस्मात् पुरुषविशेषात् संभवति, स (पुरुषः) ततः (तत्-तसिल-ततः તે શાસ્ત્રથી) अधिकतरविज्ञानः।

પાણિનિમુનિ તેમણે રચેલા વ્યાકરણ કરતાં ઘણું વધારે જાણતા હતા. તેમનું બધું જ વ્યાકરણ વિષયક જ્ઞાન અષ્ટાધ્યાયીમાં ઉતરી આવ્યું નથી. કૃતિ કરતાં કર્તા હમેશાં મહાન હોય જ.

ઋગ્વેદાદિ શાસ્ત્ર સર્વજ્ઞકલ્પ=લગભગ સર્વજ્ઞ છે. તેથી, છે શાસ્ત્રનો કર્તા (બ્રહ્મ) સંપૂર્ણ સર્વજ્ઞ હોવો જોઈએ આમ કાર્યની વિશિષ્ટતા પરથી કારણની સર્વજ્ઞતાનું અનુમાન કર્યું.

અહીં બીજાં પણ બે વિશેષણો શાસ્ત્રને લગતાં છે. (૧) विस्तरार्थम् शास्त्रम् અને (૨) होय-एक देशार्थम् अपि शास्त्रम्.

શાસ્ત્ર ગમે તેટલું વ્યાપ્તિ-વિસ્તારયુક્ત હોય તો પણ, લેખકના મનના તમામ ભાવોને વ્યક્ત કરી શકતું નથી. विस्तर- પ્રસાર; વ્યપ્તિ. વ્યાપ્તિ- વ્યાપકતાના ગુણથી યુક્ત અર્થવાળું હોવા છતાં, કર્તાના બધા જ જ્ઞાનને દર્શાવી શકતું નથી. કેટલાક એવા અસાધારણ ગુણધર્મ હોય છે કે જેમનો અનુભવ શબ્દોમાં વ્યક્ત કરી શકાતો નથી. દા.ત. શેરડી, દૂધ, ગોળ એ દરેક મધુર છે. પણ પ્રત્યેકની મધુરતા ભિન્ન છે. ગમે તેટલો વિસ્તૃત અર્થ શબ્દોમાં ભરવામાં આવે તો પણ, આ મધુરતાઓ વચ્ચે ભેદરેખા સ્પષ્ટ કરવી મુશ્કેલ છે. અરે, સાક્ષાત્ સરસ્વતી પણ આવી ભિન્ન ભિન્ન મધુરતાઓ વચ્ચેનો ભેદ શબ્દો દ્વારા વર્ણવી શકે નહીં. સરખાવો : न खलु इक्षु-क्षीर-गुडादीनां मधुर रस-भेदाः शक्याः सरस्वत्या अपि आख्यातुम्। विस्तरार्थम् अपि वाक्यम् न वक्तृज्ञाने न तुल्यविषयम् इति कथयितुन विस्तर-ग्रहणम्। (ભામતી)

શ્રી થીબો પણ આ વાક્યનો અનુવાદ કરે છે. "...a man Pos-

sesses a more extensive Knowledge than his work, 'Comprehensive though it be." विस्तरार्थम् Comprehensive વ્યાપક અર્થથી ભરેલું.

(૨) ज्ञेय-एक-देश-अर्थम् अपि शास्त्रम्–એ વ્યાકરણ વગેરે શાસ્ત્ર તો જગતની સર્વ જાણવા યોગ્ય–જ્ઞેય–વસ્તુઓના એક ભાગના અર્થને જ સમાવી લેતુ હોવા છતા, તેવા શાસ્ત્રનો કર્તા તો તેનાથી અધિક જ્ઞાનવાન હોય છે. શબ્દશાસ્ત્ર કે પાણિનિમુનિનું વ્યાકરણ શાસ્ત્ર એ જગતના જાણવા જેવા પદાર્થોમાનુ એક છે ખરેખર તો–આ વિશેષણ, ઋગ્વેદાદિ શાસ્ત્રના આગળ આવતાં सर्व-ज्ञान-आकरस्य વિશેષણના (સીધા વિરોધમાં છે. સર્વ જ્ઞેય વસ્તુઓના એક ભાગ–વ્યાકરણ–ના અર્થવાળા વ્યાકરણથી પાણિનિ અધિકજ્ઞાન ધરાવે છે, તો પછી સર્વજ્ઞાનના ભંડારરૂપ ઋગ્વેદાદિ શાસ્ત્રના કર્તા (બ્રહ્મ) તો સર્વજ્ઞ જ હોય.

આચાર્ય વિશ્વેશ્વર કહે છે–"पाणिनिके ज्ञेय या पाणिनिको ज्ञात (१) पदार्थोंका एकदेश !" (પાનુ–૭૧) અહી જ્ઞેય=પાણિનિને જ્ઞેય અથવા જે જ્ઞાન હતું આવો અર્થ ભાષ્યકારને અભિપ્રેત લાગતો નથી. સરખાવો " .Some special body of doctrine referring to one province of knowledge only." (શ્રી થીબો)

किमु वक्तव्यम् . આ લાંબા વાક્યની–યોજના આ પ્રમાણે કરવી. ऋग्वेदादि-आरव्यस्य, यस्मात् महतो भूतात् योनेः संभवः तस्य महतो भूतस्य ब्रह्मण निरतिशयं सर्वज्ञत्वं सर्वशक्तिमत्त्वं च किमु वक्तव्यम् । "ઋગ્વેદાદિ જે મહાન ભૂત (બ્રહ્મ) એવા કારણમાંથી ઉત્પન્ન થાય છે તે મહાનભૂત બ્રહ્મની સર્વશ્રેષ્ઠ સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તા વિષે તો પૂછવું જ શું ?

अनेकशाखा કહીને શાસ્ત્રની ગ્રન્થની દૃષ્ટિએ મહાનતા બતાવી. देवतिर्यङ् - વગેરે કહીને શાસ્ત્રના વિષયની વ્યાપકતા દર્શાવી. सर्वज्ञान आकर–ખાણ–કહીને શાસ્ત્રના વસ્તુ માત્રને પ્રકાશિત કરવાના ગુણનો નિર્દેશ કર્યો.

વળી, બ્રહ્મમાંથી જે રીતે વેદો ઉત્પન્ન થયા તે રીત પણ બ્રહ્મની સર્વજ્ઞતા–સર્વશક્તિમત્તા બતાવે છે. (૧) अप्रयत्नेन एव–પ્રયત્ન વગર કર્તા કોઈ ક્રિયા કરે તો તેથી કર્તાની અધિકશક્તિ સૂચિત થાય છે: વેદાદિ જેવા શાસ્ત્રને પણ બ્રહ્મ પ્રયત્ન વગર ઉત્પન્ન કરતું હોવાથી, બ્રહ્મ સર્વશક્તિમાન છે.

(२) लीलान्यायेन-કોઈક કામ રમતાં રમતાં કરી નાખવું. એ પણ કર્તાની જ્ઞાનશક્તિની અતિશયતાનું સૂચક છે.

(૩) पुरुषनिश्वासवत्—જેમ માણસ શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયા કોઈપણ પ્રયાસ વગર અભાનપણે કરે છે તેમ બ્રહ્મથી વેદો ઉત્પન્ન થયા. આ પણ બ્રહ્મની સર્વજ્ઞતા સર્વશક્તિમત્તા બતાવે છે

निरतिशयम् એટલે જેનાથી કોઈ અતિશય=ચઢિયાતું ન હોય તે—સર્વશ્રેષ્ઠ આ સર્વજ્ઞત્વ અને સર્વશક્તિમત્વનું વિશેષણ છે

આ લાંબા વાક્યની વચ્ચે બૃહ-ઉપનિ (૨।૪।૧૦) ની એક શ્રુતિ ટાંકે છે. એ શ્રુતિ એમ સાબિત કરે છે કે વેદોને બ્રહ્મે પ્રયાસ વગર પ્રગટ કર્યાં કારણ કે વેદાદિ પોતે જ બ્રહ્મના ઉચ્છ્વાસરૂપ છે.

જ્યારે યાજ્ઞવલ્ક્યનાં પત્ની મૈત્રેયી અમરત્વ પામી શકાય તેવા તત્ત્વની જિજ્ઞાસા કરે છે ત્યારે યાજ્ઞ કહે છે: **न वा अरे पत्यु कामाय...** પછી, એ આત્મામાંથી સર્વ ઉત્પન્ન થયું છે તેમ બતાવતા કહે છે—

**स यथा आर्द्र-एधा-अग्नेः अभ्याहितात् पृथक् धूमा विनिश्चरन्ति,, एवं वा अरे अस्य महतो भूतस्य निःश्वसितम् एतद् ऋग्वेदः यजुर्वेदः .** " (બૃહ ઉપનિ ૨।૪।૧૦) તે—આત્મા—જે આના શ્વાસરૂપે ઋગ્વેદાદિ વેદો પ્રગટ થયા. જેમ ભીના લાકડાવાળા અને સળગેલા અગ્નિમાંથી જુદા જુદા ધુમાડાના ગોટા નીકળે તેમ, અરે આ મહાન ભૂત (બ્રહ્મ)ના ઉચ્છ્વાસરૂપે વેદો નીકળ્યા

अथवा—અહીંથી ભાષ્યકાર આ સૂત્રનું બીજું અર્થઘટન શરૂ કરે છે આ બીજા અર્થઘટનની ભૂમિકારૂપે એક શંકાની કલ્પના કરવી જરૂરી છે.

કદાચ કોઈ કહે કે તમે તો જગત અને વેદ એ બે કાર્યોના આધારે કારણરૂપ બ્રહ્મનું અનુમાન કર્યું બન્નેમાં—બીજા તેમ જ ત્રીજા સૂત્રમાં કાર્યની વિશિષ્ટતા બતાવીને, તેના કારણની સર્વજ્ઞતા બતાવી. આમ, બ્રહ્મનું કારણ સાબિત કરવા અને તેને સર્વજ્ઞ સિદ્ધ કરવા તમે તો અનુમાનનો જ મુખ્ય આધાર લો છો આનો અર્થ તો એ થયો કે **जन्माद्यस्य यतः** અને **शास्त्रयोनित्वात्** બન્ને સૂત્રોમાં અનુમાનની જ વિચારણા કરેલી છે, ઉપનિ. વાક્યોની નહીં.

આવી શંકાના નિરાકરણ માટે સૂત્રનો બીજી રીતે અર્થ કરેલ છે.

**शास्त्रयोनित्वात्** ને ષષ્ઠી તત્પુ. સમાસ ગણીને પહેલો અર્થ કર્યો. આ સૂત્રને બહુવ્રીહિ સમાસ માનીને બીજો અર્થ આપે છે. **शास्त्रम् योनि** **यस्य (यस्य) तत्-ब्रह्म.** શાસ્ત્ર છે પ્રમાણ જેનું તે બ્રહ્મ: **शास्त्रयोनि ब्रह्म शास्त्रयोनिनः भावः शास्त्रयोनित्वम्-तस्मात्= शास्त्रयोनित्वात्** બહુ.માં શાસ્ત્રયોનિ શબ્દ બ્રહ્મનું વિશેષણ બને અને તેથી તે નપું. લિં. માં છે.

શાસ્ત્ર છે પ્રમાણ જે બ્રહ્મનું તે શાસ્ત્રનું પ્રમાણ હોવાથી, નહી કે અનુમાન પ્રમાણથી, બ્રહ્મ જગતનાં કારણ તરીકે સિદ્ધ થાય છે,

**योनि :** શબ્દનો સીધો અર્થ પ્રમાણ થતો હોય તે બહુ પ્રચલિત નથી. તેથી કદાચ ભાષ્યમા વચ્ચે કારણ શબ્દ પણ મૂકેલો છે. યોનિ= કારણ–પ્રમાણ

**शास्त्रम् उदाहृत ..** કોઈ શંકા કરે કે તમે બ્રહ્મને જગતનું કારણ સાબિત કરવા માટે પૂર્વના **जन्मादि** સૂત્રમા શ્રુતિ ટાંકેલી જ છે. ત્યાં તમે **यतो वा..**એ ઉપનિ. વાકયથી બતાવ્યુ છે કે બ્રહ્મ જગતનું કારણ છે. આમ, જગતના કારણરૂપ બ્રહ્મની શાસ્ત્ર પ્રમાણકતા—શાસ્ત્રયોનિત્વ તો આગલા સૂત્ર દ્વારા (**जन्मादि**) દર્શાવેલ છે. તો પછી એકને એક વાતની પુનરુક્તિ શા માટે ? **उच्यते** શંકરાચાર્ય એવી શંકાનો ઉત્તર આપે છે : **जन्मादि अस्य यत** એ પૂર્વના સૂત્રના અક્ષરોમા સ્પષ્ટ રીતે શાસ્ત્રનુ ગ્રહણ કહેલું નથી અમે તો એ સૂત્રના આધારરૂપ તૈત્તિ ની શ્રુતિ **यतो वा** ભાષ્યમાં બતાવી છે એ રીતે, અમે બીજા સૂત્ર ઉપરનાં ભાષ્યમાં તો કારણ તરીકે બ્રહ્મને સાબિત કરવા શાસ્ત્રનુ ગ્રહણ કહેલું છે. પણ, સૂત્રના અક્ષરોમાં શાસ્ત્રનું સ્પષ્ટ ગ્રહણ નથી આમ હોવાથી, બીજા સૂત્રમા કદાચ કોઈક અનુમાન હોવાની પણ શંકા કરી શકે એટલે કે એ સૂત્ર દ્વારા અનુમાનથી બ્રહ્મને જગતકારણ સિદ્ધ કરેલ છે.

એવી શંકાના નિવારણ માટે આ ત્રીજું સૂત્ર છે : **शास्त्रयोनित्वात्** ઋગ્વેદાદિ પ્રમાણરૂપ શાસ્ત્રમાં બ્રહ્મને જગતનુ કારણ બતાવેલ છે, તેથી તમારે બ્રહ્મસૂત્રોમાં અનુમાનની વિચારણા છે એવી શંકા કરવી નહી.

ત્રીજા સૂત્ર ઉપરના ભાષ્યના મુખ્ય મુદ્દાઓ :

(૧) ષષ્ઠી તત્પુ માનીને સૂત્રનાં પદોનો અર્થ.

(२) કર્તા હમેશાં કૃતિ કરતાં અધિકૃત જ હોય.

(૩) બૃહદારણ્યક ઉપનિષદ્‌ની શ્રુતિ.

(૪) સૂત્રના પદને બહુવ્રીહિ સમાસ ગણીને સૂત્રનો બીજો અર્થ.

(૫) પુનરુક્તિની શંકાનું નિવારણ.

## ४. समन्वयाधिकरणम् ।

(૧૭) तत् तु समन्वयात् — એ ચોથા સૂત્રના અંતિમ પદ **समन्वयात्** ઉપરથી, આ ચોથા અધિકરણનું નામ સમન્વય-અધિકરણ. આ અધિકરણમાં પણ માત્ર એક જ સૂત્ર છે.

**कथं पुनः** .. આ શબ્દોથી શંકરાચાર્ય, સૂત્રમાં રહેલા तु શબ્દનું પ્રયોજન બતાવવા પૂર્વપક્ષની યોજના કરે છે. શં. ના મતે સૂત્રગત तु શબ્દ પૂર્વપક્ષનું ખંડન કરવા માટે છે. એ પૂર્વપક્ષ કયો ? શં. **कथम्**... થી પૂર્વમીમાંસકોનો પૂર્વપક્ષ યોજે છે.

આ પૂર્વપક્ષના નિરૂપણ પહેલાં આગમના સૂત્રોનું અનુસંધાન જરૂરી છે. ત્રીજા સૂત્ર-शास्त्रयोनित्वात् ના બીજા અર્થઘટન મુજબ શં. બ્રહ્મને શાસ્ત્રપ્રમાણક ઠરાવે છે. બીજા સૂત્રભાષ્યમા જગતકારણની ચર્ચામા અન્ય-મતોનો નિષેધ કરીને અંતે સ્વભાવવાદનો પણ વિરોધ કર્યો એ વિરોધ દૃઢ કરવા માટે ભાષ્યકારે અનુમાનનો આશ્રય લીધો, ને પોતે જ શંકા ઊભી કરી : **ननु इहापि तदेव**.. શું આ બીજા સૂત્રમાં બાદરાયણે પણ અનુમાન જ ગૂંથેલું છે કે ? એ શંકાના નિવારણમાં ભાષ્યકારે સૂત્રનો મુખ્ય ઉદ્દેશ અને અનુમાનનો મર્યાદિત સ્વીકાર બતાવેલ છે. છતાં કોઇને બીજા સૂત્રમાં અનુમાન ગૂંથેલું છે, શ્રુતિ નહીં એવી શકા થાય તો તેને દૂર કરવા શં. ત્રીજા સૂત્રનું બીજું અર્થઘટન કરીને સિદ્ધ કરે છે કે બ્રહ્મ શાસ્ત્રયોનિ=શાસ્ત્રપ્રમાણક–શાસ્ત્રના પ્રમાણવાળું છે. બ્રહ્મ જગતકારણ છે એ વાત વેદાન્તશાસ્ત્રના પ્રમાણથી જ જણાય છે. અનુમાન વ. થી નહીં. બ્રહ્મ વેદાન્ત શાસ્ત્રનો એક સ્વતંત્ર વિષય ( સાદી પરિભાષામા જ વિષય ) છે. એટલે કે વેદાન્ત શાસ્ત્રમાં મુખ્ય વિષય બ્રહ્મ છે, ઊલટું, બ્રહ્મ વિષયક જ્ઞાન વેદાન્ત પ્રમાણ દ્વારા જ મળે છે. સરખાવો : **शास्त्रं योनिः कारणं=प्रमाणम् अस्य ब्रह्मणः यथावत् स्वरूपाधिगमे ।** (પૃ ૧૮, પરિ.૧૬,ભાષ્ય–સૂત્ર ૩).

**कथं पुनः** ઉપરના અનુસંધાન પછી આ પૂર્વપક્ષની સંગતિ સ્પષ્ટ થશે આ પક્ષ કુમારિલ ભટ્ટ નામના મીમાંસકનો છે **भाट्टमतम्** (રત્નપ્રભા) અને **वार्तिककारमतम्** (ન્યાયનિર્ણય) કુમારિલ ભટ્ટે તન્ત્રવાર્તિક નામના ગ્રંથની રચના કરેલી છે

**यावता**—જે પ્રમાણથી શાસ્ત્રનું ક્રિયાપરત્વ બનાવેતુ છે શાસ્ત્ર બ્રહ્મપરક નહી, પણ ક્રિયાપરક જ છે **पर**=Solely devoted to (ક્રિયા) પરાયણ હોવુ આ નિયમ જૈમિનિમુનિના સૂત્રમાં બતાવેલો છે, (**आम्नायस्य**=વેદ વગેરે શાસ્ત્રનુ ક્રિયા એ જ પ્રયોજન છે, તેથી **अ-तद्-अर्थानाम्**—જે શાસ્ત્ર વાક્યોમાં તત્=ક્રિયાનો અર્થ ન હોય, એ વાક્યોનુ **आनर्थक्य** મનાય છે **अन्+अर्थ+क=अनर्थक** જે વાક્યને કોઈ અર્થ કે પ્રયોજન નથી તે **अनर्थकस्य भावः=आनर्थक्यम्=अनर्थकता=निरर्थकता=निष्प्रयोजनत्वम्** (કલ્પતરુ-પરિમલ) એવા ક્રિયાના અર્થ વગરનાં વાક્યો નકામાં છે

**अतो** વેદાન્તવાક્યોને નિરર્થક જ માનવા પડશે (ઉપરના જૈમિનિ સૂત્ર પ્રમાણે) કારણ કે એ વાક્યોમાં ક્રિયા નથી ઉપનિ ક્રિયાપરક નથી, બ્રહ્મપરક જ છે એમ તમે સિદ્ધ કરવા જશો તો ઉપનિ પોતે જ (જૈ સૂ પ્રમાણે) નિરર્થક બની જશે બ્રહ્મ તો સિદ્ધ વસ્તુ છે, ક્રિયા નથી નિરર્થક વેદાન્તશાસ્ત્રના પ્રમાણથી તમે બ્રહ્મનુ યથાર્થ સ્વરૂપ કેવી રીતે જાણી શકો !

વેદાન્તને સાર્થક બનાવવાના બે માર્ગ છે (૧) વેદાન્તવાક્યોમાં કર્તા-દેહાદિનો અભિમાની આત્મા જે યજ્ઞાદિ ક્રિયાઓ કરે છે દેવતા=બ્રહ્મને એક દેવતા માનવામાં આવે, મોક્ષને ફળ માનવામાં આવે-આમ વેદાન્તમાં ક્રિયાના કર્તા, દેવતા, ફળ વગેરે બતાવેલુ (**प्रकाशन**) છે કર્તા વ ને બતાવવા એ વેદાન્તનુ પ્રયોજન છે આ રીતે વેદાન્તવાક્યોને ક્રિયાવિધિના શેષ-અંગરૂપ ગણી શકાય સરખાવો : **न वयं वेदान्तानाम् आनर्थक्यम् साधयाम, तेषां कार्यशेष कर्तृदेवता फलानाम् प्रकाशनद्वारा कार्यपरत्वम् वक्तव्यम् इति भ्रम** (રત્નપ્રભા) અમે કાંઈ વેદાન્તવાક્યોની નિરર્થકતા સિદ્ધ કરવા માગતા નથી, પરંતુ, કાર્યના શેષરૂપ-અંગભૂત કર્તા, દેવતા ફલ વગેરેને બતાવીને તે વાક્યો પણ કાર્યપરક બને છે એમ સ્પષ્ટ થવુ જોઈએ એમ અમે કહીએ છીએ

આમ, ક્રિયાવિધિના અંગભૂત મનાતા કર્તા, દેવતાને વેદાન્તમાં બનાવેલ છે એમ માનવું. આ રીતે વેદાન્ત પણ ક્રિયાવિધિનું એક અંગ બનશે. વેદાન્તને સાર્થક-સપ્રયોજન બતાવવાની આ એક રીત.

(૨) **उपासनाक्रिया**...જો તમે વેદાંતી એમ કહો કે વેદનો વિધિ-ક્રિયા-વિભાગ અને જ્ઞાનવિભાગ એકબીજાથી તદ્દન અલગ છે. તેથી, ઉપનિ.નો જ્ઞાનવિભાગ એ વિધિક્રિયા-વિભાગનું અંગ બને તેમ માની શકાય નહીં, તો તમે વિધિક્રિયાના અંગને બદલે ઉપાસના ક્રિયાવિધિનાં અંગરૂપ ઉપનિ. છે, તેમ સ્વીકારી લો.

**उपासनादि-आत्मा इत्येव उपासीत**-બૃહ. ૧।૪।૭ આત્માની જ ઉપાસના કરવી જોઇએ—કારણ કે તેમાં બધું એકરૂપ છે. અહીં **उपासीत** એ **उप+आस्**નું વિધ્યર્થ ત્રી. પુ. એ. વ. છે-"ઉપાસના કરવી જોઇએ" એટલે અહીં ઉપાસનાવિધિ છે. ઉપાસનાનો કર્તા દેહનો અભિમાની આત્મા, ઉપાસનાનો દેવતા બ્રહ્મ અને ફળ મોક્ષ.

ઉપાસના એ **क्रियान्तर**-બીજી ક્રિયા જ છે. **स्वर्गकाम यजेत**-માં યજનક્રિયાની વિધિ એ સામાન્ય વિધિક્રિયા છે, જ્યારે ઉપાસના તેવી સામાન્ય વિધિ-ક્રિયાથી અન્તર-જુદી એક ક્રિયા જ છે. એવી ઉપાસનારૂપી અન્યક્રિયાનું વિધાન-નિરૂપણ—કરવું એ વેદાન્તનું **अर्थत्व-**પ્રયોજન છે. આમ બીજી રીતે વેદાન્તને ઉપાસનાક્રિયાની સાથે જોડીને તેને સાર્થક માની શકાય.

અહીં વિધિના સ્વરૂપ વિષે થોડી સ્પષ્ટતા કરવી જરૂરી છે. વિધિ એટલે અમુક ક્રિયા કરવા માટેની આજ્ઞા. સામાન્યત વિધ્યર્થનાં રૂપોથી એ આજ્ઞા કરવામાં આવે છે : **स्वर्गकामो यजेत-यज्**-યજન કરવું-નું વિધ્યર્થ ત્રી પુ. એ વ. સ્વર્ગની ઈચ્છાવાળા પુરુષે જ્યોતિષ્ટોમ યજ્ઞથી યજન કરવું જોઈ એ આવાં વિધાનોને વિધિલિઙ્ પણ કહે છે, કારણ કે તેમાં વિધિ-વિધાનને લિઙ્ દ્વારા જણાવવામા આવે છે આ વિધિલિઙ્ ફલને માટે એક ઉત્પાદક શક્તિ ઉત્પન્ન કરે છે, જેને મીમાંસાની પરિભાષામા ભાવના કહે છે. આ ભાવના બે પ્રકારની : (૧) અર્થને લગતી આર્થી, (૨) શબ્દને લગતી શાબ્દી. આના આધારે વિધિના બે પ્રકાર : (૧) અજ્ઞાતજ્ઞાપક અને (૨) અપ્રવૃત્ત પ્રવર્તક. એમાં અજ્ઞાતજ્ઞાપક વિધિ ત્રણ વસ્તુઓનો અર્થ સ્પષ્ટ કરે છે : (A) વિધિક્રિયાનું સાધ્ય કે ફળ. (B) વિધિક્રિયાનું સાધન અને

(C) વિધિક્રિયાની રીત અપ્રવૃત્ત પ્રવર્તક વિધિ પણ ત્રણે વસ્તુઓમાં પ્રવૃત્ત કરે છે • (A) અમુક ક્રિયા શા માટે કરવી તે બતાવીને પ્રવૃત્ત થવાનું કહે (B) સાધન બતાવીને પ્રેરણા કરે અને (C) એ ક્રિયા કેવી રીતે કરવી એ જણાવીને પુરુષની પ્રવૃત્તિમાં જોડે

આ બે પ્રકારની વિધિ ઉપરાંત, કેટલાંક વાક્યોમાં ક્રિયાની માત્ર પ્રશંસા કે નિન્દા કરેલી હોય છે તેવાં વાક્યોને દર્શનની પરિભાષામાં **અર્થવાદ** કહે છે આ અર્થવાદ વાક્યો પણ નિન્દા કે પ્રશંસા દ્વારા વિધિ ક્રિયા સાથે સંકળાયેલાં હોય છે

તદુપરાંત, વિધિના બીજી રીતે પણ ચાર પ્રકારો પાડેલા છે (૧) ઉત્પત્તિવિધિ (૨) વિનિયોગવિધિ (૩) અધિકારવિધિ અને (૪) પ્રયોગવિધિ.

ઉપરની ચર્ચા ભામતી, વેદાન્તકલ્પતરુ કલ્પતરુપરિમલ વગેરે ટીકાઓમાં કરેલી છે અને તેને અનુસરીને પંડિત દત્તત્ત શર્માએ પણ આ મુદ્દાની લંબાણપૂર્વક ચર્ચા કરી છે

હવે ફરી આપણે મૂળ વાત ઉપર આવીએ **न हि परिनिष्ठित** **परि**=બધી તરફથી, નિ-નિશ્ચિતપૂર્વક **स्थितम्**-સ્થિર રહેલું હોય છે બધી રીતે નિશ્ચયપૂર્વક સ્થિર રહેલું=સિદ્ધ વસ્તુ=an already accompli shed thing જે **कृति-अनपेक्ष**-કોઈ ક્રિયાની અપેક્ષા રાખતું ન હોય તે પરિનિષ્ઠિત વેદમાં આવી સિદ્ધ વસ્તુનું પ્રતિપાદન સંભવે નહીં કારણ કે તેમાં તો પ્રત્યક્ષાદિ પ્રમાણો કામ કરે છે સામે દેખાતું વૃક્ષ સિદ્ધ વસ્તુ છે, તેનું જ્ઞાન આપવા માટે વેદવાક્ય જરૂરી નથી એ તો પ્રત્યક્ષ પ્રમાણનો વિષય બની શકે છે **प्रत्यक्षादि विषयत्वात्**-૧ હેતુ બીજું, જે સિદ્ધ વસ્તુ હોય તેની બાબતમાં ન તો કાંઈ હેય=હાનું વિધ્યર્થ કૃદન્ત= છોડવા યોગ્ય હોય કે ન તો કોઈ ઉપાદેય=**उप+आ+दा** નું વિ કૃદન્ત= સ્વીકારવા યોગ્ય હોય સ્વર્ગ પુરુષ માટે ઉપાદેય બની શકે તેથી તેમાં પુરુષાર્થ-પુરુષનું ધ્યેય-human goal હોય છે પણ બ્રહ્મની બાબતમાં તો નથી કોઈ હેય કે નથી ઉપાદેય તેથી તેની બાબતમાં પ્રતિપાદન કરવાથી કોઈ પુરુષાર્થ પણ સાધી શકાતો નથી વેદમાં તો એવી વસ્તુનું પ્રતિપાદન હોય કે જે (૧) પરિનિષ્ઠિત સિદ્ધ ન હોય સાધ્ય હોય (૨) તેના વિષયમાં કાંઈક છોડવાનું કે સ્વીકારવાનું શક્ય હોય પરિણામે તે દ્વારા પુરુષનો કોઈક અર્થ-ઇચ્છા ધ્યેય સિદ્ધ થતું હોય ઉપર કહેલા વિધિના

કોઈ પ્રકારમાં સિદ્ધ બ્રહ્મને સાંકળી શકાય તેમ નથી, સિવાય કે તમે બ્રહ્મવિષયક વેદાન્તવાક્યોને ક્રિયાનાં કે ઉપાસનાનાં અંગભૂત તરીકે સ્વીકારી લો.

આમ, (૧) प्रत्यक्षादिविषयत्वात्-પ્રત્યક્ષ વ. પ્રમાણનો વિષય સિદ્ધ વસ્તુ બનતી હોવાથી અને (૨) તેના પ્રતિપાદનમાં पुरुषार्थ-अभावात्-પુરુષના કોઈ અર્થ કે પ્રયોજનનો અભાવ હોવાથી—આ બે હેતુઓને લીધે બ્રહ્મ જેવી પરિનિષ્ઠિત-સિદ્ધ વસ્તુનું પ્રતિપાદન વેદમાં ન સંભવી શકે.

मत पद—છતાં કેટલાક વાક્યો વેદમાં એવાં મળે છે કે જેમાં સીધી રીતે કોઈ વિધિક્રિયાનો નિર્દેશ ન હોય. દા. ત. स: अरोदीत्-તે અગ્નિ રડયો. આના વિષે એવી વાત છે કે કોઇ એક વાર દેવાસુરનો સંગ્રામ થતાં દેવોએ બહુમૂલ્ય વસ્તુઓ અગ્નિને સોંપીને કહ્યું : "હે અગ્નિ, યુદ્ધમાં અમારો વિજય થશે તો ઠીક છે. નહીં તો આ બધી વસ્તુઓ તને ઉપયોગી થશે." આમ કહીને દેવો જતા રહ્યા. બીજી બાજુ, અગ્નિ એ બધી વસ્તુઓને લઇને ત્યાંથી નાસી ગયો. વિજય મેળવીને પાછા આવેલા દેવોએ અગ્નિને ક્યાં જોયો નહીં. તપાસ કરતાં તે મળ્યો, અને તેની પાસેથી બધી વસ્તુઓ ઝૂંટવી લેવામાં આવી. તે વખતે દેવોથી રુંધાયેલો અગ્નિ રડયો. તેનાં આંસુમાંથી રજત ઉત્પન્ન થયું. વાંચો तस्मात् रजतं हिरण्यम् अदक्षिण्यम् अश्रुजं हि यो बर्हिषि ददाति पुरास्य संवत्सरात् गृहे रुदन्ति । तस्मात् बर्हिषि न देयम् सोऽग्निरमध्येत् । इति तैत्तिरीयसंहितायाम् । (શા. સર.) હવે મૂળ વાત. 'અગ્નિ રડયો' એ વાક્યમાં વિધિક્રિયાનો કોઈ નિર્દેશ નથી તેથી એ વાક્ય आम्नायस्य... એ જૈ. સૂ. પ્રમાણે તો નિરર્થક બની જાય. છતાં આવાં વેદવાક્યો નિરર્થક ન બની જાય તે માટે જૈમિનિનું એક બીજુ સૂત્ર છે. विधिना तु एकवाक्यत्वात् स्तुति-अर्थेन विधीनां स्युः ।

*Because they stand in syntactical connetion* with the injunctions, therefore their purport is to glorify the injunctions (શ્રી થીબો) વિધિના = વિધિક્રિયાની પ્રશંસા (કે નિન્દા) ના અર્થ દ્વારા વિધિના = વિધિક્રિયા સાથે, एक वाक्यत्वात्=અગ્નિ રડયો-એવાં વાક્યોની એકવાક્યતા-સંગતિ-સામંજસ્ય Syntatical relation સાધીને, स्युः=विनियोगाः स्युः-વિનિયોગ

થશે, થવો જોઇએ. ટૂંકમાં, એવાં વિધિક્રિયારહિત વાકયોની પણ (तु) વિધિક્રિયાની સ્તુતિ કે નિન્દા દ્વારા વિધિક્રિયા સાથે એકવાકયતા સાધીને એવાં વાકયોનો વિનિયોગ (વિધિ સાથે જોડાણ) કરી શકાય. હવે, **सोऽरोदीत्**–અગ્નિ રડયો, એ પ્રસંગમાં રજત કે ચાંદીની નિન્દા કરવામાં આવી છે. આના સંબંધમાં વિધિવાકય છે-**बर्हिषि रजतं न देयम्**–યજ્ઞમાં રૂપાનું દાન ન દેવું જોઇએ. આ વિધિવાકય સંબંધી, પહેલું વાકય **सोऽरोदीत्** નિન્દા કરે છે. અગ્નિનાં અશ્રુમાંથી રજત ઉત્પન્ન થયું, તેથી દાનમાં ન દેવાય એવી નિન્દા એ વાકય દ્વારા સૂચવાય છે. આમ, એ વાકય વિધિવાકયમાં આવતા રજતની નિન્દા (**स्तुति–अर्थेन** નિંદા કે પ્રશંસા) દ્વારા **बर्हिषि न देयम्**—એ વાકય સાથે એકવાકયતા પામે છે. આ રીતે, નિંદા કે પ્રશંસા દ્વારા પણ નિરર્થક લાગતાં વાકયોને વિધિ-ક્રિયાની સાથે જોડી શકાય છે. **इति...**આમ **स्तावकत्वेन** પ્રશંસકપણાને લીધે, **सोऽरोदीत्** વાકય પણ સાર્થક બને છે.

બીજું એક ઉદાહરણ : **वायु वै क्षेपिष्ठा देवता**–વાયુ ખરેખર સૌથી વધુ વેગવાન દેવતા છે. આ વાકયમાં પણ વિધિક્રિયાનો નિર્દેશ નથી. તેથી નિરર્થક જેવું લાગે છે. છતાં આ વાકયને વિધિવાકય સાથે જોડી શકાય તેમ છે: **वायव्यम् श्वेतम् आलभेत**—વાયુદેવતા માટેનું ધોળું પ્રાણી કાપવું જોઇએ. વાયુ અતિ ઝડપી દેવતા છે. તેવી પ્રશંસા પહેલાં વાકયમાં કરેલી છે. તેથી, તેને બલિ આપતાં જલ્દી (**क्षिप्र**) ફળ આપશે. આમ, વિધિવાકયના દેવતાની પ્રશંસા દ્વારા, વિધિવાકયની સાથે (**वायव्यम्... आलभेत**) વિધિરહિત વાકય (**वायु वै क्षेपिष्ठा देवता**) ની એકવાકયતા પરસ્પરને અનુરૂપ થાય તેમ–કરીને, એવાં વાકયોને પણ સાર્થક માનવામાં આવે છે. દર્શનની પરિભાષામાં આવાં વાકયોને **अर्थवाद** કહેવામાં આવે છે.

**मन्त्राणाम्...**પૂર્વપક્ષીની સામે કોઇ શંકા કરે : ભલે તમે વેદનાં અન્ય-વાકયોને અર્થવાદ ગણીને વિધિવાકય સાથે જોડતા હો, પણ મંત્રો તો સ્વતંત્ર છે. તેમ ઉપનિ. વાકયો પણ સ્વતંત્ર છે. આની સામે પૂર્વપક્ષી કહે છે કે મંત્રોનો સંબંધ પણ ક્રિયા કે ક્રિયાના સાધનના નિર્દેશ દ્વારા વિધિ સાથે હોય છે. દા. ત. **इषे त्वोर्जे त्वा वायव स्थ देवो वः सविता...**શુ. ય. વા. અ. ૧।૧ શ્રી સાયણ:...**न च आख्यातम्** (ક્રિયા) **उपलभ्यतेऽत्र । न च आख्यातं विना वाक्यं किंचित् विद्यते ।** પછી અર્થ કરે છે : **हे**

छिनद्मि-छेदामि, शाखे इषे=अन्नाय इषे वा त्वा=त्वां छिनद्मि-हे શાખા, અન્ન માટે હું તને કાપું છું. આ મંત્રમાં પણ છિનદ્મિ-કાપવાની ક્રિયા સાથે સંબંધ બતાવેલો છે. સરખાવો : इषे त्वा...इत्यादयो मन्त्राः श्रुत्यादिना क्रतौ विनियुक्तविषयाः (ન્યાયનિર્ણય) અથવા मंत्राणामपि क्रियासंबंध विना न प्रामाण्यम् इति भावः। (પ્રદીપ)

આમ, न क्वचिद्...કયાંય પણ ક્રિયાસંબંધ સિવાય વેદવાકયની અર્થવત્તા=સાર્થકતા જોવામાં આવતી નથી કે નથી તર્કસંગત બની શકતી.

न च परिनिष्ठिते.. પૂર્વપક્ષી સામે શંકા કરે તો તેના નિવારણ માટે કહ્યું : न च...શંકા : અધિકાર, વિનિયોગ પ્રયોગ અને ઉત્પત્તિ-વિધિના એ ચાર પ્રકારોમાં ઉત્પત્તિવિધિ તો માત્ર વસ્તુનું સ્વરૂપ જ બતાવે છે. માત્ર પ્રવૃત્તિમાં જોડવા માટે જ વિધિ હોતી નથી, ન જાણેલાં સ્વરૂપને જણાવવા માટે પણ એક ઉત્પત્તિવિધિનો પ્રકાર છે. તેમ વેદાન્ત પણ અજ્ઞાત એવા બ્રહ્મને જણાવતું હોવાથી સાર્થક છે. વાંચો : न खलु अप्रवृत्तप्रवर्तनमेव विधिः, उत्पत्तिविधेः अज्ञातज्ञापनार्थत्वात्। वेदान्तानां च अज्ञातं ब्रह्म ज्ञापयतां तथाभावात् ..(ભામતી)

શંકાનો ઉત્તર—વિધિનો વિષય હમેશાં કોઈક भावना–Productive force–ઉત્પાદક બળ હોય છે. અસ્તિત્વમાં નહીં આવેલા તેવા ઉત્પાદક બળને ઉત્પન્ન કરવાનું હોય છે. તેથી ઉત્પાદ્ય—જે કઈ ઉત્પન્ન કરવાનું છે. તેવી ભાવના કે ઉત્પાદક બળ એ જ વિધિનો વિષય બની શકે. વળી, ઉત્પત્તિ, અધિકાર વગેરે વિધિવાકયો પરસ્પર વિના એકલાં સ્વતંત્ર કોઇ અર્થ આપતાં નથી. દા. ત. अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः—એમાં સ્વર્ગફળનો સંબંધ બતાવેલો હોવાથી અધિકારવિધિ છે, અગ્નિહોત્રની ક્રિયા સ્વર્ગફળનું એક અંગ છે તેમ જણાવેલું હોવાથી અહીં વિનિયોગ વિધિ છે. હોમવાની ક્રિયાઅનુષ્ઠાન કરાવવું એમાં પ્રયોગવિધિ છે. પરંતુ, अग्निहोत्रं जुहोति-માં તો માત્ર ઉત્પત્તિવિધિ–હોમ ક્રિયાના સ્વરૂપનું જ જ્ઞાન થાય છે. છતાં અહીં પણ અન્યવિધિઓ અપેક્ષિત તો છે જ. પરંતુ, વેદાન્તવાકયોને કોઇ ઉત્પત્તિ વાકયોની જેમ અધિકારવિધિ વ. ની સાથે જોડી શકાતો નથી. તેથી, પરિનિષ્ઠિત=સિદ્ધ જે ઉત્પાદ્ય નથી, તેવી વસ્તુ (બ્રહ્મ) ના સ્વરૂપ માટે વિધિ સંભવે નહીં. વિધિનો વિષય હમેશાં કોઈને કોઈ ક્રિયા હોય છે, જ્યારે સિદ્ધ વસ્તુ બ્રહ્મના વિષયમાં કોઈ ક્રિયા અપેક્ષિત જ નથી.

વિધિના પ્રકારોની સમજૂતી માટે વાંચો : अधिकारः फलसंबंध-बोधनम्; विनियोगः=क्रियाया फलशेषत्वज्ञापनम्, प्रयोग = अनुष्ठापनम्, उत्पत्ति = कर्मस्वरूपज्ञानम् । (ભામતી ઉપર પા૦ ટિપ્પણી, મહાદેવ શર્મા)

ભાષ્યમાં **वस्तुस्वरूपे** શબ્દ હોવાથી આવી ચર્ચાને અવકાશ મળ્યો

**तस्मात्**—કુમારિલ ભટ્ટના મતનો ઉપસંહાર કર્મમાં જરૂરી કર્તા-દેહાદિના અભિમાની આત્માના સ્વરૂપને બ્રહ્મ જેવા દેવતાદિને બતાવવા દ્વારા વેદાન્તવાક્યો ક્રિયાવિધિનાં શેષ—અંગરૂપ બની શકે

**अथ**—થી બીજો વિકલ્પ સૂચવે છે **प्रकरणान्तरभयात्**=પૂર્વમીમાંસાનું કર્મપ્રકરણ=કર્મકાંડ અને ઉત્તરમીમાંસાનું જ્ઞાનપ્રકરણ—જ્ઞાનકાંડ તમે એવી શંકા કરો કે તમે તો અમારાં જ્ઞાનપ્રકરણના ક્ષેત્રમાં કર્મ-પ્રકરણની વાત ઘાલી પાડો છો એમ કર્મપ્રકરણ તો **अन्तर**—જુદું જ છે એ બીકથી (૧) જો તમે **एतद्**=અમારો મીમાંસકોનો મત ન સ્વીકારો તો બીજો વિકલ્પ પણ છે **स्व–वाक्य** વેદાન્તમાં પોતાનાં જ અંકણમાં રહેલા વાક્યોમાં આવેલ (गत)—**आत्मा इत्येव उपासीत** (બૃહ ૧૪ ૭) ઉપાસનાનું કર્મ તો છે જ તો એમ સ્વીકારી લો કે વેદાન્તવાક્યો ઉપાસનાનાં કર્મપરક છે ટૂંકમાં ઉપાસનાકર્મ ઉપનિષદમાં મુખ્ય અને બ્રહ્મ તેનું અંગ માનવું જોઈએ તેથી, બ્રહ્મ માટે સ્વતંત્ર રીતે શાસ્ત્રપ્રમાણ બની શકે શાસ્ત્ર તો મુખ્યત્વે વિધિક્રિયા કે ઉપાસનાક્રિયાનું જ નિરૂપણ કરે છે **तस्मात् न** બ્રહ્મને શાસ્ત્રપ્રમાણક ન કહી શકાય આવો પૂર્વપક્ષ ઊભો થતાં સૂત્રકાર દ્વારા કહેવામાં આવે છે

(૧૮) **तत्तु समन्वयात्** । तत्–તે બ્રહ્મ, तु=પરંતુ, **समन्वयात्**=શ્રુતિ વાક્યોના સમન્વયને કારણે શાસ્ત્રપ્રમાણક છે

સૂત્રનો तु શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિના અર્થવાળો છે વ્યાવૃત્તિ=ખંડન, નિરાકરણ અથવા નિષેધ **समन्वय=सम्+अनु+इ** ઉપનિષદ વાક્યો બરાબર રીતે તાત્પર્યની બાબતમાં પરસ્પર સુસંગત છે (harmony)

ભાષ્યકાર (૧) **तु** (૨) **ब्रह्म** (૩) **समन्वयात्**—એ ત્રણ પદોની સમજૂતી આપે છે **तत्**—સર્વજ્ઞ એવું બ્રહ્મ જગતની ઉત્પત્તિ વગેરેનાં કારણ તરીકે વેદાન્તશાસ્ત્રદ્વારા જ જાણવા મળે છે કેવું ? સમન્વયને લીધે

तात्पर्येण=તાત્પર્યની દૃષ્ટિએ જોતાં–મીમાંસામાં તાત્પર્ય નિશ્ચિત કરવા માટે સાત વસ્તુઓને ધ્યાનમાં લેવામાં આવે છે.

उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वता फलम् ।
अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्यनिर्णये ॥

(૧) ઉપક્રમ=પ્રારંભ દા. ત. છાંદો. ઉપનિ. માં ઉદ્દાલક ભણીને આવેલા પોતાના પુત્ર શ્વેતકેતુને એવા તત્ત્વ વિષે પૃચ્છા કરે છે કે જે તત્ત્વને જાણવાથી, ન સાંભળેલું સંભળાય. ઉદ્દાલક એ તત્ત્વ જાણતો નથી. પિતા તેને કહેવાની શરૂઆત (ઉપક્રમ) કરે છે. सत् एव सौम्य इदम् अग्र आसीत्–હે પ્રિય, પહેલાં આ સત્ તત્ત્વ જ હતું. ડૉ. રાધાકૃષ્ણન્ લખે છે : The logical priority of ब्रह्मन् to the world is brought out by the statement सत् एव...

(૨) उपसंहार=અંત Conclusion. અંતે પિતા પાણીથી ભરેલા પ્યાલામાં મીઠું નાખીને, બધેથી ચાખવાનું કહે છે. એ ઉપરથી સમજાવે છે કે જેમ મીઠું પાણીમાં દેખાતું ન હોવા છતાં પાણીના અણુએ અણુમાં વ્યાપ્ત છે તેમ બ્રહ્મ પણ સામાન્યતઃ દેખાતું ન હોવા છતાં સર્વત્ર વ્યાપ્ત છે : ऐतदात्म्यम् इदं सर्वम् આ સર્વનો બ્રહ્મ જ આત્મા છે.

(૩) અભ્યાસ=repetition એક ને એક વાત વારંવાર કહેવી. છાંદોગ્ય ઉપનિ. ની વાતમાં પિતા પુત્રને નવ વાર કહે છે : तत् त्वम् असि=તે બ્રહ્મ તું છે. જીવસૃષ્ટિના કારણરૂપ પણ બ્રહ્મ જ છે–બ્રહ્મ જ જીવરૂપે ભાસે છે.

૪) અપૂર્વતા—નવીનતા. ઉદ્દાલક આરુણિ કહે છે : सत् सोम्य न निभालयसे–પ્રિય, તે સત્ તત્ત્વને તું જોઈ ન શકે. છતાં તે બધે જ છે. આ એ તત્ત્વની અપૂર્વતા છે.

(૫) ફલ—પરિણામ. યોગ્ય ગુરુને પ્રાપ્ત કરીને પુરુષ એ તત્ત્વને જાણી લે છે અને જેમાંથી સૃષ્ટિ થઈ તે તત્ત્વમાં પુનઃ એકરૂપ બની જાય છે. (મોક્ષ)

(૬) અર્થવાદ—પ્રશંસા કે નિન્દા. જે બ્રહ્મને જાણવાથી ન સાંભળેલું સાંભળી શકાય=येन अश्रुतं श्रुतं भवति વગેરેમાં બ્રહ્મતત્ત્વની પ્રશંસા છે.

(७) ઉપપત્તિ—તર્ક છાં માં પિતા કહે છે

**यथा सोम्य एकेन मृत्पिण्डेन सर्वंमृन्मयंविज्ञात भवति।**
**वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥**

હે પ્રિય, જેમ એક માટીના પિંડને જાણવાથી મૃણ્મય-માટીમાંથી બનાવેલી બધી વસ્તુઓ જાણી લેવાય છે. વિકાર (ઘડો વગેરે) તો વાણીને લીધે આપનામાં આવતુ એક નામમાત્ર છે તે બધુ જ માટી છે એ સત્ય છે જગતરૂપે દેખાતા સર્વ વિકારોનુ કારણ એક માત્ર બ્રહ્મ જ છે આને સમજાવવા માટીનુ દૃષ્ટાંત આપ્યુ આમાં તર્ક છે.

આ સાતે ય વસ્તુઓથી જોતા, **एतस्य अर्थस्य**—બ્રહ્મ જ જગતના જન્માદિનુ કારણ છે—એ અર્થનુ ઉપનિ વાક્યો પ્રતિપાદન કરે છે **समनुगतानि-समन्वितानि** વાક્યો બ્રહ્મને જગત કારણ તરીકે નિરૂપવામાં એકબીજાને સુસગત છે

શકરાચાર્ય ચાર ઉપનિ વાક્યો ટાંકે છે : એ બધામાં બ્રહ્મનુ સ્વરૂપ જ વિષય બને છે (૧) **सत् एव** ની સમજૂતી ઉપર આપેલી છે (૨) (૨) **आत्मा वा**...પહેલા આત્મા એક જ હતો **स ऐक्षत लोकान् नु सृजा**-તેણે વિચાર્યુ (જોયુ) હુ લોકોને સર્જુ અહી પણ બ્રહ્મને જગત કારણ બતાવેલ છે (૩) **तत् एतत्** This ब्रहन् is without an earlier and without a later, without an inside, without an outside the all perceiving (ડૉ રાધાકૃષ્ણન) આમા પણ બ્રહ્મને કોઈ કારણરહિત-અપૂર્વ કહ્યુ છે વસ્તુત બ્રહ્મ જ જગતરૂપે છે પારમાર્થિક દૃષ્ટિએ જોતા તો તેમા કાર્યકારણનો ભેદ પણ કલ્પી શકાતો નથી (૪) મુડકમા કહ્યુ છે · **न तत्र सूर्यो भाति..** આ અમૃત બ્રહ્મ જ આગળ, ઊચે, નીચે-સર્વત્ર છે

આ બધા શ્રુતિવાક્યો વિષે વિચારતા જણાય છે કે તે પરસ્પરને સુસગત છે અને તે એક જ વિષય બ્રહ્મને નિરૂપે છે વાંચો · ***एवम् वाक्यान्तराणामपि पौर्वापर्य-आलोचनया ब्रह्मपरत्वम् अवगन्तव्यम्*** । (ભામતી)

આમ શ્રુતિઓને સમન્વય (સુસગતતા) એક વાર નક્કી થાય અને તે જાણી લેવામા આવે અને છતાં તે વાક્યોમાં બ્રહ્મ સિવાય **अर्थान्तर**-બીજી વસ્તુનુ નિરૂપણ છે તેવી કલ્પના કરીએ તો એવો પ્રસગ-દોષ **प्रिप्र-**

It હાઓ યશે કે શ્રુતિમાં જે સ્પષ્ટ કહેલું હોય તેને हानि-છોડી દેવાનું, અને જે શ્રુતિમાં ન બતાવેલું હોય તે (ક્રિયા-વિધિ)ની કલ્પના કરવાની. વળી, નિયમ છે કે यत्परः शब्दः स शब्दार्थः જે વસ્તુપરક (બ્રહ્મપરક) શબ્દ યોજાયો હોય તે વસ્તુ જ તેનો શબ્દાર્થ થાય. બ્રહ્મ માટે યોજાયેલા શબ્દોનો અર્થ વિધિક્રિયા કરી શકાય નહીં.

न च तेषां...શં. કહે છે : તમે જે બીજો વિકલ્પ સૂચવો છો કે વેદાન્ત ઉપાસનાકર્મપરક છે તે પણ યોગ્ય નથી. कर्तृ-કર્તા તરીકે ઉપનિ. ના આત્માનું પ્રતિપાદન કરવું એ વેદાન્તનું લક્ષ્ય નથી. न अवसीयते-એવાં પ્રતિપાદનપરક છે એમ નિશ્ચય કરી શકાતો નથી. तत्...એ વાક્યમાં ક્રિયા-જોવાની ક્રિયાનો, કારક જોવાની ક્રિયા કરનાર તરીકે તત્બ્રહ્મનો અને કર્મકર્મ=દરય વસ્તુ-એ ત્રણેયનો નિષેધ કરેલો છે. निराकरण દષ્ટા, દશ્ય, દર્શિક્રિયા-કારક, ફલ અને ક્રિયાના ભેદોનું ખંડન કરતી શ્રુતિ હોવાથી, ઉપનિ વાક્યો ઉપાસના પ્રતિપાદનપરક છે એમ નક્કી થઇ શકે નહીં. જ્યાં બધું જે એક (બ્રહ્મ) રૂપ હોય ત્યાં કારક ક્રિયા કરનાર, કર્મ, ક્રિયા જેવા ભેદો હોઇ શકે નહીં.

न च परिनिष्ठित...બ્રહ્મ સિદ્ધ વસ્તુ (ઘટની જેમ) હોવા છતાં-બ્રહ્મનું એવું સ્વરૂપ હોવા છતાં બ્રહ્મ પ્રત્યક્ષ વ પ્રમાણનો વિષય બની શકે નહીં. ઘટ વસ્તુ છે, તેથી આંખથી જોઈ શકાય. પણ બ્રહ્મ વસ્તુરૂપ હોવા છતાં પ્રત્યક્ષ વ. પ્રમાણોથી જાણી શકાય નહીં. બ્રહ્મ તો तत् त्वम् असि -હે શ્વેતકેતુ, તે બ્રહ્મ એ તું છે-એ વાક્યો સિવાય શ્રુતિને પ્રમાણ સિવાય અન્ય પ્રમાણોથી अन् अवगम्यमान જાણી ન શકાય તેવું છે. अन्तरेण સિવાય. ટૂંકમાં, બ્રહ્મ શાસ્ત્રયોનિ=શાસ્ત્રપ્રમાણક છે. ब्रह्मात्मभाव-બ્રહ્મ અને આત્મા એક જ એવો ભાવ.

यत् तु—તમે જે કહ્યું : બ્રહ્મ હેય (હા-છોડી દેવા યોગ્ય) અને ઉપાદેય (उप+आ+दा-સ્વીકારવા યોગ્ય) થી રહિત છે. તેથી બ્રહ્મનું નિરૂપણ નિરર્થક છે. દા. ત. सुरां न पिबेत्-સુરાને છોડવાનો પુરુષાર્થ કરવાનું કહ્યું. अहरहः संध्याम् उपासीत—દરરોજ સંધ્યાની ઉપાસના કરવી એમાં સંધ્યાના ઉપાદાનનો પુરુષાર્થ કરવાનું કહ્યું. જેમાં કોઈ હેય-ઉપાદેય ન હોય, તેમાં તો પુરુષે કોઈ પુરુષાર્થ કરવાનો રહેતો નથી. તેથી, શાસ્ત્રમાં એવી વસ્તુનું નિરૂપણ તદ્દન નિરર્થક માનવું પડે.

सिद्धान्ती–न एष दोषः —અમારા પક્ષે કોઈ દોષ નથી. હેય–ઉપાદેયથી શૂન્ય=રહિત બ્રહ્મ એ જ આત્મા છે એવું अवगमात् एव–સાક્ષાત્કારથી જાણી લેવાથી જ—सर्व—બધાં દુઃખોનો प्रहाण–છૂટકારો થતો હોવાથી પુરુષાર્થની સિદ્ધિ થાય છે જ.

ભામતીકાર આ વાત આ પ્રમાણે સમજાવે છે :—ઉપાદેય બે પ્રકારનું: (૧) ખરેખર નહીં મેળવેલું મેળવવું. દા. ત., બીજે ગામ જવું. (૨) મેળવેલું જ હોય છતાં ભ્રમને લીધે ન મેળવેલું માનીને મેળવવું. દા. ત., ગળામાં રહેલો હાર. આમ હેય પણ બે પ્રકારનું : (૧) ખરેખર નહીં છોડેલી વસ્તુને છોડવી. દા. ત., પગમાં વીંટળાયેલા સાચા સાપને. (૨) (૨) છોડેલું જ હોય છતાં ભ્રમથી 'નથી છોડેલું' એમ માનીને છોડવું. દા. ત પગમાં પહેરેલા નૂપુરને ભ્રમથી સાપ માનીને આરોપિત સાપનો ત્યાગ કરવો.

આમાંથી જે ખરેખર ઉપાદેય કે હેય હોય તેના માટે ક્રિયા કરવાની જરૂર પડે પણ જે ભ્રમને લીધે ઉપાદેય કે હેય લાગતું હોય—અર્થાત્ વસ્તુને ખરેખર પ્રાપ્ત કરવાની કે છોડવાની ન હોય, ત્યાં કોઈ ક્રિયા કરવાની હોતી નથી. માત્ર સાચી પરિસ્થિતિનું જ્ઞાન થતાં જાણે કે જે અન્–ઉપાદત્ત નહીં મેળવેલું હતું તે જાણે કે ઉપાદત્ત–મેળવેલું લાગે અને જે अहीन–જાણે કે ન છોડેલું હતું તે ભ્રમથી હીન–છોડેલું હોય તેમ લાગે બ્રહ્મપ્રાપ્તિ અને સંસારત્યાગ ખરેખર કોઈએ કરવાનાં નથી, એ તો સદાકાલ છે જ. એ બંને નથી એવું તો માત્ર મનથી આરોપેલું છે. જે આરોપિત હોય ( સાપ ) તે, તત્ત્વનો સાક્ષાત્કાર થતાં ( દોરડાનું જ્ઞાન થતાં ) આપોઆપ દૂર થાય છે.

ઉપનિષદનું તત્ત્વજ્ઞાન મિથ્યાજ્ઞાન–ભ્રમને દૂર કરે છે. તેથી પુરુષાર્થની સિદ્ધિ તો થાય છે જ, કારણ કે તેમ થતાં દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ થાય છે. पुरुष+अर्थ=પુરુષની ઈચ્છા–ધ્યેય.

देवतादि......ઉપનિષદમાં ક્રમમુક્તિ, વૈરાગ્ય વગેરે માટે પ્રાણ, પંચાગ્નિવિદ્યા વગેરેના પ્રકરણમાં દેવતા તરીકે પ્રાણ વગેરેને માનેલ છે. એવા વાક્યોને દેવતાનું પ્રતિપાદન કરનારાં વાક્યો કહેવાય. એ વાક્યોનું પ્રયોજન, ઉપનિષદ્ના પોતાનાં જ વાક્યોમાં गत=રહેલી ઉપાસનાઓ કહેવાનું

હોઈ શકે. તેની સામે અમારો વિરોધ નથી. કારણ કે માત્ર સગુણ બ્રહ્મનાં બોધક વાક્યોને જ ઉપાસનાપરક માની શકાશે, શુદ્ધ બ્રહ્મને લગતાં અન્ય બધાં જ વાક્યોને નહીં. **न तु तथा.....** પ્રાણ વગેરે દેવતાની જેમ શુદ્ધ બ્રહ્મની ઉપાસના સંભવી શકે નહીં. તેમ સંભવે તો જ શુદ્ધ બ્રહ્મ ઉપાસનાવિધિનું અંગ બને છે તેમ માનવું પડે.

**एकत्वे......**ઉપાસના કરતાં વૈરાગ્યાદિ ઉત્પન્ન થાય અને અંતે **अहं ब्रह्मास्मि–**હું બ્રહ્મ છું. એમ પોતાના આત્મા અને બ્રહ્મ વચ્ચે **एकत्व–**એકતા=એકરૂપતા છે તેવું જ્ઞાન થાય. એકતાનો અનુભવ થાય ત્યારે નથી કાંઈ હેય કે ઉપાદેય (ત્યજવા–સ્વીકારવા જેવું) કાંઈ હોતું નથી. કારણ કે વિશ્વમાં વ્યાપેલું બ્રહ્મ એ જ આત્મા છે એવો અનુભવ થતાં શું છોડવાનું, શું સ્વીકારવાનું બાકી રહે ?

એમ થતાં, ક્રિયા=ઉપાસના, કારક–ઉપાસક, દેવતા=ઉપાસ્ય–જેવા દ્વૈત વિજ્ઞાન=એ ભિન્ન વસ્તુઓ છે એવું જ્ઞાન, ઉપમર્દ–નષ્ટ થઈ જાય એ તર્ક સંગત છે. ( (**उपपत्तेः**) એવી તર્કસંગતિના હેતુથી એ ફલિત થાય કે બધું અદ્વૈતરૂપ બને ત્યારે તેવું એકરૂપ શુદ્ધ બ્રહ્મ ઉપાસનાવિધિનું શેષ–અંગ બને તે સંભવી શકે નહીં.

**न हि एकत्व.....** તમે કદાચ શંકા કરશો કે અદ્વૈતજ્ઞાન થયા બાદ, કોઈ સંસ્કારના બળે ફરીથી દ્વૈતજ્ઞાન ઉત્પન્ન થાય તો જીવ બ્રહ્મની ઉપાસના કરે એ સંભવિત થશે. પરિણામે, પહેલાં જાણેલું વિશુદ્ધ બ્રહ્મ પણ ઉપાસનાનું અંગ બનશે.

શંકરાચાર્ય કહે છે : એકતાના જ્ઞાનથી એકવાર દ્વૈતજ્ઞાન ઉન્મથિત=નષ્ટ થયા પછી, એ દ્વૈતજ્ઞાન ફરીથી ઊભું થાય એવો સંભવ જ નથી. જો એમ બને તો તમે બ્રહ્મને ઉપાસનાના અંગ તરીકે પ્રતિપાદિત કરેલ છે તેમ માની શકો.

**यद्यपि अन्यत्र......**વેદાન્તવાક્યો સિવાય બાકીના વેદભાગમાં તો એ નિયમ લાગુ પડે કે જ્યાં–જે વાક્યમાં ક્રિયા સાથે સંબંધ ન હોય તે વાક્યને પ્રમાણ તરીકે ન માની શકાય. દા. ત., **सोऽरोदीत्** ( તે અગ્નિ રડ્યો ) એ વાક્ય વિધિક્રિયા વગરનું હોવાથી તેને સ્વતંત્ર રીતે પ્રમાણરૂપ

[illegible] न हि [illegible]

દેવું જોઈએ નહીં-શા માટે? એવી અપેક્ષા સંતોષવા જાણવા મળે કે રૂપું એ અગ્નિનાં આંસુ છે. તેમ, **सोऽरोदीत्** વાક્યને **बर्हिषि......** વિધિવાક્યની સાથે જોડીને જ પ્રમાણભૂત માની શકાય.

પરંતુ, **तत् त्वम् असि**-એવા વેદાન્ત વાક્યમાં વિધિક્રિયા નથી, અને તેનો કોઈ પણ વિધિવાક્ય સાથે સંબંધ નથી છતાં તે વાક્યને તો સ્વતંત્ર રીતે પ્રમાણભૂત સ્વીકારવું જ પડે કારણ કે **तत् त्वम् असि** જેવા વાક્યમાં આત્મવિજ્ઞાન છે. આત્મવિજ્ઞાનને વિષય બનાવનાર=**तद्विषयस्यवेदान्त शास्त्र**=ઉપનિષદની પ્રમાણભૂતતાનું ખંડન કરવું શક્ય નથી. **प्रामाण्यम्**=પ્રમાણભૂત હોવાપણું=**anthoritativeness. प्रति + आ+ख्यातुं**-પ્રત્યાખ્યાન=ખંડન કરવા માટે.

*आत्मविज्ञानस्य फलपर्यन्तत्वात्...न...*ભાષ્યકાર વેદાન્તને સ્વતંત્ર રીતે પ્રમાણભૂત માનવા માટે હેતુ બતાવે છે. આત્મવિજ્ઞાનનું પર્યવસાન ફલમાં-મોક્ષમાં થાય છે. એટલે આત્મવિજ્ઞાનની ચરમસીમા=પરાકાષ્ઠા એ જ બ્રહ્મસાક્ષાત્કારરૂપી ફલ મળ્યું હોય તેને જ સંપૂર્ણ બ્રહ્મવિજ્ઞાન થયું છે એમ કહેવાય. આમ, આત્મજ્ઞાનની સમાપ્તિ બ્રહ્મસાક્ષાત્કારરૂપી ફલમાં જ થાય છે. બ્રહ્મવિજ્ઞાન ચરમ-પૂર્ણની કક્ષાએ પહોંચતાં અનુભવરૂપ બની જાય છે. અનુભવ તો સ્વયંપ્રમાણ છે. સાકર જીભથી ચાખી જનારને તે મીઠી હોય છે એમ સાબિત કરવા અન્ય પ્રમાણોની આવશ્યકતા રહેતી નથી.

**न च अनुमानगम्यम्**...વળી, વેદાન્તશાસ્ત્ર સ્વયં પ્રમાણભૂત છે. તેને પ્રમાણભૂત સાબિત કરવા અનુમાનનો આશ્રય લઈ શકાય નહિ. વાંચો : **येन वेदप्रामाण्यं स्वस्य अनुमानगम्यत्वेन अन्यत्र क्वचिद् दृष्टम् दृष्टान्तम् अपेक्षेत, तदेव नास्ति इत्यर्थः। चक्षुरादिवद् वेदस्य स्वतः प्रामाण्यज्ञानात् न तद्व्याप्तिलिङ्गाद्यपेक्षा ।** (રત્ન.) વેદની પ્રમાણભૂતતા જો અનુમાનથી સમજાય છે તેમ માનીએ તો અન્યત્ર જોયેલાં દષ્ટાંતની જરૂર પડે, જેમ કે **यत्र यत्र धूमः तत्र तत्र वह्निः** એ વ્યાપ્તિમાં **यथा महानसे**—જેમ રસોડામાં. તેથી જે જે શાસ્ત્ર અનુભવાત્મક બ્રહ્મજ્ઞાનને વિષય બનાવે તે તે શાસ્ત્ર પ્રમાણભૂત ગણાય. ન તો આવી વ્યાપ્તિ રચવાની જરૂર છે કે ન તો તે માટે નિદર્શન મળી શકે. દા. ત. સામાન્ય આંખને જે ગુલાબ લાલ દેખાય છે.

જો તેની સાક્ષાત્‌ના જ્ઞાનમાં-પ્રત્યક્ષ પ્રમાણમાં શંકા ઉભવશે તો એ સાક્ષાત્ જાણવાનું અન્ય કોઈ પ્રમાણ નથી જેમ પ્રત્યક્ષ સ્વત પ્રમાણ છે, તેમ વેદાન્તશાસ્ત્ર પણ સ્વત પ્રમાણ છે બીજું, શાસ્ત્રને પ્રમાણભૂત માનવા જો અનુમાન પ્રમાણનો આશ્રય લેશો તો વળી, અનુમાનને પ્રમાણભૂત માનવા બીજા કોઈ પ્રમાણનો આશ્રય લેવો પડશે તેમ છતાં પ્રમાણોમાં પરસ્પર-આશ્રયત્વનો દોષ આવશે તેથી, શાસ્ત્રનું સ્વત. પ્રામાણ્ય જ સ્વીકારવું જોઈએ

तस्मात् तत् त्वम् असि જેવાં વાક્યો સ્વત પ્રમાણ છે તેથી બ્રહ્મ કોઈ ક્રિયાના સંબંધ વગર સ્વતંત્ર રીતે શાસ્ત્રપ્રમાણથી સિદ્ધ છે એમ સાબિત થયું.

(१) अत्र अपरे प्रत्यवतिष्ठन्ते—અહીં બીજા લોકો પ્રતિ=સામે ઊભા થાય છે અહીંથી, પૂર્વમીમાંસકોના પૂર્વપક્ષથી જુદો બીજો ઉપાસનામાર્ગી બોધાયનનો પૂર્વપક્ષ ઊભો થાય છે બૌધાયન વૃત્તિકાર તરીકે પણ ઓળખાય છે સરખાવો भगवद् बोधायनकृता विस्तीर्णां ब्रह्मसूत्रवृत्तिम् पूर्वाचार्या सचिक्षिपु । तन्मतानुसारेण सूत्राक्षराणि व्याख्यास्यन्ते (શ્રીભાષ્યનો પ્રારંભ ભાગ-શ્રી રામાનુજાચાર્ય) બૌધાયને બ્રહ્મસૂત્ર ઉપર વિસ્તૃત વૃત્તિ (ટીકા) લખી હતી, જે હાલ પ્રાપ્ય નથી

પહેલા મીમાંસકોના પૂર્વપક્ષમાં બ્રહ્મને-વેદાન્તને વિધિક્રિયાના શેષ (અંગ) તરીકે અને બીજા વૃત્તિકારના પૂર્વપક્ષમાં ઉપાસનાના અંગ તરીકે સિદ્ધ કરવાનો પ્રયાસ કરવામાં આવે છે વાંચો वृत्तिकारा. पूर्वपक्षयन्ति । उपासनात: मुक्ति पूर्वपक्षे, तत्त्वज्ञानात् इति सिद्धान्ते । (રત્નપ્રભા)

यद्यपि—બ્રહ્મ શાસ્ત્રના પ્રમાણવાળું ખરું પણ प्रतिपत्ति = उपासना, विधि=नियोग तस्य विषय (રત્ન) ઉપાસનાની વિધિક્રિયાના એક વિષયપણાથી—વિષય તરીકે જ બ્રહ્મનું નિરૂપણ વેદાન્તમાં કરેલું છે મુખ્ય વિષય ઉપાસના, બ્રહ્મ ગૌણ समर्प्यते = is presented (દેશપાંડે) નિરૂપવામાં આવે છે દા ત, यूप=યજ્ઞસ્થંભ અને आहवनीय નામનો અગ્નિ આ બંને બ્રહ્મની જેમ ભૂતવસ્તુઓ છે અને શાસ્ત્રમાં તેમનું નિરૂપણ વિધિક્રિયાના અંગ તરીકે જ જોવામાં આવે છે अलौकिकानि=સામાન્ય રીતે લોક-જગતમાં यूप=આહવનીયનો ઉપયોગ

થતો નથી તેથી અ-લૌકિક. **यूपे पशुं बध्नाति**–યજ્ઞસ્થંભે પશુને બાંધે છે–તેમ જ **आहवनीये जुहोति**–આહવનીય નામના અગ્નિમાં હોમ કરે છે. આમાં બાંધવાની અને હોમવાની ક્રિયા મુખ્ય છે અને યૂપ–આહવનીય બન્ને તે વિધિક્રિયાઓનાં શેષ ( અંગ ) છે.

વિધિ–અંગ તરીકે રહેલા યૂપ અને આહવનીય અગ્નિનાં સ્વરૂપ કેવાં હોય ? એવી આકાંક્ષા થાય તો...**यूपं तक्षति, यूपं अष्टास्री करोती**–યૂપને છોલે છે, યૂપને આઠ ખૂણા ( अस्र ) વાળો બનાવે છે. અથવા **अग्नीन् आदधीत, गार्हपत्यात् आहवनीयम् ज्वलन्तम् उद्धरेत्।** અગ્નિને વેદી ઉપર સ્થાપવો, ગાર્હપત્ય–અગ્નિમાંથી–ગૃહસ્થના ઘરના અગ્નિમાંથી આહવનીય અગ્નિને ઊંચકવો—આવાં સ્વરૂપના જ્ઞાનથી આકાંક્ષા સંતોષાય છે.

આમ, બ્રહ્મ પણ ઉપાસનાનું અંગ છે. અને તેની સ્વરૂપ–આકાંક્ષા થતાં, ઉપનિ. તેના સ્વરૂપને વર્ણવે છે. **आत्मा इत्येव उपासीत**–આત્માની ઉપાસના કરવી જોઇએ. એમાં **आत्मा**–બ્રહ્મ ઉપાસનાનું અંગ છે અને **सत्यम् ज्ञानम् अनन्यम्** બ્રહ્મ જેવાં અનેક વાક્યોમાં તે ઉપાસનાના અંગભૂત બ્રહ્મનું સ્વરૂપ વર્ણન છે.

પ્રવૃત્તિ.. કારણ કે શાસ્ત્રનું પ્રયોજન જ એ છે કે કાં તો પુરુષને કોઈ પ્રવૃત્તિમાં જોડવાની પ્રેરણા કરે અથવા તો કોઇ ક્રિયાથી અટકવાનું કહે. આમ, વેદાન્તશાસ્ત્ર પણ મુખ્યત્વે તો પુરુષને ઉપાસનાવિધિમાં જોડવા માટે જ છે.

હવે પૂર્વપક્ષી શાસ્ત્રના તાત્પર્યને જાણનારા જૈમિનિમુનિ અને તેમનાં સૂત્રો પર ભાષ્ય લખનાર શબરમુનિના મળીને કુલ પાંચ વાક્યો ટાંકે છે. **अनुक्रमणम्** પ્રારંભ કરે છે—declaration.

(૧) **दृष्टो हि...तस्य**=**वेदस्य** વેદનું પ્રયોજન છે કર્મનું જ્ઞાન કરાવવું–એવું પ્રયોજન જોવામાં આવ્યું છે. આ વાક્ય પૂર્વમીમાંસાના પ્રથમ સૂત્ર **अथातो धर्मजिज्ञासा** ઉપર લખાયેલા શાબરભાષ્યનું છે.

(૨) **चोदनेति...'चोदना'** શબ્દની નોંધ માટે જુઓ પૃ૬–૮૫ ક્રિયા–નિયોગ–વિધિના જ્ઞાનના દ્વારા જે વાક્ય પુરુષને પ્રવૃત્ત કરનાર હોય તે **चोदना.** આ પણ **चोदनालक्षण. अर्थः धर्मः**—એ જૈમિનિસૂત્ર

ઉપરના શાબરભાષ્યનું છે.

(૩) तस्य...શબર મુનિનો મત ભાષ્ય દ્વારા ટાંકીને હવે જૈમિનિમુનિનો મત સૂત્રો દ્વારા રજૂ કરે છે. तस्य=धर्मस्य-ધર્મનું જ્ઞાન એટલે ઉપદેશ. જેના વડે (ધર્મનું સ્વરૂપ) જાણવા મળે તે જ્ઞાન. ઉપદેશ=જેના વડે ઉપદેશ કરાય છે તે વિધિવાક્ય (ન્યાય.). ટૂંકમાં ધર્મનું-કર્મનું જ્ઞાન કરાવનાર (જ્ઞાપક) શાસ્ત્રનો ઉપદેશ હોય છે.

(૪) तद् भूतानाम्...રત્નપ્રભા પ્રમાણે, तद्-तत्र-वेदे,
भूतानाम् = सिद्ध-अर्थ-निष्ठानां पदानाम्
क्रियार्थेन = कार्यवाचिना लिङादिपदेन

समाम्नायः=सह उच्चारणं कर्तव्यम्। એટલે કે વેદમાં, સિદ્ધ-અર્થ (વસ્તુ)=(બ્રહ્મ)ના નિરૂપણમાં સ્થિત જે પદો હોય, તેમને કાર્યનું કથન કરનાર વિધ્યર્થ વગેરેના પદ સાથે, એક વાક્ય રૂપે ઉચ્ચારવાં. વાક્યના એક એક પદનો યાદ કરેલો અને ભેગો કરેલો અર્થ એ સમગ્ર વાક્યના અર્થની સમજનું નિમિત્ત બને છે. पदार्थ-प्रतिपत्ति (જ્ઞાન) अवान्तर-व्यापाराणि हि पदानि वाक्यार्थं बोधयन्ति इति सूत्रार्थः। (ન્યાય-નિર્ણય-આનંદગિરિ)

સરખાવો—The words denoting those (things=तद्-भूतानाम्) are to be connected with (the injuctive verb of the विधि-passages) whose purport is action. તે ભૂતવસ્તુઓને દર્શાવતા શબ્દોને, ક્રિયાના પ્રયોજનવાળા વિધિવાક્યના વિધ્યર્થ ક્રિયાપદ સાથે જોડી દેવા (समाम्नायः).

ભૂત વસ્તુને દર્શાવતાં પદો પણ અંતે તો કાર્ય સાથે જોડાય છે અને કાર્યનો જ બોધ કરાવે છે. વાંચો—"पदानि.....कार्यम् एव वाक्यार्थं बोधयन्ति इति भाव. (રત્નપ્રભા). તાત્પર્ય કે શાસ્ત્રમાં બ્રહ્મ જેવી ભૂત વસ્તુને લગતા પદો પણ આખરે તો કાર્યનો જ બોધ કરાવે છે. તેથી, શાસ્ત્રમાં વસ્તુ (બ્રહ્મ) નહીં પણ કાર્ય-ક્રિયા વિધિ જ મુખ્ય છે.

(૫) आम्नायस्य... आम्नायस्य=વેદશાસ્ત્રનું, क्रियार्थत्वात्-ક્રિયા એ જ માત્ર પ્રયોજન હોવાને લીધે, જ્યાં, अ तद्-अर्थानाम्—

तद्=ક્રિયાનો અર્થ ન (स) થતો હોય તે વાક્યોની નિરર્થકતા ( अन्-अर्थकता-आनर्थक्यम् ) સમજવી

આ પાંચ વાક્યોના આધારે પૂર્વ પક્ષી કહે છે કે—પુરુષને પ્રવૃત્ત કે નિવૃત્ત કરનાર જો શાસ્ત્ર બને તો જ તે અર્થવત્-સાર્થક ગણાય આમ, શાસ્ત્રમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિની વિધિમા મુખ્ય અને જે બીજુ-વસ્તુરૂપે હોય તો તત્=પ્રવૃત્તિ કે નિવૃત્તિના શેષ=અંગ તરીકે ઉપયોગી છે

**तत् सामान्यात्** વેદાન્તશાસ્ત્ર પણ પૂર્વમીમાંસાના જેવું તેની સમાન શાસ્ત્ર જ-હોવાથી, જેમ પૂર્વમીમાંસાના વાક્યોની સાર્થકતા ક્રિયાવિધિના સંબંધથી મનાય છે, તેમ વેદાન્તનાં વાક્યોની સાર્થકતા પણ ક્રિયાસંબધ દ્વારા જ—(तथैव)-ગણી શકાય

**सति च ..**વેદાન્ત એક વાર વિધિપરક સિદ્ધ થાય એટલે પછી—જેમ સ્વર્ગની ઇચ્છાવાળા માટે અગ્નિહોત્ર વ સાધનનું વિધાન શાસ્ત્ર કરે છે, તેમ અમૃતત્વ-મોક્ષની કામનાવાળા પુરુષને માટે બ્રહ્મજ્ઞાનનું વિધાન કરવામાં આવે છે, એમ સમજી શકાય

સ્વર્ગ=સાધ્ય-ફળ, મોક્ષ=સાધ્ય, ફળ જેમ અગ્નિહોત્ર સાધન બને તેમ બ્રહ્મજ્ઞાન પણ એક સાધન બને અગ્નિહોત્ર કરનાર વિધિકર્તા-સાધક અને તેમ બ્રહ્મન્ત ઉપાસના કરનાર ઉપાસક સાધક બને આમ, વેદાન્તમાં ઉપાસના ક્રિયા જ મુખ્ય છે બ્રહ્મજ્ઞાન માત્ર સાધનરૂપ છે

(२०) **ननु इह** પૂર્વપક્ષીની સામે વેદાન્તી શંકા કરે છે પૂર્વ મીમાંસા અને ઉત્તરમીમાંસા અથવા કર્મકાંડ અને જ્ઞાનકાંડ એ બે વિભાગો તદ્દન અલગ છે તેથી, પૂર્વમીમાંસાના નિયમોને-સૂત્રોને ઉત્તર મીમાંસામાં (વેદાન્તમાં) લાગુ પાડી શકાય નહીં **इह**=અહીં કર્મકાંડ અને જ્ઞાનકાંડમાં, **जिज्ञास्य**=જિજ્ઞાસાના વિષય=ધર્મજિજ્ઞાસાનો વિષય ધર્મ અને બ્રહ્મજિ॰ નો વિષય બ્રહ્મ-બન્ને જિજ્ઞાસ્યો-જિજ્ઞાસાના વિષયો, **वैलक्षण्यम्**-એકબીજાથી તદ્દન ભિન્ન છે એમ પ્રથમ સૂત્રના **अथ** શબ્દની ચર્ચામાં કહેલું છે

(૧) કર્મકાંડમાં જિજ્ઞાસ્ય ધર્મ હોય છે જ્યારે જ્ઞાનકાંડમાં જિજ્ઞાસ્ય —જાણવાની ઇચ્છાનો વિષય બનતું—બ્રહ્મ છે (૨) કર્મકાંડમાં થતી જિજ્ઞાસાનો વિષય ધર્મ ભવ્ય=ક્રિયા દ્વારા થનાર-થવા યોગ્ય છે, જ્યારે અહીં=વેદાન્તમાં તો જિજ્ઞાસ્ય બ્રહ્મ ભૂત=સનાતન સત્ય-જે હંમેશાં છે

જ—सत् જ છે. नित्यनिवृत्तने બદલે नित्यनिवृत्त પાઠ વધુ સારો, જે દરદત્તશર્માએ, અને સ્વામી શ્રી હનુમાનદાસજીએ સ્વીકારેલ છે. ever accomplished હંમેશાં સંપન્ન જ છે, સિદ્ધ છે. ધર્મ ક્રિયાથી સાધવાનો હોવાથી અન્ય છે, પણ બ્રહ્મ તો નિત્યનિર્વૃત્ત–સિદ્ધ જ હોવાથી તેમાં ક્રિયાની જરૂર જ ન રહે. (૩) ધર્મજ્ઞાનનાં ફળરૂપે સ્વર્ગ વ. મળે છે અને તે મેળવવામાં અનુષ્ઠાન=ક્રિયાની અપેક્ષા રહે છે. ધર્મજ્ઞાનનાં ફળરૂપ સ્વર્ગ વગેરેથી તદ્દન ભિન્ન બ્રહ્મસાક્ષાત્કાર=મોક્ષરૂપી બ્રહ્મજ્ઞાનનું ફળ હોય છે. આમ બન્નેમાં જિજ્ઞાસાઓ ભિન્ન, જિજ્ઞાસાના વિષયો જુદા તેથી જ્ઞાનનાં ફળ પણ બન્નેમાં જુદાં હોય જ.

તેથી, જૈમિનિમુનિ વગેરેનાં વાક્યો ભલે કર્મકાંડ વિભાગને લાગુ પડતાં હોય પણ તે વાક્યો વેદના જ્ઞાનકાંડના વિભાગને લાગુ ન પાડી શકાય. તેથી, બ્રહ્મનું નિરૂપણ વેદાન્તમાં કોઈ ઉપાસના ક્રિયાના સંબંધ વગર જ સ્વતંત્ર રીતે કરેલું છે તેમ માનવું જોઈએ.

(૨૧) न अर्हति एवम्...પૂર્વપક્ષી ઉપરની શંકાનું નિરાકરણ કરે છે : કારણ બ્રહ્મનું પ્રતિપાદ વેદાન્તમાં સ્વતંત્ર રીતે નહી, પણ કાર્ય વિધિની સાથે प्रयुक्त–જોડાયેલા બ્રહ્મનું જ નિરૂપણ છે–પ્રતિપાદન છે. પૂર્વપક્ષી બ્રહ્મને કાર્યવિધિ સાથે જોડાયેલું બતાવવા ઉપનિ નાં પાંચ વાક્યો ટાંકે છે : (૧) आत्मा वा अरे...માં आत्मा=બ્રહ્મને 'જોવો જોઈએ' એ વિધિક્રિયા સાથે કરેલ છે. (૨) य आत्मा...માં આત્માને अन्वेषण – શોધવાની વિધિક્રિયા સાથે જોડેલ છે. અહીં दृश् તેમ જ अनु+इष्–માં તવ્ય વિધ્યર્થ પ્રત્યયો 'જોઈએ' ના અર્થમા છે તેથી આને વિધિક્રિયાઓ કહેવાય. (૩) आत्मा. અહી उप+आस्નું વિધ્યર્થ ત્રી. પુ એ. વ "ઉપાસના કરવી જોઇએ" એ વિધિક્રિયા સાથે आत्मा જોડાયેલો છે (૪) आत्मानम् .. लोकम्=ज्ञानस्वरूपम् (રત્નપ્રભા) અહી પણ उपासीत સાથે આત્મા છે. (૫) ब्रह्म...અહીં જાણવાની ક્રિયા સાથે બ્રહ્મ છે. અલબત્ત અહીં સ્પષ્ટ વિધ્યર્થનું રૂપ નથી. છતાં ક્રિયા તો છે જ. "બ્રહ્મને જાણે છે" એમાં બ્રહ્મ જાણવાની ક્રિયાનો વિષય બને છે. જેમ યૂપ, આહવનીય ભૂતવસ્તુઓનો વિધિક્રિયા સાથે સંબંધ જોયા પછી પુરુષને તે વસ્તુઓનાં સ્વરૂપ વિષે જિજ્ઞાસા થતા, યૂપ વગેરેનાં સ્વરૂપ વર્ણવાય છે, તેમ બ્રહ્મ = આત્માને=ભૂતવસ્તુનો સંબંધ વિધિક્રિયા સાથે જાણ્યા બાદ તેનાં સ્વરૂપ વિષે આકાંક્ષા થાય તો ઉપનિ. તેના સ્વરૂપને વર્ણવીને એ આકાંક્ષાને સંતોષે

છે. तत्.. તે બ્રહ્મના સ્વપને રજૂ કરવા દ્વારા વેદાન્ત ઉપયોગી બને. **नित्य सर्वगतः**...એ વાકયમાં વિધિક્રિયા નથી, તેથી સ્વતંત્ર રીતે એ સાર્થક ન બને પરંતુ, એ વાકયને પરોક્ષ રીતે પણ વિધિક્રિયા સાથે જોડવું પડે બ્રહ્મ ઉપાસના વ ક્રિયાવિધિ સાથે જોડાયેલુ છે તે ક્રિયાયુક્ત બ્રહ્મના સ્વરૂપની આકાંક્ષા સંતોષવા **नित्यः**...જેવા વાકયો ઉપયોગી બને છે.

**तत्** - તે બ્રહ્મની ઉપાસનાથી મોક્ષરૂપે ફળ થાય છે–મળે છે મોક્ષ શાસ્ત્રદષ્ટ=શાસ્ત્ર દ્વારા જાણવા મળતો (દ૯) મોક્ષ–discerned by means of the **शास्त्र** મોક્ષ અદષ્ટ છે અદષ્ટ=**लोक+अप्रसिद्धः** (રત્ન) લોકમાં પ્રસિદ્ધ–જાણીતો નહી સામાન્ય જગતમાં જે મોક્ષ યથાર્થરૂપે જાણવામાં આવતો નથી; not to be discerned in the ordinary way (શ્રી થીબો)

**कर्तव्यविधि–अन्–अनुप्रवेशे**. .પૂર્વપક્ષી કહે છે કે અમે ઉપર પ્રમાણે વેદાન્તનો–બ્રહ્મનો સંબંધ વિધિક્રિયા=કર્તવ્યવિધિ સાથે બતાવ્યો હવે જો માત્ર વસ્તુ જ, એ વસ્તુનો કર્તવ્યવિધિમાં પ્રવેશ કરાવ્યા વગર જ સ્વતંત્ર રીતે, કથન કરવામા આવે તો એવા વેદાન્ત વાકયો, નિરર્થક બની જશે જેવાં વાકયોમાં હાન–ઉપાદાન=કાંઇ છોડવા સ્વીકારવાનું હોતુ નથી કારણ કે બ્રહ્મ તો સદાકાલ સિદ્ધ જ છે તેમાં કોઇ ક્રિયાની જરૂર હોતી નથી. પરિણામે નથી કાંઇ હેય કે નથી કાંઈ ઉપાદેય દા. ત. "વસુમતી=પૃથ્વી સાત બેટવાળી છે" અથવા "પહેલો રાજા જાય છે" આ વાકયોનો કર્તવ્યવિધિમાં પ્રવેશ નથી–સંબંધ નથી અને માત્ર વસ્તુનુ જ કથન કરે છે આવાં વાકયોમા કાંઇ છોડવા–સ્વીકારવાનુ ન હોવાથી, શાસ્ત્રમાં એ નિરર્થક બની જાય આ રીતે, **नित्य सर्वगतः** વાકયો પણ ઉદાહરણનાં વાકયોની જેમ માત્ર વસ્તુ–બ્રહ્મનુ કથન કરે છે તેથી, તે સ્વરૂપ વર્ણવતાં બધાં વેદાન્તવાકયો તદ્દન નિરર્થક બની જશે તેમ ન થાય તે માટે અમે ઉપર પ્રમાણે એવાં વાકયોને વિધિક્રિયા સાથે આડકતરો રીતે પણ જોડીએ છીએ

**ननु** - પૂર્વપક્ષીની સામે વેદાન્તીની શંકા તમે કહો છો તે સત્ય નથી વસ્તુમાત્રનું કથન પણ ઉપયોગી બની શકે છે દા. ત. દોરડાને સાપ માનીને ધ્રૂજતા મનુષ્યને કોઇ કહે કે–આ તો દોરડુ છે, સાપ નથી, તો આવા વસ્તુમાત્રના કથનથી પણ **भ्रान्तिजनित–भीति–निवर्तन**

(Tex સુધારીને વાંચવી)-ભ્રમથી ઉત્પન્ન થયેલ બીકનું નિવર્તન (અટકી જવું) થાય છે. એમ **नित्यः सर्वगतः** જેવાં વેદાન્ત વાક્યોમાં પણ, અસંસારી=એક લોકમાંથી અન્ય લોકમાં સરણ=ગતિ ન કરનાર, એવા આત્મારૂપી માત્ર વસ્તુના કથનથી પણ, આત્મા સંસારી છે એવો ભ્રમ દૂર થાય છે. તેથી, એ વાક્યો પણ સ્વતંત્ર રીતે સાર્થક બની શકે છે.

**स्यात् एतद्**...પૂર્વપક્ષી ઉપરની શંકાનું નિવારણ કરે છે. જો ખરેખર વેદાન્તવાક્યો સંસારીપણાની ભ્રાન્તિ દૂર કરતાં હોય તો સાર્થક માની શકાય. પણ દોરડાના સ્વરૂપને સાંભળતવેંત જેમ સર્પનો ભ્રમ દૂર થાય તેમ, બ્રહ્મનાં સ્વરૂપના શ્રવણમાત્રથી સંસારીપણાની ભ્રાન્તિ દૂર થતી નથી. કારણ (૧) **सर्वम् खल्विदं ब्रह्म**-એ વેદાન્તવાક્યને જાણનાર મનુષ્યનું સંસારીપણું નિવૃત્ત થતું નથી. તેનામાં પણ, એ વાક્યનાં જ્ઞાન પહેલાં -સુખ-દુઃખરૂપી જે સંસારીના ધર્મો હતા, તેના તે જ જોવા મળે છે. (૨) બીજું, જો બ્રહ્મના શ્રવણ માત્રથી ભ્રમ દૂર થતો હોત તો શ્રુતિમાં **श्रोतव्यः** એટલે સુધી જ બતાવ્યું હોત. પણ તેમાં તો **श्रोतव्यः** પછી-શ્રવણ પછીના સમયમાં કરવામાં આવતા મનન અને નિદિધ્યાસન (ધ્યાન) બતાવેલાં છે. એટલે બ્રહ્મના સ્વરૂપ વિષે શ્રવણ કર્યાથી કામ પુરું થતું નથી. પછી મનન, ધ્યાન જેવી ક્રિયારૂપે ઉપાસના કરવાની હોય છે. આ વાત શ્રુતિના **श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः** એ ક્રમિક શબ્દો જ સિદ્ધ કરે છે. **निदिध्यासन=नि+ध्यै-नु** ઇચ્છાદર્શક=**निदिध्यासन**-ધ્યાનની ઇચ્છા પણ સામાન્યતઃ 'ધ્યાન' અર્થ થાય છે, Profound and repeated meditation (આપ્ટે).

**तस्मात्**...પૂર્વપક્ષીના મતનો ઉપસંહાર. प्रतिपत्ति=ઉપાસના (રત્ન.) प्रतिपत्तिविधि=act of knowing જાણવાની ક્રિયાના-કે ઉપાસના વિષય તરીકે જ બ્રહ્મનું નિરૂપણ શાસ્ત્રમાં છે, સ્વતંત્ર રીતે નહીં. બ્રહ્મ વેદાન્તમાં ઉપાસનાની વિધિનો વિષય બને છે. તેથી, ઉપાસના વેદાન્તમાં મુખ્ય છે બ્રહ્મ ઉપાસનાનો વિષય બનીને જ નિરૂપાય છે.

(૨૨) **अत्र अभिधीयते**=અહીંથી શંકરાચાર્યનો સિદ્ધાંત પક્ષી છે.

**न** = બ્રહ્મ ઉપાસનાવિધિના વિષય તરીકે જ શાસ્ત્રનાં પ્રમાણવાળું બને છે તેમ કહેવું, બરાબર નથી. હેતુ ? કર્મવિદ્યાનું ફળ અને બ્રહ્મવિદ્યાનું ફળ-બન્ને તદ્દન વિલક્ષણ-હોવાથી, તમે કહો છો તે યોગ્ય નથી. - કર્મ=

ધર્મ-અધર્મ, કર્મફળ= ધર્મ-અધર્મનાં ફળ સુખદુઃખ ધર્મનું ફળ સ્વર્ગ અને બ્રહ્મવિદ્યાનું ફળ મોક્ષ-એ બન્ને કદી એક ક્ષેત્રમાં આવી શકે નહી. ધર્મફળ ગમે તેટલું ઉચ્ચતમ હોય પણ તે કદી મોક્ષ હોઈ શકે નહી. અહી અને આગળની ચર્ચામા બ્રહ્મ= આત્મા=મોક્ષ=બ્રહ્મ-અનુભૂતિ=બ્રહ્મ-સાક્ષાત્કાર-એ બધા શબ્દો સમાનાર્થી છે **शारीरम्** આ પરિચ્છેદમાં ભાષ્યકાર કર્મ= ધર્મ-અધર્મ, તેનાં ફળો સુખ-દુઃખ, ફળોમાં રહેલા ઓછાવત્તાનો-તરતમનો ભાવ વગેરે બતાવીને કર્મફળોની નિશ્ચિત ગૂંથણીના સ્વરૂપનું લાંબુ નિરૂપણ કરે છે

(૧) **कर्म** એટલે શું ? ધર્મ-જેના વિષે આ સૂત્રમા જિજ્ઞાસા કરવામા આવી છે એ ધર્મ-કર્મ શરીર, વાણી કે મનથી કરવામાં આવે છે અને શ્રુતિ-સ્મૃતિમાં પ્રસિદ્ધ છે ધર્મની જ નહી, પણ અધર્મની જિજ્ઞાસા એ કરવી જોઈએ. દા ત **सुरा न पिबेत्**-સુરા ન પીવી જોઈએ-એ નિષેધ વાકયમાં પણ પ્રતિષેધ-નિષેધરૂપે પ્રેરણાનું લક્ષણ રહેલું છે જે પ્રેરણાના લક્ષણવાળું તે ધર્મ એ નિષેધરૂપે કહેવાયું હોય તો અધર્મ સુરાપાનનો ત્યાગ કરવા માટે, અધર્મ **न हिंस्यात्** વગેરેના રૂપે જાણવો જોઈએ આ થઈ ધર્મ-અધર્મની ચર્ચા

(૨) **तयो** અહી કર્મ=ધર્મ-અધર્મના ફળોનું નિરૂપણ કરેલું છે ધર્મનું ફળ સુખ, અધર્મનું ફળ દુઃખ (A) પ્રત્યક્ષ Perceptible ઇન્દ્રિય-વિષય સંયોગથી થતું હોવાથી પ્રત્યક્ષ છે (B) સુખદુઃખ શરીર, વાણી કે મન દ્વારા ભોગવી શકાય છે ઊલટું, મોક્ષરૂપી ફળ માત્ર અનુભવ-ગમ્ય અને શરીર વગેરેથી ન ભોગવી શકાય તેવું છે અહી સુખદુઃખનાં આપેલા વિશેષણો સમજાવતાં શ્રી ગોવિન્દાનંદ લખે છે: **मोक्ष तु अतीन्द्रिय विशोक शरीरादि-अभोग्य विषयादि-अजन्यः, अनात्मवित्सु-अप्रसिद्ध इति वैलक्षण्यज्ञानाय प्रत्यक्षादीनि विशेषणानि ।** (રત્નપ્રભા) (C) સુખદુઃખ બ્રહ્મથી શરૂ કરીને સ્થાવર-વૃક્ષ વગેરે સુધી સૌને જાણીતાં છે વનસ્પતિને પણ સુખદુઃખની લાગણી છે એવું આજે વિજ્ઞાન પણ માને છે

(૩) **मनुष्यत्वात्** અહી એ સુખદુઃખનાં તારતમ્યની ચર્ચા કરે છે તર=વધારે, **तम**=સૌથી વધુ- **तर-तमस्य भाव**=**तरतमता**= **तारतम्य** વધુ અને સૌથી વધુ હોવાની સ્થિતિ=વત્તાઓછાપણું મનુષ્યથી

દેહધારી લેઆસુધા સુખનુ ઓછાવત્તા પણુ સાભળતા મળે છે સખાવો ये शतं मनुष्याणाम् आनन्दाः स एक: पितॄणाम् , शतं पितॄणाम् आनन्द: स एको गन्धर्वलोके ब्रह्मलोके आनन्द: । (બૃહ ૪।૩।૩૩) મનુષ્યોના સો આનદો= પિતૃઓને એક, પિતૃઓના સો આનદો=ગધવોનો એક ઉત્તરોત્તર સોગણો આનદ બતાવે છે હવે એ તરતમનો ભાવ પૂર્વ પૂર્વ કારણમા પણ હોય છે વાચો काष्ठ-उपचयात् ज्वालोपचय दर्शनात् , फलतारतम्येन साघनतारतम्य-अनुमानं न्याय (રત્નપ્રભા) લાકડાં વધારે એકઠાં થાય તો જ્વાલાના પણ વૃદ્ધિ થ ય જ્વાલાની વૃદ્ધિ ઉપરથી લાકડાની વૃદ્ધિનુ અનુમાન કરી શકાય તેમ સુખના વત્તાઓછા પણાને આધારે તેના કારણરૂપ ધર્મનુ પણ તારતમ્ય જાણી શકાય જેનુ સુખ ઉત્તર-ઉત્તમ હોય તે પ્રમાણે તેણે કહેલો ધર્મ પણ ઉત્તર-ઉત્તમ હોવો જોઈએ तत =તેથી સુખના તારતમ્ય ઉપરથી વળી ધર્મના તારતમ્ય ઉપરથી તેના કારણરૂપ અધિકારીનુ તારતમ્ય પણ જાણી શકાય વળી, અધિકારી કોઈ ઊચો કોઈ નીચો હોય તેનુ કારણ अर्थित्व=फलकामित्व ફળ મેળવવાની ઝખના सामर्थ्य-लौकिक पुत्रादि (રત્ન૦) Worldly Possessions લૌકિક સપત્તિ પોતા પસે હોવી જેની ઝંખના, સપત્તિ વધુ પ્રમાણ હોય તે અધિકારી બીજા કરતાં ઊચો (तम) ગણાય ઝખના–સપત્તિ→અધિકારીપણુ→ધર્મ→ સુખ આમ ઉત્તરોત્તર તારતમ્યને ભાવ સમજી શકાય

મોક્ષ તો નિરતિશય-સર્વશ્રેષ્ઠ છે તેનુ સાધન તો માત્ર એક જ સાધન ચતુષ્ટય છે સાધન ચતુષ્ટયથી સપન્ન અધિકારી માત્ર એક જ પ્રકારને હોય છે કર્મમા અનેક પ્રકારના સાધન અને અધિકારી હોય છે મોક્ષની બાબતમા આવુ તારતમ્ય કલ્પી શકાતુ નથી, એ માત્ર કર્મના ક્ષેત્રમા જ સીમિત રહે છે મોક્ષનો સમાવેશ કદીએ કર્મફળોના ક્રમે તેના ઊચા પ્રકારમા પણ કહી શકાય નહી

(૪) तथा च અહીથી બતાવે છે કે કર્મનુ ફળ અર્ચિરાદિ માર્ગથી પ્રાપ્ત થાય છે જ્યારે મોક્ષ તો નિત્યપ્રાપ્ત જ છે, જ્યારે મોક્ષનો નિત્ય પ્રાપ્ત જ છે શ્રુતિમાં પણ ભિન્ન માર્ગો (દેવયાન-પિતૃયાન) થી સુખનુ તારતમ્ય બતાવેલુ છે યજ્ઞ કર્મ કરનારા લોકોને પણ બે પ્રકારના સુખો મળે છે તેમ શ્રુતિ બતાવે છે

(૧) विद्या=ઉપાસના, समाधिः=ઉપાસ્ય વસ્તુમાં મનનો સ્થિરભાવ તે સમાધિ તે બન્નેનો विशेष=ઉત્કર્ષ. વાંચો: **विद्या इति उपासना उक्ता, समाधिः उपास्ये अर्थे मनसः स्थिरीभावः, तयोः विशेषः नाम प्रकर्षः ।** (ન્યાયનિર્ણય) જે ઉપાસકમાં ઉપાસના અને મનની એકાગ્રતા અત્યંત પ્રમાણમાં હોય તે જીવ ઉત્તરાયણના માર્ગે જાય. (૨) જે યજ્ઞ કરનારા લોકોમાં માત્ર ઇષ્ટાપૂર્ત દત્તનું જ સાધન હોય, તેવા જીવ મૃત્યુ પછી ધૂમ વગેરેના ક્રમથી દક્ષિણાયનના માર્ગથી ગતિ કરે. (બન્ને માર્ગોની સવિસ્તર સમજૂતી માટે છાંદો. ઉપનિ.નો પાંચમો ખંડ અથવા ગીતા ૮।૨૪–૨૫ જુઓ) આમ છાંદો.ની શ્રુતિ પણ સાધનના તારતમ્યથી થતા ફળના તારતમ્યને બતાવે છે. ભાષ્યના ઇષ્ટ પૂર્ત અને દત્ત શબ્દોને આ પ્રમાણે સમજાવવામાં આવે છે.

> इष्ट=अग्निहोत्रं तपः सत्यं वेदानाम् चानुपालनम् ।
> आतिथ्यं वैश्वदेवं च इष्टमित्यभिधीयते ॥
> पूर्तः=वापीकूपतडागादि देवतायतनानि च ।
> अन्नप्रदानमारामः पूर्तमित्यभिधीयते ॥
> दत्त=शरणागतसंत्राणम् भूतानां चाप्यहिंसनम् ।
> बहिर्वेदि च यद्दानं दत्तमित्यभिधीयते ॥
> (રત્નપ્રભા–ઉદ્ધૃત)

બન્ને માર્ગે જનારા તે તે લોકમાં **यावत्** જ્યાં સુધી **संपातः**= કર્મ (ફળ) હોય ત્યાં સુધી રહીને–ભોગવીને એ જ માર્ગે પાછા ફરે છે. સરખાવો **ते तं भुक्त्वा...**(ગીતા. ૯।૨૧)

તથા..મનુષ્યોમાં, નરકમાં રહેનારા જીવોમા કે વૃક્ષાદિ સ્થાવર પદાર્થોમા સુખનો લવ=અંશમાત્ર પણ (૧) ધર્મથી જે સાધી શકાય તેવો અને (૨) ઓછાવત્તા પણાની સ્થિતિમા જ હોય છે. આમ, સુખરૂપી ફળનો સબંધ ધર્મ અને તારતમ્ય સાથે છે, મોક્ષનો સબંધ તે બન્ને સાથે નથી.

ઉપર પ્રમાણે જ દુઃખનાં તારતમ્ય પરથી અધર્મનું તારતમ્ય, તેના પરથી, ને અધર્મ કરનારા લોકોના તારતમ્યભાવનું અનુમાન કરી શકાય

**एवम् अविद्यादि...**અવિદ્યાના દોષવાળા લોકોને જ આવું સુખ-દુઃખનું તારતમ્ય (૧) ધર્મ–અધર્મના તારતમ્યને કારણે થાય છે (૨)

શરીરના મળણ દ્વારા ભોગવાય છે. (૩) અનિત્ય છે. Text માં ' अनित्यं ' વાંચવું. (૪) સંસારરૂપ છે. (૫) શ્રુતિ, સ્મૃતિ અને ન્યાયમાં પ્રસિદ્ધ છે. છાંદોગ્યએ શ્રુતિ, ગીતા-સ્મૃતિ અને ફલતારતમ્યથી સાધનનાં તારતમ્યનું અનુમાન એ ન્યાય.

જેની અવિદ્યા નષ્ટ થઈ હોય તેવા જ્ઞાનીને ઉપર બતાવેલું તારતમ્ય લાગુ પડતું નથી. આ બધો વિચાર શંકરાચાર્યે મોક્ષથી કર્મફળની ભિન્નતા સ્પષ્ટ કરવા કરેલ છે.

**तथा च श्रुतिः**—ઉપરનાં નિરૂપણને મળતી છાંદોગ્યની શ્રુતિ ટાંકે છે. જ્યાં સુધી જીવાત્મા શરીરનો અભિમાની હોય—અશરીર હોય ત્યાં સુધી તેને પ્રિય-અપ્રિય (સુખદુઃખ) થી **अपहतिः**= છુટકારો મળતો નથી.

આનાથી ઉલટું, બીજી શ્રુતિમાં કહ્યું કે શરીરના અભિમાન વગરના આત્માને—શરીર હોવા છતાં શરીર હું છું એવા અભિમાનથી રહિત હોય તે **अशरीर**-તેવા પુરુષને સુખદુઃખ=પ્રિય-અપ્રિય સ્પર્શી શકે નહીં., **वाव=अवधारणे**-નિશ્ચય બનાવવા માટે. જ્યાં જ્યાં ધર્મ-અધર્મના કાર્ય (ફળ) હોય ત્યાં ત્યાં તો સુખદુઃખ-પ્રિય-અપ્રિયનો સંબંધ હોવાનો જ. અહીં શ્રુતિમાં, મોક્ષ નામની જે અશરીર અવસ્થા છે તેને પ્રિય-અપ્રિયના સંબંધ થતો નથી એમ કહેલ છે. એ નિષેધ જ સાબિત કરી આપે છે કે મોક્ષ=અશરીર અવસ્થા ધર્મ-અધર્મનું કાર્ય નથી. જે પ્રિય-અપ્રિયના સંબંધવાળું ન હોય તે ધર્મ-અધર્મનું કાર્ય ન હોઈ શકે જો મોક્ષને-અશરીર અવસ્થાને ધર્મનું કાર્ય માનવામાં આવે તો શ્રુતિમાં બતાવેલ પ્રિય-અપ્રિયનો નિષેધ તર્કસંગત બને નહીં.

**अशरीरत्वम् एव**...પૂર્વપક્ષી—ધર્મનાં ફળ તો વિચિત્ર હોય છે. તેથી માની લો કે અશરીર અવસ્થા-મોક્ષ પણ ધર્મનું જ કાર્ય છે.

સિદ્ધાન્ત-ના, એમ માની શકાય નહીં અશરીર અવસ્થા ( **तस्य= अशरीरत्वस्य**) તો સ્વાભાવિક છે ઉપનિષદનાં વાક્યમાં આત્મા=મોક્ષને **अशरीर** બતાવેલ છે. **अप्राणो**...પ્રાણ, મન શરીરની સાથે હોય. મુંડક ઉપનિષદમાં આત્માને અપ્રાણ વગેરે કહીને **अशरीर** બતાવ્યો છે. (**अप्राणः** કહીને સૂક્ષ્મ શરીરથી પણ રહિત, જેમ ઉપર કઠની શ્રુતિ સ્થૂળ શરીરથી (આત્માને) રહિત બનાવે છે.) આત્માને શરીરાદિના અંગ વગરનો બનાવ્યો છે.

अत एव...अनुष्ठेय=ક્રિયા દ્વારા કરવા યોગ્ય કર્મ, એ કર્મનાં ફળે સુખદુઃખથી મોક્ષના નામથી ઓળખાતી અશરીર અવસ્થા તદ્દન ભિન્ન છે. મોક્ષ અવસ્થા તો નિત્ય છે જ. એ ધર્મથી ઉત્પન્ન કરવાની નથી મોક્ષ પહેલાં ન હતો અને ધર્મથી પછી અસ્તિત્વમાં આવશે એવું નથી. મોક્ષ નિત્ય છે.

આમ મોક્ષ=બ્રહ્મ=આત્માને કર્મ-ઉપાસના સાથે કોઈ સંબંધ નથી બ્રહ્મ વેદાન્તમાંથી સ્વતંત્ર રીતે, ઉપાસનાનો વિષય બન્યા વગર જાણવા મળે છે. બ્રહ્મ સ્વતંત્ર રીતે શાસ્ત્રપ્રમાણ છે એમ સિદ્ધ થયું.

(૨૩) तत्र किंचित्...અશરીર અવસ્થાને ધર્મ-અધર્મ સાથે કોઈ સંબંધ નથી તે બતાવવા બે પ્રકારનાં નિત્યની ચર્ચા કરે છે. પરિણામિનિત્ય (૧) અને કૂટસ્થ નિત્ય (૨). (૧) પરિણામી નિત્યને તો વિકારની ક્રિયા જોડે સંબંધ થાય છે. परिणामि च तत् नित्यं च इति-(રત્ન०) જે વિકાર=પરિણામવાળું હોય અને છતાં સાથે સાથે નિત્ય પણ હોય पूर्वरूपपरित्यागे सति नानाकार-प्रतिभासः परिणामः = જ્યારે પહેલાનું રૂપ છોડી દેવામાં આવે અને જુદા જુદા આકારોમાં એ જ વસ્તુનો આભાસ થાય ત્યારે તેને-આભાસને પરિણામ કહેવાય છે. बुद्धिः न... the idea of whose identity is not destroyrd. દા. ત. પૃથ્વી, વૃક્ષ, તૃણ વ. ના રૂપે પરિણામ પામે છે. છતાં એ સ્વરૂપાંતરમાં પણ પૃથ્વીતત્ત્વ તો રહેલું જ છે (અનુસ્યૂત છે) તેથી, પૃથ્વી પરિણામિનિત્ય છે. તે પરિણામ (વૃક્ષ વગેરે રૂપે) પામે છે અને છતાં એ પરિણામ પામ્યા પછી પણ પૃથ્વીતત્ત્વ તો રહેલું હોય છે જ તેથી નિત્ય છે. સાંખ્યના ગુણો પણ પરિણામિનિત્ય છે. દા. ત. સત્ત્વગુણ પોતે જ વિકાર પામીને દૂધ વગેરે રૂપે દેખાય છે. વિકાર-પરિણામ પામે અને છતાં દૂધ વ. માં સૂક્ષ્મ સ્વરૂપે એ રહેલો જ હોય તેથી નિત્ય.

कूटस्थनित्य-पारमार्थिकम् આને ક્રિયાવિશેષણ તરીકે લે છે: પારમાર્થિક રીતે કૂટસ્થનિત્ય છે. in the true sense (થીબો), in the highest sense etrrnal without undergoing any changes.

कूट=llusion માયા, steady, a summit શિખર, a multitude=રાશિ (A) कूट=સ્થિર=નિશ્ચલ कूटः। निश्चलः सन् तिष्ठति इति कूटस्थ જે કૂટ=નિશ્ચલ થઈને રહે છે તે કૂટસ્થ

શ્રી ક્મળાશંકર (B) कूटः राशिः (ઢગલો અથવા શિખર) तद्वत् तिष्ठति (C) कूटे (मायायां) तिष्ठति असौ–જે માયામાં રહે છે તે બ્રહ્મ. અહીં પહેલો અર્થ વધુ યોગ્ય લાગે છે. परिणामिनः नित्यत्वं प्रत्यभिज्ञा-कल्पितं मिथ्या एव, कूटस्थस्य तु नाशक-अभावात् नित्यत्वं पारमार्थिकम् । (રત્નપ્રભા) ટૂંકમાં, જે પરિણામિનિત્વ હોય તેને ભલે વિકારની પણ ક્રિયા સાથે સંબંધ હોય, પરંતુ અશરીર અવસ્થા= (इदम् -આ) તો કોઈપણ વિકાર વિના નિશ્ચલ રહીને નિત્ય છે. આકાશની જેમ સર્વવ્યાપી હોવાથી અશરીરત્વ કે અશરીર અવસ્થામાં સ્પંદન પણ ન સંભવે. सर्वे... વિકારનો અભાવ બતાવ્યો. નિત્યતૃપ્ત હોય એટલે તૃપ્તિ માટે ક્રિયાની જરૂર નથી. જેમાં અવયવો ન હોય તે પરિણામ ન પામે. પ્રકાશ પામવા માટે પણ ક્રિયાનાં આવશ્યકતા નથી, કારણ કે તે અવસ્થા પોતે જ સ્વયંપ્રકાશ છે.

यत्र=જે અશરીર અવસ્થામાં ધર્મ–અધર્મ તેમનાં સુખદુઃખાદિ કાર્યો સાથે ત્રણેય કાળમાં કદીયે નજીક જઈ શકે તેમ નથી અશરીરપણું=મોક્ષ. તાત્ત્વિક રીતે બ્રહ્મ, આત્મા, મોક્ષ, અશરીરઅવસ્થા એ બધા સમાનાર્થી શબ્દો છે. કૃત=કાર્ય, અકૃત=કારણ એટલે પારમાર્થિક રીતે જોતાં બ્રહ્મને કાર્યકારણનો નિયમ પણ લાગુ ન પડે થયેલું-થનાર એનાથી એ જુદું છે. આમ શ્રુતીમાં પણ બ્રહ્મને ધર્મ–અધર્મથી अन्यत्र=अन्यत् જુદું બતાવેલું છે

_अतः तद् ब्रह्म... તેથી બ્રહ્મને ઉપાસનાનાં ફળરૂપે માનો એટલે બ્રહ્મ= મોક્ષ કર્તવ્યરૂપી ઉપાસનાનું એક અંગ બને એટલે ઉપાસનારૂપી કર્તવ્યના સાધનથી મોક્ષ સાધ્ય બને. મોક્ષને જો કર્તવ્યથી સાધ્ય-સાધી શકાય તેવો માનીએ તો (૧) એ અનિત્ય જ બની જાય. જે જે વસ્તુ ક્રિયાથી સાધ્ય હોય તે તે હંમેશાં વિનાશી હોય છે. (૨) બીજું, મોક્ષ પણ ઉપર બતાવેલાં અનિત્ય કર્મોનાં ફળોમાંનું એક અતિશય=સર્વશ્રેષ્ઠ ફળ બની જાય. इति प्रसज्येत–प्र + सञ्ज् = to be the consequence of sometring else. (મોનિયર વિલિયમ્સ)=ધાર્યા કરતાં બીજી જ કોઈક વસ્તુ પરિણામ તરીકે આવીને ગળી રહે એટલે કે મોક્ષને જો કર્તવ્યથી સાધ્ય માનસો તો મોક્ષના અનિત્ય બની જવારૂપ અણધાર્યું પરિણામ આવશે. મોક્ષમાં માનનારા કોઈને આ સ્વીકાર્ય નથી. તેથી બ્રહ્મનું વેદાન્તમાં કરેલું નિરૂપણ કર્તવ્ય કે ઉપાસનાના અંગ તરીકે નહીં, પણ સ્વતંત્ર રીતે છે.

(२४) अपि च 'ब्रह्म वेद.. બ્રહ્મવિદ્યા-બ્રહ્મજ્ઞાન થાય પછી તરત જ મોક્ષ થાય' છે. બ્રહ્મજ્ઞાન અને મોક્ષ એ બન્નેની વચ્ચે કોઈ બીજું કાર્ય કરવાનું શ્રુતિયોમાં ક્યાંય કહ્યું નથી. દા. ત. (૧) બ્રહ્મજ્ઞાન→(૨) ઉપાસના કરવી→(૩) મોક્ષ—આમ બ્રહ્મજ્ઞાન અને મોક્ષની વચ્ચે ઉપાસના જેવા કોઈ પણ કાર્ય કરવાનો આદેશ કોઈ શ્રુતિ બતાવતી નથી. એટલે, ઉપનિ. માંથી થતા બ્રહ્મજ્ઞાન પછી તરત જ મોક્ષ. અમારે માટે કર્તવ્યનો અવકાશ જ રહેતો નથી. આ વિચારના સમર્થન માટે શંકરાચાર્ય ૭ શ્રુતિવાક્યો ટાંકે છે:

(૧) બ્રહ્મને ભણવું (વેદ) અને બ્રહ્મ જ બની જવું. (भवति)

(૨) પર=કારણ, अवर=કાર્ય, કાર્યકારણ ઉભયરૂપ રહેલ બ્રહ્મનું દર્શન (બ્રહ્મજ્ઞાન) અને કર્મક્ષય થવારૂપી મોક્ષ.

(૩) બ્રહ્મનાં આનન્દરૂપને જાણવું (બ્રહ્મવિદ્યા) અને ભય ન હોવો (મોક્ષ).

(૪) જનક યાજ્ઞવલ્ક્યને કહે છે: બ્રહ્મજ્ઞાન થતાં તરત જ ભયમુક્ત દશા-મોક્ષની પ્રાપ્તિ.

(૫) तत् आत्मानम् एव अवेत् अहं.. अवेत्=विद् નું હ્ય. ભૂ. કા. ત્રી. પુ. એ. વ. "હું બ્રહ્મ છું" એમ આત્માનું જ્ઞાન થવું અને પછી સર્વરૂપ બની જવું (મોક્ષ).

(૬) એકતાનું દર્શન (બ્રહ્મવિદ્યા) અને શોક-ભયથી મુક્ત દશા=મોક્ષ.

આ ૭ યે શ્રુતિવાક્યોમાં બ્રહ્મવિદ્યા અને મોક્ષ વચ્ચે કોઈ कार्यान्तरम् બીજું કાર્ય બતાવેલ નથી. अन्यत् कार्यम्-कार्यान्तरम् એટલે "કોઈ પણ કાર્ય" એવો અર્થ લેવો. બ્રહ્મવિદ્યા એક કાર્ય અને कार्यान्तरम् એટલે બ્રહ્મવિદ્યારૂપી કાર્યથી બીજું-જુદું કાર્ય-આમ અર્થ કરવો નહીં. કારણ બ્રહ્મવિદ્યા કે મોક્ષ એમાંથી એકેયને કાર્ય કહી શકાય નહીં.

જેમ અંધારા ઓરડામાં દીવો પ્રગટાવો અને અંધકાર દૂર થાય તેમ બ્રહ્મજ્ઞાન થતાંજ અજ્ઞાન નિવૃત્ત થાય. એટલે આપોઆપ મોક્ષની અવસ્થા મળે. प्रदीपात् तमोनिवृत्तिवत् ज्ञानात् अज्ञाननिवृत्तिरूपमोक्षस्य दृष्टफलत्वात् (રત્નપ્રભા) વળી, પૂર્વમીમાંસામાં તો મનાય છે કે યજ્ઞાદિ કાર્ય કર્યા પછી તરત જ તેના ફળની પ્રાપ્તિ થતી નથી. પણ કાર્ય અને

ફળ—એ બન્નેની વચ્ચેના ગાળામાં મીમાંસકો અપૂર્વની કલ્પના કહે છે. યજ્ઞાદિ કાર્યથી એક અપૂર્વ=અદષ્ટ ગુપ્તશક્તિ=unseen potentiality ઉત્પન્ન થાય છે. કાળે કરીને એ અપૂર્વમાંથી સ્વર્ગાદિ ફળ ઉત્પન્ન થાય છે. આમ, બ્રહ્મવિદ્યા અને મોક્ષની વચ્ચે અપૂર્વને પણ કલ્પી શકાય નહીં, જેમ જ્યોતિષ્ટોમયજ્ઞ અને સ્વર્ગરૂપી ફળની વચ્ચે મીમાંસકો માને છે. વાંચો : अपि च ज्ञानजन्य-अपूर्व-जनितोमोक्षः नैयोगिकः ( નિયોગ= વિધિની સાથે સંબંધ ધરાવતો ) इति अस्य अर्थस्य सन्ति भूयस्यः श्रुतयः निवारिकाः । ( ભામતી )

तत् ह पतत् पश्यन्...વામદેવ ઋષિ तत् પદથી લક્ષિત બ્રહ્મને पतद्—આ આત્મારૂપે રહેલું જુએ છે=બ્રહ્મ-આત્માની એકતાને અનુભવે છે અને તે પોતાને મનુ વગેરે રૂપે થયેલો જાણે છે. આમ, બ્રહ્માત્માના એકત્વનું જ્ઞાન અને સર્વરૂપ બની જવારૂપી મોક્ષ—એ બંને વચ્ચે બીજું કોઈ કર્તવ્ય શ્રુતિ બતાવતી નથી Seeing this, indeed (ह) the seer वामदेव knew (प्रतिपेदे), I was Manu... ( ડૉ. રાધાકૃષ્ણન્ )

આ ઉદાહરણમાં पश्यन्—જોતો જોતો—જોવાની ક્રિયા થતા જ તેને સર્વાત્મભાવ થયો. જેમ तिष्ठन्—ઊભતો—ઊભો રહીને ગાય છે, તેમા ઊભવાની ક્રિયા અને ગાવાની ક્રિયા વચ્ચે બીજું કોઈ કાર્ય થતું નથી. तिष्ठन् गायति— દૃષ્ટાંતમાં (૧) ઊભવાથી ગાવાની ક્રિયા થતી નથી, જ્યારે પ્રસ્તુત વાતમાં તો એકતાના દર્શનથી સર્વાત્મભાવ થાય છે. (૨) એમાં તો ખરેખર સ્વરના આરોહ-અવરોહ વગેરે ક્રિયાઓથી ગીત પ્રગટે છે. આ ભેદ ધ્યાનમાં રાખવો. દૃષ્ટાંતનું તાત્પર્ય તો માત્ર तिष्ठ—અને गायतिन् વચ્ચે સામાન્યતઃ કોઈ અન્ય કોઈ ક્રિયાનો નિર્દેશ એમ બતાવવું પૂરતુ જ છે. સરખાવો : अत्र न स्थितिक्रियासामर्थ्यादेव गीत क्रियानिर्वृत्तिः, अपि तु प्रयत्नान्तरात् । शब्दतः न तदोर्मध्ये क्रियान्तरप्रतीतिः इत्येतावतोदाहरणम् । इह पुनर्न सर्वात्ममावस्य ब्रह्मदर्शनातिरेकेण प्रयत्नान्तर-अपेक्षा विद्यते । ( પંચપાદિકા )

(૨૫) त्वं हि नः पिता...બ્રહ્મવિદ્યા—બ્રહ્મજ્ઞાન કે આત્મજ્ઞાનનું કામ મોક્ષને અટકાવનાર અવિદ્યા—અજ્ઞાનરૂપી કારણની નિવૃત્તિ કરવી એ છે. ... આ વિચારના સમર્થનમાં બે શ્રુતિઓ અને એક ન્યાયસૂત્ર ટાંકે છે.

संमतम् (भामती). तात्पर्य એ કે બ્રહ્મ-આત્માના એકત્વને જાણવાથી, મિથ્યાજ્ઞાન દૂર થાય અને એ જ મોક્ષ છે. મોક્ષ માટે કોઈ ઉપાસનાદિ ક્રિયા કરવાની હોતી નથી. મોક્ષને સ્વર્ગાદિરૂપ ફળને લાગુ પડતા નિયમો લાગુ પડતા નથી, કારણ કે મોક્ષને ક્રિયા-કર્મ સાથે કોઈ સંબંધ નથી. તેથી, બ્રહ્મ સ્વતંત્ર રીતે શાસ્ત્રપ્રમાણક છે એમ શ્રુતિઓના સમન્વય ઉપરથી સ્પષ્ટ થાય છે.

न च इदं ब्रह्मात्मैकत्वविज्ञानं संपद्रूपम्...અહીં બ્રહ્મ અને આત્માની એકતાનું જે વિજ્ઞાન છે તેના સ્વરૂપનો નિશ્ચય કરેલો છે. બ્રહ્મ-આત્માની એકતાનું જ્ઞાન પ્રમાણરૂપ-યથાર્થ હોય તો તે મિથ્યાજ્ઞાનને હટાવી શકે અને વિધિનો વિષય ન બને. પરંતુ, એકતાનું જ્ઞાન જો પ્રમારૂપ ન હોય તો ઉપાસના વિધિનો વિષય બનશે. પ્રતીક ઉપાસના માટે કેટલીકવાર બે વસ્તુઓ વચ્ચે એકતા કલ્પવામાં-આરોપવામાં આવે છે, જે ખરેખર હોતી નથી. બ્રહ્મ અને આત્મા બન્ને એક જ છે એવું ઉપનિ. માં બતાવેલું એકતાજ્ઞાન જો વાસ્તવિક ન હોય અને કલ્પિત કે આરોપિત હોય તો એવું જ્ઞાન પ્રતીકોપાસનાનો વિષય બનશે. પ્રતીક ઉપાસનામાં અમુક માટે અમુક પ્રતીક symbol કલ્પીને ઉપાસના કરવામાં આવે છે, જેમકે બ્રહ્મ માટે આદિત્યના પ્રતીકની કલ્પના કરવી. શંકરાચાર્ય બ્રહ્મ-આત્માના એકત્વજ્ઞાનને પ્રમારૂપ-યથાર્થ સાબિત કરે છે એટલે કે બન્ને વચ્ચેની એકતા ખરેખર છે, કલ્પિત નથી.

બ્રહ્માત્મ-એકત્વવિજ્ઞાન, (૧) સંપદ્રૂપ નથી. (૨) અધ્યાસરૂપ નથી. (૩) વિશિષ્ટક્રિયા યોગ નિમિત્ત નથી. (૪) સંસ્કારરૂપ નથી.

(૧) સંપદ્રૂપ-અલ્પ આલંબનનો તિરસ્કાર કરીને ઊંચી વસ્તુ સાથે અભેદ કલ્પીને ધ્યાન કરવું એટલે સંપદ્. अल्प-आलम्बन-तिरस्कारेण उत्कृष्ट वस्तु-अभेद-ध्यानम् संपत् (રત્નપ્રભા). દા. ત. મન એક આલંબન-ધ્યાનનો આધાર છે અને તે અલ્પ છે. તેને છોડી દેવાનું. વિશ્વદેવો ઉત્કૃષ્ટ વસ્તુ છે. મનનો તેમની સાથે અભેદ કલ્પીને (વિશ્વદેવોનું) ધ્યાન કરવું. અથવા સંપત્ એટલે કોઈ અલ્પ આલંબન (ધ્યાનનો આધાર) રૂપી વસ્તુમાં, કોઇક સામાન્ય ગુણને કારણે, મહાન્ વસ્તુનું સંપાદન કરવામાં આવે તે. संपत् नाम अल्पे वस्तुनि आलम्बने, सामान्येन केनचित्, महतः वस्तुनः सम्पादनम्.(ન્યાયનિર્ણય) મન અલ્પવસ્તુ-

રૂપી આલંબન છે. વિશ્વદેવો મહાન વસ્તુ છે મન અને વિશ્વદેવો વચ્ચે અનંત હોવાપણું સામાન્ય ગુણ છે. તેથી, મનમાં વિશ્વદેવોનું સંપાદન કરીને ધ્યાન કરવું. અહીં મન-વિશ્વદેવો વચ્ચેની એકતા (અભેદ)નું જ્ઞાન સંપદ્રૂપ છે, વાસ્તવિક નથી આમ જીવ અલ્પ આલંબનમાં બ્રહ્મરૂપી મહાન વસ્તુનું સંપાદન કરીને ધ્યાન કરવું, કારણ કે જીવ-બ્રહ્મ ચૈતન્ય સામાન્ય ગુણ છે આ વિચાર વાચસ્પતિમિશ્ર સ્પષ્ટ કરતાં લખે છે **यथा वृत्ति-अनन्तत्वेन मनसः विश्वदेव साम्यात् विश्वान् देवान् मनसि संपाद्य मनः आलम्बनम् अविद्यमानसमं कृत्वा, प्राधान्येन संपाद्यानाम् विश्वेषा देवानाम् अनुचिन्तनम् तेन च अनन्तलोक प्राप्ति । एव चिद्रूपसाम्यात् जीवस्य ब्रह्मरूपता संपाद्य, जीवं आलम्बनम्, अविद्यमान-सम कृत्वा प्राधान्येन ब्रह्मानुचिन्तनम् तेन च अमृतत्वप्राप्तिः ।** (ભામતી) શ્રી થીબો સંપદ્‌ને a *mere (fanciful) combination* એક માત્ર કાલ્પનિક જોડાણ અથવા *meditatively imagined* ધ્યાનમાં કલ્પિત (*identity*) એકતા કહે છે વળી, સંપદ્‌માં અધિષ્ઠેય (અહીં વિશ્વદેવોને) પ્રાધાન્ય આપવામાં આવે છે, જ્યારે અધ્યાસમાં અધિષ્ઠાન (આદિત્યરૂપી આશ્રય)ને પ્રાધાન્ય અપાય છે

ક્રૂ કરાચાર્ય કહે છે કે જીવ-બ્રહ્મની એકતાનું જ્ઞાન આવું સંપદ્રૂપ નથી, વાસ્તવિક છે એટલે કે જીવ ખરેખર જ બ્રહ્મ છે, જીવમાં બ્રહ્મની કલ્પના કરવાની નથી તેથી બ્રહ્મ ઉપાસનાનો વિષય બનશે નહીં

(૨) અધ્યાસરૂપ એકતાજ્ઞાન—અધ્યાસમાં આલંબન ધ્યાનના આધારને મુખ્ય ગણીને તેનું ધ્યાન કરવામાં આવે છે આને પ્રતીકોપાસના કહે વાય એ જ અધ્યાસ (A) **आलम्बनस्य प्राधान्येन ध्यान प्रतीकोपास्ति. अध्यास ।** (રત્નપ્રભા) દા ત આદિત્ય બ્રહ્મ છે એમાં આદિત્યરૂપી આલંબનને મુખ્ય માનીને બ્રહ્મનું આદિત્યરૂપે ધ્યાન કરવામાં આવે છે આવાં પ્રકારનાં ધ્યાનને પ્રતીકોપાસના અથવા અધ્યાસ કહેવો અથવા (B) જે ખરેખર નથી તેમાં તેવી બુદ્ધિ કરવી એટલે અધ્યાસ દા ત આદિત્ય ખરેખર બ્રહ્મ નથી છતાં આદિત્યમાં બ્રહ્મ હોય એવી સમજણ કરવી સંપદ્‌માં જે સંપાદ્ય (દા ત વિશ્વદેવો) બને તેને પ્રાધાન્ય અપાય છે, જ્યારે અધ્યાસમાં જે આલંબન (દા ત આદિત્ય) હોય તેને પ્રાધાન્ય અપાય છે (ન્યાય૦) આ પ્રતિકોપાસનામાં આદિત્ય અને બ્રહ્મ વચ્ચે એકતાનું જ્ઞાન થાય છે તે અધ્યાસરૂપ છે વાસ્તવિક નથી આ રીતે જીવને

આલંબન કરીને, તે બ્રહ્મ છે એવી સમજ ઊભી કરીને ધ્યાન કરવામાં આવે તે અધ્યાસ. અહીં જીવ-બ્રહ્મની એકતાનું જ્ઞાન વાસ્તવિક નહીં, પણ અધ્યાસરૂપ બની જાય.

શં. કહે છે, જીવ-બ્રહ્મના એકત્વનું જ્ઞાન અધ્યાસરૂપ પણ નથી; કારણ કે જીવમાં, જીવ બ્રહ્મ ન હોવા છતાં, બ્રહ્મબુદ્ધિ કરવાની નથી. જીવ વાસ્તવિક રીતે બ્રહ્મ જ છે. આમ, જીવ-બ્રહ્મની એકતાનું જ્ઞાન અધ્યાસરૂપ ન હોવાથી, બ્રહ્મ પ્રતીકોપાસનાનો વિષય બની શકે.

સંપદ્રૂપ એકત્વ જ્ઞાન અને અધ્યાસરૂપ એકત્વજ્ઞાન-આ બંનેમાં બે વસ્તુઓ વચ્ચે કાલ્પનિક અભેદ-એકતા માનવામાં આવે છે. સંપદ્માં જે વસ્તુ (વિશ્વદેવો) નો આરોપ કરવામાં આવે તે મુખ્ય ગણાય; જ્યારે અધ્યાસમાં જે અધિષ્ઠાન=આરોપ વિષય (આદિત્ય) હોય તે પ્રધાન લેખાય. **आरोप्यप्रधाना संपत्, अधिष्ठानप्रधानोऽध्यासः** । (વેદાન્ત કલ્પતરુ) આ જ વાત શ્રી દેશપાંડે સ્પષ્ટ શબ્દોમાં કહે છે: in संपद् prominence is given to superstructure अधिष्ठेय in अध्यास it is given to the substratum अधिष्ठान or आश्रय મન-વિશ્વદેવોના એકત્વ જ્ઞાનમાં, મનને અવગણીને વિશ્વદેવોનું જ ચિંતન કરવામાં આવે, એ સંપદ્. આદિત્ય-બ્રહ્મના અભેદ જ્ઞાનમાં, બ્રહ્મને ગૌણ માનીને આદિત્યરૂપે જ ચિંતન કરવામાં આવે એ અધ્યાસ.

ભાષ્યકારના મતે બ્રહ્મ-આત્માનું એકત્વજ્ઞાન તો વાસ્તવિક છે તે નથી સંપદ્રૂપ કે નથી અધ્યાસરૂપ. બ્રહ્મ અને આત્માને મન અને વિશ્વદેવો કે આદિત્ય અને બ્રહ્મની જેમ ખરેખર ભિન્ન ન માની શકાય.

(૩) વિશિષ્ટ ક્રિયાયોગ નિમિત્ત અભેદજ્ઞાન-**नापि विशिष्ट क्रिया...** શં. કહે છે કે બ્રહ્મ-આત્માનું એકત્વજ્ઞાન કોઈ વિશિષ્ટ ક્રિયાયોગના નિમિત્તે થાય છે એવું પણ નથી. (વિશિષ્ટ ક્રિયા=વિશેષ પ્રકારની ક્રિયા, યોગ= સંબંધ, **निमित्तम्**=નિમિત્તવાળું બ્રહ્માત્માનું-એકત્વજ્ઞાન નથી. **वाच**= નિશ્ચિત રીતે. દા. ત. વાયુને સંવર્ગ કહેવાય છે. વાયુ અને સંવર્ગ બન્ને એક છે એવું જ્ઞાન એક વિશિષ્ટ ક્રિયાના સંબંધના નિમિત્તે થાય છે. છાંદો. ઉપનિષદ્માં સંવર્ગવિદ્યાનાં નિરૂપણમાં કહ્યું છે કે વાયુ મહાપ્રલય વખતે અગ્નિ, સૂર્ય, ચંદ્ર વગેરેનો સંહાર=સંવર્ગ કરીને પોતાનામાં સમાવી લે છે **महाप्रलयकाले वायुः वह्नि-आदीन् संवृज्य=संहृत्य आत्मनि**

स्थापयति । (ભામતી). શ્રી વાચસ્પતિ મિશ્ર સંવર્ગ=સંહાર એ સમાન-અર્થના સમર્થન માટે દ્રવિડાચાર્યનું અવતરણ ટાંકે છે:—संहरणाद् वा संवरणात् वायुः संवर्गः । એટલે કે વાયુને, સંહાર કે સંવર્ગની વિશિષ્ટ ક્રિયાના સબંધને લીધે (निमित्त) સંવર્ગ કહેવાય છે. સંહાર કે સંવર્ગ એક વિશિષ્ટ ક્રિયા છે. એ ક્રિયાનો યોગ=સંબંધ પ્રલયકાલે વાયુ સાથે થાય છે એ સંબંધને લીધે (निमित्त) વાયુને સંવર્ગ કહેવાય છે

प्राणो वाव संवर्गः—ઉપનિ. માં કહે છે : यदा वै पुरुषः स्वपिति, प्राणं तर्हि वाग् अप्येति, प्राणं चक्षुः, प्राणं श्रोत्रः, प्राणं मन—સુષુપ્તિમાં પુરુષ હોય ત્યારે, વાણી પ્રાણમાં લીન થાય છે, આંખ, કાન, મન પણ વાણીમાં લય પામે છે. ભામતીમા મૃત્યુ સમયે પ્રાણ ઇન્દ્રિયાદિને પોતાનામા સમાવી લે છે તેમ કહ્યુ છે : प्रयाणकाले हि स (પ્રાણ) एव सर्वाणि इन्द्रियाणि संगृह्य उत्क्रामति इति (ભામતી) सम्+वृज् *to absorb* પોતામાં સમાવી લેવું—એ વિશિષ્ટ ક્રિયાનો યોગ=સંબંધ પ્રાણ સાથે થાય છે. તેથી, એ વિશિષ્ટ ક્રિયાના નિમિત્તથી પ્રાણને પણ સંવર્ગ કહેવાય છે. ટૂંકમાં, વાયુ–સંવર્ગ કે પ્રાણ-સંવર્ગ એ બને એક છે એવું જ્ઞાન, માત્ર સંવરણ–સમાવી લેવાની ક્રિયાના સંબંધને લીધે જ થાય છે. અન્યથા વાયુ કે પ્રાણને સંવર્ગ ન કહેવાય આ રીતે, જીવને પણ વિશિષ્ટ ક્રિયાયોગના નિમિત્તે બ્રહ્મ કહેવાય છે એમ કોઈ શંકા કરી શકે. દા. ત. बृंह्—'વધવું', ફાટી નીકળવું ' કે ફોગી નીકળવું (The act of causing to grow શ્રી શર્મા) એ બૃંહણક્રિયાનો સંબંધ જીવ સાથે થાય છે. કારણકે જીવ વૃદ્ધિ પામતા જણાય છે, જીવને બૃંહણક્રિયાના યોગને લીધે (નિમિત્તે) બ્રહ્મ કહેવાય છે. વાંચો : एवं बृंहणक्रियया ब्रह्मदृष्टिः अमृतत्वाय फलाय कल्पते (ભામતી) અથવા बृद्धिक्रियायोगात् जीवो ब्रह्म इति ज्ञानम्.. (રત્નપ્રભા) શંકરાચાર્ય કહે છે કે જીવ (આત્મા) બ્રહ્મનું એકત્વજ્ઞાન કોઈ વિશિષ્ટ ક્રિયાના સંબંધને લીધે થયેલું નથી. વાસ્તવિક રીતે, મૂલતઃ જીવ–બ્રહ્મ બન્ને એક જ છે. વાયુ કે પ્રાણની જેમ, આત્માની સાથે એવો કોઈ ક્રિયાસંબંધ કલ્પીને તેને તેથી બ્રહ્મ કહેવાય છે એવું માની શકાય નહીં.

સંપદ્ અધ્યાસ અને ક્રિયાયોગ નિમિત્ત આ ત્રણેયમાં ઉપાસનાક્રિયા પ્રધાનકર્મ બને છે. तद् एतेषु त्रिषु पक्षेषु आत्मदर्शन–उपासनादयः प्रधान-कर्माणि । (ભામતી)

ને દૂર કરી શકે નહીં; કારણ કે એવું જ્ઞાન પ્રમારૂપ-યથાર્થ હોય શકે નહીં યથાર્થ જ્ઞાન હોય તો જ મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થાય. પરંતુ, બ્રહ્મ-આત્મના એકત્વ જ્ઞાનથી હૃદયની ગ્રન્થિઓ ભેદાઇ જાય છે-અવિદ્યા નિવૃત્ત થાય છે. એમ શ્રુતિમાં કહ્યું છે (શ્રવણ). તે પણ બાધ થશે.

(C) એકત્વજ્ઞાનને જો સંપદાદિરૂપ માનીએ તો, જીવ બ્રહ્મભાવ (तद्भाव)ની आपत्ति=પ્રાપ્તિ કરે છે તેમ બતાવનાં વાક્યોને યોગ્ય રીતે સમજી શકાય નહીં. तद्भाव-आपत्ति-वचनानि=ब्रह्मस्वरूप-प्राप्ति-बोधकानि वाक्यानि सामंजस्य=समंजसता= યોગ્યતા=in a quite natural manner (શ્રી દેશમાંડે) सामंजस्येन યોગ્યતાથી, न उपपद्येन-વાક્યો તર્કસંગત ન બની શકે. કારણકે સંપદાદિરૂપમાં જીવ-બ્રહ્મને વસ્તુત: ભિન્ન માનવો પડે. તે બેમાંથી એક રહે તો પણ જીવ બ્રહ્મભાવ પામે તેમ ન કહી શકાય, અથવા તો બેમાંથી એક નષ્ટ થઇ જાય તો પણ એક અન્યપણાને પામે તેમ કહેવું તર્કસંગત ન થાય. ટૂંકમાં, બન્ને બાકી રહે તો પણ એક બીજાપણાને પામ્યું-એક બીજું બની ગયું -જીવ બ્રહ્મ બની ગયો-એમ ન કહી શકાય, કારણ કે બન્ને રહેલાં જ છે. જો બેમાંથી એક તદ્દન નષ્ટ થઇ જાય તો પણ કેમ કહી શકાય કે એક બીજાના ભાવને પામે છે. ? કારણ કે નષ્ટ થયેલો વસ્તુ અન્યના ભાવને પ્રાપ્ત કરે તેમ કહી શકાય નહીં. વાંચો आत्मनः वस्तुतः भिन्नस्य अब्रह्मत्वात् अन्यस्य स्थितस्य नष्टस्य वा अन्यत्व-असिद्धेः, संपदादिपक्षे तद्भाववाक्यानाम् न मुख्यार्थता इत्यर्थः । (ન્યાયનિર્ણય). જીવ-બ્રહ્મનું એકત્વ જ્ઞાન સંપાદાદિરૂપ હોત તો તેને કોઈક ઉપાસના જેવી ક્રિયાના અંગ તરીકે ગણી શકાત પરંતુ એ જ્ઞાન તો યથાર્થ હોવાથી પુરુષની કોઇ પણ ક્રિયા ઉપર આધાર રાખતું નથી. प्रमात्वात् न कृतिसाध्या (ब्रह्मविद्या) किं तर्हि नित्वा एव । (રત્ન) પરંતુ જ્ઞાન જેમ ઘર ઉપર જ આધાર રાખે, માણસની કલ્પના (સંપદના જેવી) ઉપર આધાર રાખતું નથી, તેમ બ્રહ્મનું યથાર્થજ્ઞાન બ્રહ્મરૂપી વસ્તુને જ આધીન છે આ રીતે પણ બ્રહ્મ કે બ્રહ્મજ્ઞાનને કોઇ કોઇ ક્રિયાની સાથે જોડી શકાતું નથી. તેથી, બ્રહ્મ સ્વતંત્ર રીતે શાસ્ત્ર પ્રમાણક છે, ઉપાસનાના વિષય તરીકે નહીં.

(२१) एवं भूतस्य..............एवं भूतस्य=ઉપર જે બ્રહ્મને

વસ્તુતન્ત્ર=સ્વતઃ સિદ્ધ કહેલ છે તે-આવા પ્રકારના બ્રહ્મનાં જ્ઞાનનો કાર્યમાં પ્રવેશ બીજી પણ કોઈ યુક્તિથી તમે બનાવી શકશો નહીં.

કદાચ કોઈ શંકા કરે-ઉપનિ વાક્યોમાં તો બ્રહ્મને જાણવાની અને ઉપાસનાની ક્રિયાનો વિષય માનવામાં આવે છે. દા. ત. **ब्रह्म वेद ब्रह्मैव भवति**=બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ બને છે. અહીં જાણે છે એ ક્રિયાનું કર્મ બ્રહ્મ છે. તેથી તે એ ક્રિયાનો વિષય બને છે. **आत्मानमेव लोकमुपासीत-लोकं** = જ્ઞાનસ્વરૂપ એવા આત્માને જ ઉપાસવો જોઈએ. અહીં પણ ઉપાસના ક્રિયાનો વિષય ( કર્મ ) આત્મા બનેલ છે.

શંકરાચાર્ય કહે છે કે વિદિક્રિયા=જાણવાની ક્રિયાના **कर्मत्वेन**=કર્મસ્વરૂપે કલ્પીને પણ બ્રહ્મનો પ્રવેશ કાર્ય કે ક્રિયામાં કરી શકાશે નહીં.

ઔપનિષદ બ્રહ્મ-પરબ્રહ્મને પારમાર્થિક સ્વરૂપમાં કોઈ ભાષા યથાર્થતઃ વર્ણવી શકે નહીં. માનવની ભાષા ટૂંકી પડે છે. શં. શ્રુતિપ્રમાણો ટાંકીને ક્રિયાનો નિષેધ કરે છે.

( ૧ ) વિદિત-અવિદિત જાણેલી અને નહિ જાણેલી વસ્તુઓથી બ્રહ્મ **अन्यत् एव**-ભિન્ન જ છે. અહીં બ્રહ્મનો જાણવાની ક્રિયાના કર્મ તરીકે નિષેધ કરેલો છે. ( ૨ ) જેને લીધે બીજું બધું જાણી શકાય તે જાણનારાના કોના દ્વારા જાણે ? એમાં પણ બ્રહ્મનો જાણવાની ક્રિયાના કર્મ તરીકે નિષેધ સૂચિત છે. (૩) જે વાણી વડે **अन्+अभि+उदितम्** (**वद्** નું ભૂ. કૃ) નહીં કહેવાતું, પરંતુ અહીં બ્રહ્મનો, વાણીના વિષય તરીકે નિષેધ કરેલો છે; વળી, કેનોપનિષદ્‌માં એમ બ્રહ્મની રજૂઆત કરીને ઉપનિષદ્, કહ્યું કે — અવિષય એવા બ્રહ્મને તું સમજ, નહીં કે ઉપાસનાના વિષય બનતા બ્રહ્મને. અહીં સ્પષ્ટ રીતે ઉપાસના ક્રિયાના વિષય તરીકે બ્રહ્મનો શ્રુતિ નિષેધ કરે છે.

પરબ્રહ્મ તાત્વિક રીતે વિચારીએ તો કોઈ પણ ક્રિયાનો વિષય ન બની શકે.

(૨૭) **अविषयत्वे**...પૂર્વપક્ષી કહે છે : જો બ્રહ્મને તમે વાણીનો કે જાણવાની ક્રિયાનો અવિષય માનશો તો બ્રહ્મ શાસ્ત્રના પ્રમાણનો વિષય પણ નહીં બની શકે, કારણ કે શાસ્ત્ર પણ વાણીના માધ્યમથી કોઈક વસ્તુનું જ્ઞાન છે. **अन्+उपपत्ति**-તર્કસંગત થશે નહીં—શાસ્ત્ર બ્રહ્મનું

પ્રમાણ (યોનિ) બને એ વાત તર્કસંગત બનશે નહીં– there would attach illogicality. (દ.)

ન– શં. કહે છે: એ વાત સાચી નથી. બ્રહ્મ શાસ્ત્રપ્રમાણક તો છે જ. ખરેખર તો શાસ્ત્રનું મુખ્ય પ્રયોજન અવિદ્યાને લીધે ઊભા થયેલા ભેદોને દૂર કરવાનું છે. ભેદની નિવૃત્તિ થાય એટલે આપોઆપ બ્રહ્મના એકત્વનું જ્ઞાન થાય. **इदम्** =આ,• **ता** = પણું–આ–પણાની રીતે–આ બ્રહ્મ છે એમ બતાવીને સોડિયમ ક્લોરાઇડ nacl (મીઠું)ના પ્રકરણમાં જેમ એ પદાર્થ (મીઠું) વિષય બને તેમ બ્રહ્મને શાસ્ત્રનો વિષય બનાવી શકાતું નથી. શાસ્ત્રમાં તો બ્રહ્મને વસ્તુમાત્રના અંતરાત્મા ( = **प्रत्यक् आत्मत्वेन**) તરીકે, વિષય બનાવ્યા વગર, **प्रतिपादयत्**–પ્રતિપાદન કરતું એવું શાસ્ત્ર, અવિદ્યાથી કલ્પાયેલા ભેદોને દૂર કરે છે. **वेद्य**=જાણવા યોગ્ય–જાણવાની ક્રિયાનો વિષય બનતી વસ્તુ, **वेदितृ** = જાણનાર અને **वेदना** = જાણવાની ક્રિયા. ઉપનિ. આવા ભેદોને દૂર કહે છે અને એ ભેદો દૂર થતાં બ્રહ્મના એકત્વનો અનુભવ થાય છે. ટૂંકમાં, શાસ્ત્રનું કામ મુખ્યત્વે ભેદો દૂર કરવાનું છે, "આ બ્રહ્મ" એમ કહીને બ્રહ્મને સીમિત બનાવીને ક્યાંય નિરૂપેલું નથી. કેન ઉપનિ. પ્રમાણે **यस्य अमतम्**–જેને એવું ભાન થઈ જાય કે બ્રહ્મને કોઈ સંપૂર્ણતઃ મતિનો વિષય કદી ન બનાવી શકે, એ માણસ બ્રહ્મને કંઈક જાણે છે. ઊલટું, જે એમ માને કે બ્રહ્મ મારી મતિને સંપૂર્ણતયા જણાઈ ગયું એ માણસ ખરેખર બ્રહ્મના સ્વરૂપને જાણતો નથી. જેના વડે દષ્ટિ જોઈ શકે છે, તે દૃષ્ટિના પણ દૃષ્ટાને તું (હે ચાક્રાયણ,–યાજ્ઞવલ્કય કહે છે) ન જોઈ શકે. કોઈ પોતાની આંખને પણ પોતાની જ આંખથી (પારદર્શક વસ્તુ સિવાય) કેવી રીતે જોઈ શકે ? જે **विज्ञाति** = વિજ્ઞાનનો ખરેખર વિજ્ઞાતા=જાણનાર છે, તેને તું ન જાણી શકે જે પોતે જ જાણનાર છે તેને કેવી રીતે જાણી શકાય ? ટૂંકમાં, બ્રહ્મ દષ્ટિ, શ્રુતિ, મતિ, વિજ્ઞાતિ ( વિજ્ઞાન ) વનો વિષય ન બની શકે.

अतः ..આત્મામાં અજ્ઞાનને લીધે જે સંસારીપણું (Transmigratory existence કલ્પાયેલું છે તે સંસારીપણાને શાસ્ત્ર દૂર કરે છે. અને એ રીતે, નિત્યમુક્ત (ever free) એવા આત્મસ્વરૂપનું નિરૂપણ (–समर्पण=presentation) કરે છે. બ્રહ્મ તો નિત્યમુક્ત જ છે. ભ્રમથી

તેમાં સંસારીપણું દેખાય છે. આમ બ્રહ્મ=મોક્ષનું સ્વરૂપ નિત્ય હોવાથી તેની બાબતમાં અનિત્યપણાનો દોષ લાગુ પડશે નહીં.

(૨૮) **यस्य तु उत्पाद्यः...**મોક્ષને જે લોકો (૧) ઉત્પાદ્ય=ઉત્પન્ન કરી શકાય તેવો–ઉત્પત્તિ ક્રિયાનો વિષય–માને, તેમના પક્ષમાં મોક્ષ અનિત્ય બની જાય. કારણ કે જે ઉત્પન્ન થાય તે હમેશાં વિનાશી જ હોય. બીજું, જો મોક્ષને ઉત્પન્ન કરી શકાય તેવો માનીએ તો તેમાં શરીર, વાણી કે મનનાં કર્મની જરૂર પણ પડે. (૨) જો વિકાર્ય–વિકારનો વિષય મોક્ષ બને તો પણ મોક્ષ વિનાશી બની જાય. દહીં વિકાર (વિકૃતિ પામીને દૂધ દહીં બને છે) પામે છે અને વડો ઉત્પન્ન થાય છે. આ બન્ને અનિત્ય હોય છે. (૩) **न च आप्यत्वेन–आप्य** પ્રાપ્ત કરવા યોગ્ય–પ્રાપ્તિ ક્રિયાનો વિષય પણ મોક્ષ નથી. દા. ત. માણસ જેમ બીજે ગામ પહોંચીને તેને પ્રાપ્ત કરે તેમ બ્રહ્મને પ્રાપ્ત કરી શકાતું નથી. જો ગામની જેમ પ્રાપ્તિક્રિયાનો વિષય મોક્ષ બને તો તેમાં ક્રિયાની જરૂર પડે. બ્રહ્મ=મોક્ષ તો વસ્તુમાત્રનું પોતાનું સ્વરૂપ છે. પોતાને પોતે પ્રાપ્ત કરે તેમ બને નહીં. જે સ્વથી–પોતાથી ભિન્ન હોય તેને જ પ્રાપ્ત કરવાનું હોય. છતાં માની લો કે બ્રહ્મ=મોક્ષ સ્વરૂપથી વ્યતિરિક્ત=ભિન્ન છે. તેમ માનીએ તો પણ તે પ્રાપ્તિક્રિયાનો વિષય થશે નહીં, કારણ કે બ્રહ્મને ઉપનિ. સર્વવ્યાપક કહે છે. આકાશ space તો વિશ્વમાં સર્વત્ર છે. આકાશ જેમ સૌને હમેશાં પ્રાપ્ત જ છે, તેમ બ્રહ્મ પણ સર્વવ્યાપક=બધે જ ફેલાયેલું હોવાથી, નિત્ય–આપ્ત=હમેશાં તેનું સ્વરૂપ પ્રાપ્ત જ છે. (૪) **नापि संस्कार्यः...**મોક્ષ=બ્રહ્મને સંસ્કાર કે શુદ્ધિની ક્રિયાનો વિષય માનીએ તો પણ તેમાં સંસ્કાર કરવામાં–વ્યાપાર=ક્રિયાની જરૂર પડે. જો સંસ્કારની ક્રિયા ગુણો વસ્તુમાં **आधान**=મૂકવાથી અને દોષો દૂર કરવાથી થાય છે. બ્રહ્મ=મોક્ષનું સ્વરૂપ સર્વશ્રેષ્ઠ છે, જેમાં એક પણ નવો ગુણ રાખવાને અવકાશ નથી=**अन्–आधेय–**આધાન–મૂકવા યોગ્ય નથી એવું સર્વશ્રેષ્ઠ સ્વરૂપ. તેમ જ બ્રહ્મનું સ્વરૂપ નિત્યશુદ્ધ છે. જે હમેશાં શુદ્ધ જ રહેતું હોય તેમાં દોષો ન સંભવે આમ, નવા ગુણને મૂકવા કે દોષને દૂર કરવાની વાત બ્રહ્મના સ્વરૂપમાં ઘટતી ન હોવાથી, સંસ્કારની ક્રિયા તેના ઉપર કરી શકાય નહીં. **अन्–आधेय–अतिशयः**=to which no excellence can be added. ડાંગર ઉપર પાણી છાંટીને–નવો ગુણ મૂકીને–સંસ્કૃત (શુદ્ધ) કરી શકાય કે કપડામાંથી મેલ (દોષ) દૂર કરીને તેને શુદ્ધ બનાવી શકાય. **गुणाधानं व्रीहिषु प्रोक्षणादिना क्षालनादिना वस्त्रादौ मलापनयः** ।(રત્નપ્રભા).

(૨૯) **स्वात्मधर्मः** सन्...પૂર્વપક્ષી કહે છે: મોક્ષ એ સ્વ=પોતાના આત્માનો જ એક ગુણધર્મ છે. તે અવિદ્યારૂપી મેલથી તિરોભૂત=ઢંકાઇ ગયેલો છે. મોક્ષ ઢંકાઈ ગયેલો (सन् = सत्-अस् નું વર્તમાન કૃદન્ત) હોવાથી, આત્મા ઉપર જ્યારે સંસ્કાર કરવામાં આવે ત્યારે ઢંકાયેલો મોક્ષરૂપી ગુણધર્મ વ્યક્ત થાય છે. દા. ત. ચમકાટ એ અરીસાનો ગુણધર્મ છે. જ્યારે आदर्श=અરીસાને કપડાંથી શુદ્ધ કરવામાં આવે ત્યારે તેનો ભાસ્વરત્વ=ચમકારપણાનો ધર્મ પ્રગટ થાય છે આમ, આત્મા ઉપર સંસ્કાર કરવામાં આવે એટલે આત્માનો મોક્ષરૂપી ધર્મ વ્યક્ત થાય. આ રીતે આત્મા સંસ્કારની ક્રિયાનો વિષય બનશે.

અરીસો=આત્મા, ધૂળની મલિનતા=અવિદ્યાનો દોષ, ઘસવાની ક્રિયા= ઉપાસના ક્રિયા ચળકાટપણું પ્રગટ થાય=મોક્ષરૂપી ધર્મ પ્રગટ થાય.

**श**. શંકાનુ સમાધાન કરે છે : **न**...તમારી વાત સાચી નથી, કારણ કે આત્મા ક્રિયાનો આશ્રય બને એ તર્કસંગત થતું નથી. ક્રિયાનો આ નિયમ કે જેના આશ્રયે એ રહે તેમાં ફેરફાર કર્યા સિવાય **स** विकु- र्वती) (ક્રિયા) પોતાના સ્વરૂપને પામી શકે નહી. ક્રિયા પ્રગટ થાય ત્યારે તેના આશ્રયમા વિકાર=ફેરફાર થવાનો જ. તમે આત્માને સંસ્કારની ક્રિયાનો આશ્રય બનાવો છો તેથી તેમાં વિકાર થતો માનવો જ પડે. આત્મામાં વિકાર સ્વીકારીએ એટલે તરત જ તેમા અનિત્યપણાનો દોષ આવી જાય. જે વિકારી તે વિનાશી. પરિણામે આત્મા અનિત્ય છે એમ માનવાનો અનિષ્ટ પ્રસંગ=undesirable contingency નહી ધારેલું આવી પડવાનો પ્રસંગ-ઊભો થશે. ગીતા ૨।૨૫ માં આત્માને અવિકારી કહ્યો છે તે સ્મૃતિવચનનો બાધ થશે. તેથી **स्वाश्रया**=આત્માના પોતાના આશ્રયે રહેલી ક્રિયા કદી સંભવી શકે નહીં. વળી, જો સંસ્કારની એ ક્રિયા આત્મા સિવાય કોઇક અન્ય વસ્તુને આશ્રયે રહીને આત્મા ઉપર સંસ્કાર કરે તેમ તો માની જ ન શકાય; કારણ કે આત્મા અન્યને આશ્રયે રહેલી ક્રિયાનો વિષય જ ન બની શકે. કોઈ **अ** અરીસાને સ્વચ્છ કરતો હોય ત્યારે એ ક્રિયાથી **ब** અરીસો કાંઇ આપોઆપ સ્વચ્છ થઈ જતો નથી તેથી, સંસ્કારની ક્રિયા શેના આશ્રયે થાય એ જ સિદ્ધ કરી શકાતુ નથી. તેથી, મોક્ષ=બ્રહ્મ સંસ્કાર ક્રિયાનો વિષય બની શકે નહીં. આમ, બ્રહ્મ (૧) ઉત્પાદ્ય (ઘટની જેમ), (૨) વિકાર્ય (દહીંની

જેમ), (૩) પ્રાપ્ય (ગામની જેમ), (૪) સંસ્કાર્ય (અરીસાની જેમ) બની શકે નહી.

(૩૦) **ननु देहाश्रयया...**પૂર્વપક્ષી શંકા કરે છે. એકને આશ્રયે રહેલી ક્રિયા અન્યને શુદ્ધ કરી શકે છે. દા. ત. સ્નાન, આચમન સંસ્કારની ક્રિયાઓ છે અને જનોઈ ધારણ કરવી એ પણ એક પ્રસિદ્ધ સંસ્કાર છે. આ સ્નાન વ ના સંસ્કારોની ક્રિયાથી દેહને ધારણ કરતો (દેહી) આત્મા સંસ્કાર પામે છે એટલે કે આત્મા=બ્રહ્મ સંસ્કાર ક્રિયાનો વિષય બની શકે છે

સિદ્ધાંતી–न એ વાત બરાબર નથી. श આ ચર્ચામાં આત્માના બે (કલ્પિત) ભેદ બનાવે છે. એક ઘટરૂપી ઉપાધિથી ઘેરાયેલા આકાશની જેમ દેહ વ ની ઉપાધિથી મુકત જીવ–આત્મા અને બીજો મહાન આકાશના જેવો પરમ–આત્મા અહીં વાત ચાલે છે મહા–આકાશ જેવા પરમ–આત્માની, અને તમે જેને વચ્ચે લાવો છો એ તો છે ઘટ–આકાશના જેવો જીવાત્મા જીવ–આત્માને લાગુ પડતી વાતો પરમ–આત્માને લાગુ પાડી ન શકાય. અમે જે આત્માને (મોક્ષને) સંસ્કાર ક્રિયાનો વિષય નહી બનતો કહીએ છીએ તે પરમ–આત્મા છે.

હા, આત્મા તમે કહો છો તેમ સંસ્કાર પામે છે પણ તે (૧) દેહ, ઇન્દ્રિય, બુદ્ધિ વ ની સાથે સંહત=અભિન્ન બનેલો જીવાત્મા અને (૨) અવિદ્યાથી જે ગ્રહણ કરાયેલો છે તેવો જીવાત્મા **देहादि संहतस्य देहतादात्म्य-आपन्नस्य** (રત્ન૦) (inseparably) connected with the body.

બીજુ, સ્નાન વ સંસ્કારક્રિયાનો સંબંધ સીધો જીવાત્મા સાથે પણ નથી, પરંતુ દેહની સાથે જ છે એ સૌને જાણીતુ (પ્રત્યક્ષ) છે. **देह-समवाय**-દેહ સાથેનો સંબંધ **देह-समवायिन्**=દેહ સંબંધથી યુક્ત અને **देह-समवायि** स्थ એટલે સ્નાન વ ની શરીર સાથે સંબંધ હોવાથી સ્થિતિ

આમ દેહના આશ્રયે થતી સ્નાન વ ની ક્રિયાથી **तत्-संहत**=તે દેહની સાથે અભિન્ન બનેલો આત્મા સંસ્કાર પામે એ યોગ્ય છે **यत्र**=

એવો જ આત્મા, બીજો નહીં. कश्चित्=કોઇક=अनिश्चित-ब्रह्मस्वरूपः ઔપનિષદિક આત્મા નહીં. એકને આશ્રયે રહેલી ક્રિયા અન્યને શુદ્ધ ન કરી શકે એ નિયમનો અહીં ભંગ થતો નથી. આ વાત શ્રી ગોવિન્દાનંદ સ્પષ્ટ કરે છે: आत्मनः मूला-अविद्या-प्रतिबिम्बित्वेन गृहितस्य, नरः अहम् इति भ्रान्त्या, देह-तादात्म्यम् आपन्नस्य क्रियाश्रयत्वभ्रान्त्या संस्कार्यत्वभ्रमात् न व्यभिचारः । (રત્નપ્રભા). છતાં એ ધ્યાનમાં રાખવા જેવું છે કે ભાષ્યકારે તો કહેલું છે: देह-आश्रयया ...काश्चित्...संस्क्रियते ।

यथा...થી એક દૃષ્ટાંત આપે છે. રોગીની ચિકિત્સા-તપાસ=diagnosis અથવા ઔષધ-ઉપચાર-ની ક્રિયા દેહના આશ્રયે થાય છે. કોઈ ડૉક્ટર આત્માની ચિકિત્સા કરતો નથી. એ ચિકિત્સાને લીધે ધાતુઓ વચ્ચેની સામ્ય અવસ્થા પ્રાપ્ત થાય છે. શરીરમાં સાત ધાતુ છે: રસ (ગ્રંથિઓમાંથી ઝરતા), રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જાની અને શુક્ર. સાતે ધાતુઓના સમપ્રમાણને લીધે મનુષ્ય આરોગ્ય પ્રાપ્ત કરે છે. તાત્વિક રીતે જોતા તો સારવારથી દેહ નીરોગી બને છે. છતાં तत्=દેહ સાથે એકરૂપતા પામેલો અને तत्-તે શરીરના અભિમાનવાળો (દેહ એ જ હું છું-એમ માનતો) આત્મા નીરોગી બને છે તેમ લાગે છે. એમાં થાય છે તો એવું કે અજ્ઞાનને કારણે મનુષ્ય દેહને જ આત્મા માની બેસે છે અને દેહ નીરોગી થવાથી, હું અરોગ થયો, એમ ભ્રમને લીધે માને છે—*falsely identifying himself*. આમ, ખરેખર જે દેહની નીરોગિતા છે તેને ભ્રમથી આત્માની નીરોગિતા માની લેવામાં આવે છે વળી, જે આત્મામાં એ નીરોગિતાને આરોપવામાં આવે છે તે પણ અજ્ઞાનને લીધે શરીર સાથે એકરૂપ લાગતો અને તે શરીરનો અભિમાની આત્મા છે. અહીં तत्संहत तदभिमानिन्-એ આત્મા આરોગ્યનું ફળ મેળવે છે, શરીરની સાથે ભ્રમથી એકરૂપ નહીં બનેલો અને શરીરનો અભિમાની જે નથી તેવો પરમાત્મા કદી આરોગ્યનું ફળ મેળવતો નથી.

एवम्...સ્નાનાદિની ક્રિયાથી, હું સંસ્કાર પામું છું—એવી સમજ જ્યાં જેને ઊભી થતી નથી હોય ત્યાં તે આત્મા ભલે સંસ્કાર પામતો હોય. પણ તે દેહ સાથે અજ્ઞાનને લીધે સંહત=એકરૂપતાને પામેલો एव= જ. એવો જ આત્મા બધી ક્રિયાઓનો કર્તા હોય તેમ પણ ભાસે છે એવો આત્મા (૧) अहंकर्तृ-હું કરનાર છું એમ માનતો હોય છે (૨)

अहं-હું એવા પ્રત્યય=જ્ઞાનનો વિષય બને છે. (૩) प्रत्ययिन्-પ્રત્યયોથી યુક્ત=प्रत्ययाः कामादयः मनस्तादात्म्यात् यस्य सन्ति इति प्रत्ययिना क्रियाफलं भुज्यते इत्यर्थः । (રત્ન.) ખરેખર કામ (ઇચ્છા) વગેરે પ્રત્યયો (ખ્યાલ-concept) મનના છે તે મન સાથે અજ્ઞાનને લીધે એકરૂપ બનવાથી આત્માના હોય તેમ લાગે છે, તેથી પ્રત્યયોથી યુક્ત તે પ્રત્યયી આત્મા.

પરમાત્મા અને ભ્રમથી ભોક્તા-કર્તા માનવામાં આવતો જીવ-આત્મા એ બન્નેને શ્રુતિ બતાવે છે: મુંડકમાં કહ્યું છે કે (૧) એક વૃક્ષ ઉપર બેઠેલાં બે પક્ષીઓમાંથી એક પક્ષી ફળ ખાય છે અને બીજું अन् अश्नन्=નહીં ખાતાં अभिचाकशीति=साक्षितया प्रकाशते (રત્ન.) पश्यन् वर्तते (ન્યાય) Keeps on looking-ટગર ટગર જોયા કરે છે. અહીં ફલભોક્તા પક્ષી જીવનું અને સાક્ષી પક્ષી પરમાત્માનું પ્રતીક છે. ભલા માણસ! અમે તો આ સાક્ષીને કોઈ સંસ્કારાદિ ક્રિયાનો સંબંધ નથી એમ કહીએ છીએ. मंत्रवर्ण=मंत्र text (૨) કઠમાં પણ દેહાદિથી યુક્ત આત્માને જ ભોક્તા કહેલ છે-आत्मेन्द्रिय...અહીં, आत्मा-देहः (રત્નપ્રભા) દેહના અર્થમાં શ્રુતિમાં आत्मा શબ્દ પ્રયોજાયેલો છે.

तथा च...એ શ્રુતિઓથી બ્રહ્મની અનાધેય-અતિશયતા અને નિત્યશુદ્ધતા બતાવે છે. સર્વભૂતનો જે અંતરાત્મા હોય તેમાં કયો ગુણ ન હોય? જેમાં-જ્યાં ગુણ છે તે પ્રત્યેક વસ્તુના અંતર તત્ત્વ તરીકે તો આત્મા છે જ. આ બધાં-एकः सर्वेषुगूढः વિશેષણો આત્માનું એવું સર્વશ્રેષ્ઠ-અતિશય સ્વરૂપ બતાવે છે કે જેમાં કોઇ નવો ગુણ મૂકી ન શકાય. (अन्-आधेय) બીજું, ईशा ઉપનિ ની શ્રુતિમાં शुक्रादिशब्दाः पुंस्त्वेन वाच्याः =शुक्रम् ને બદલે शुक्रः એમ આગળનાં બધાં વિશેષણો સમજવાં. તેમાં આત્માને શુદ્ધ=નિર્દોષ કહેલ છે. આમ. આત્મા સર્વશ્રેષ્ઠ અને નિત્યશુદ્ધ સાબિત થતો હોવાથી ગુણ મૂકવાની અને દોષ કાઢીને શુદ્ધ કરવાની ક્રિયાથી એના ઉપર સંસ્કાર કરી શકાય નહીં વળી, તમે કહો છો તેમ મોક્ષ આત્માનો કોઈ ધર્મ નથી, પણ મોક્ષ=બ્રહ્મભાવ-બ્રહ્મરૂપ સ્થિતિ तस्मात् ...માં સંસ્કારની ચર્ચા પૂરી કરે છે. ઉત્પત્તિ, વિકૃતિ, પ્રાપ્તિ એ ત્રણની વાત સંક્ષેપમાં છે, સંસ્કારની વાતનો વિસ્તાર કરેલો છે. अतः=આનાથી-ઉત્પત્તિ વગેરે ચાર ક્રિયાઓથી अन्यत्-જુદું ક્રિયા માટેનું પ્રવેશદ્વાર બતાવી શકાય તેમ નથી. મોક્ષ-બ્રહ્મની બાબતમાં જ્ઞાનનો સબંધ છે. પરંતુ, ક્રિયા

તો શું ક્રિયાની ગંધ પણ બ્રહ્મના સંબંધમાં કલ્પી શકાય તેમ નથી. even the slightest relation to any action (શૈલી)

(૩૧) **नतु ज्ञानं नाम मानसी** પૂર્વપક્ષી કહે છે: જ્ઞાન પણ એક માનસિક ક્રિયા ખરી કે નહી ? ઉપરના પરિ ૩૦ માં આચાર્યે કહ્યુ છે કે **ज्ञानम् मुक्त्वा**=જ્ઞાનને છોડીને-જ્ઞાન સિવાય, ક્રિયાની ગંધનો પ્રવેશ પણ બ્રહ્મની બાબતમાં ન બતાવી શકાય. આને આધારે પૂર્વપક્ષી ઉપરની દલીલ કરે છે બ્રહ્મને જ્ઞાનની સાથે તો સંબંધ છે, પણ જ્ઞાન એટલે એક માનસિક ક્રિયા છે જ્ઞાન સાથે બ્રહ્મનો સબધ સ્વીકારો એટલે માનસિક ક્રિયા સાથે સબંધ થાય છે એમ તમારે ( સિદ્ધાંતીને ) સ્વીકારવુ પડશે

ઉત્તર.—**क्रिया हि नाम..** ક્રિયાના સ્વરૂપની સ્પષ્ટતા માટે ક્રિયાનુ લક્ષણ આપે છે : તેને ખરેખર ક્રિયા કહેવાય કે જ્યાં વસ્તુના સ્વરૂપની અપેક્ષા વગર જ વિધિવાક્યથી પ્રેરણા કરવામાં આવે (**चोद्यते**) અને જે પુરુષના ચિત્તના વ્યાપારને અધીન હોય શ. ધ્યાન અને જ્ઞાન બન્ને વચ્ચે સૂક્ષ્મ ભેદરેખા આઠ છે બન્ને માનસિક વ્યાપાર હોવા છતાં ધ્યાન એ ક્રિયા છે જ્યારે જ્ઞાન ક્રિયા નથી એટલે જે જે માનસિક હોય તે તે હમેશા ક્રિયા જ હોય છે-એવી વ્યાપ્તિ બાંધી શકાય નહી. દા ત **वषट् करिष्यन्**=When about to say **वषट्-वषट्** એમ બોલતી વખતે, જે દેવતા માટે હાથમા હોમવાનો પદાર્થ લાધો હોય તે દેવતાનુ મનથી ધ્યાન કરવુ જોઈએ (**चोदनावाक्य**) **स्वाहा देवहविर्दाने श्रौषट् वौषट् वषट् स्वधा ।** અમરકોષ આ પાંચ શબ્દો દેવતાઓને હવિ આપતી વખતે ઉચ્ચારવામાં આવે છે. **इन्द्राय स्वाहा** અથવા **इन्द्राय वषट्** આ શબ્દોથી સમર્પણનો ભાવ વ્યક્ત થાય છે પરંતુ સામાન્યતઃ એ શબ્દોને પોતાનો કોઈ સ્વતંત્ર અર્થ હોતો નથી.

આ રીતે, **संध्याम्** સંધ્યાના અભિમાની દેવતાનુ મનથી ધ્યાન કરવુ જોઈએ (પ્રેરણાવાક્ય) આ બન્ને વાક્યોમાં ધ્યાનનું વિધાન કરેલુ છે આ ધ્યાન અથવા ચિંતન માનસિક છે છતાં જ્ઞાનથી ભિન્ન છે:

| | |
|---|---|
| (૧) ધ્યાનમા દેવતાનુ સ્વરૂપ મનથી કલ્પેલુ હોય છે તેમાં વસ્તુના સ્વરૂપનો આધાર હોતો નથી—અપેક્ષા હોતી નથી | (૧) જ્ઞાનમાં વસ્તુના સ્વરૂપની અપેક્ષા રાખવામાં આવે છે દા. ત ઘટજ્ઞાનમાં ઘટવસ્તુ—નક્કર વસ્તુનો આધાર હોય છે |

| | |
|---|---|
| (૨) ધ્યાન **चोदनाजन्य** કે **चोदनातन्त्र** પ્રેરણાવાક્યને લીધે ઉત્પન્ન થાય છે. પ્રેરણાવાકયને અધીન હોય છે ઉપર કહેલાં ધ્યાનનાં બન્ને વાકયો પ્રેરણાવાકયો છે (**ध्यायेत्**–વિધ્યર્થ) | (૨) જ્ઞાન પ્રમાણજન્ય છે ઘટને પ્રત્યક્ષ જોતાં ઘટનું જ્ઞાન થાય છે કોઈ કહે અથવા વિધિવાકય બતાવે તેથી "આ ઘટ છે" એમ નથી ઘટજ્ઞાન માત્ર નક્કર વસ્તુ ઘટને અધીન છે |
| (૩) ધ્યાન પ્રેરણાવાકયને અધીન હોવાથી પુરુષના ચિત્તને અધીન બને છે ધ્યાન કરવુ, ન કરવુ કે જુદી રીતે કરવુ એ પુરુષના ચિત્ત ઉપર આધાર રાખે છે | (૩) જ્ઞાન વસ્તુને જ અધીન હોવાથી, માણસના ચિત્ત ઉપર આધાર રાખતુ નથી સામે રહેલા ઘટને તમે ઘટ માનો કે પટ માનો કે ન જ માનો–એવુ બની શકે નહી |

**तस्मात्** ધ્યાન અને જ્ઞાન બન્ને, **मानसत्वे अपि** (બન્નેમા માનસિકપણુ રહેલુ હોવા છતાં) માનસિક હોવા છતાં, ધ્યાનથી જ્ઞાન ભિન્ન છે આનંદગિરિ જ્ઞાન માટે નોંધે છે કે—**तस्य मानसव्यापारत्वे अपि न वैधक्रियात्वम्** (ન્યાયનિર્ણય) માનસિક વ્યાપાર હોવા છતાં જ્ઞાન વિધિક્રિયા તો નથી જ છતા નોંધવા જેવું છે કે શંકરાચાર્ય માનસ શબ્દની આગળ આખી ચર્ચામાં કયાંય, વ્યાપાર કે ક્રિયા શબ્દ (જ્ઞાનને નિરૂપતાં વખતે) કાળજીપૂર્વક યોજતા નથી, ભને આનંદગિરિ જ્ઞાનને માનસ યાપાર કહે

**यथा च** ઉપર 'ઐતરેય બ્રાહ્મણ'ના બે દષ્ટાંતો ટાંકેલા છે તેમા ધ્યાનમા વસ્તુના સ્વરૂપની અપેક્ષા નથી હોતી એ સૂચિત છે હવે પછીનાં છાંદો ઉપનિ ના બે દષ્ટાંતોમાં, વસ્તુસ્વરૂપની અપેક્ષા નથી હોતી એટલુ જ નહી પણ ધ્યાનમાં તો મૂળ વસ્તુ ખરેખર જેવી હોય, તેનાથી તદ્દન જુદી પણ હોઈ શકે, એ બતાવેલુ છે **ध्यानस्य वस्तु–अनपेक्षत्वे दृष्टान्तौ उक्त्वा, तस्य तद्–विरोधित्वे दृष्टान्तौ आचष्टे ।** (ન્યાયનિર્ણય)

**योषा**=સ્રી, વાવ=નિશ્ચયવાચી અવ્યય=નિશ્ચયપૂર્વક (૧) હે ગૌતમ, પુરુષ અગ્નિ છે (૨) સ્રી અગ્નિ છે આ બન્ને વાકયોમાં પુરુષ–સ્રીમાં જે અગ્નિ-બુદ્ધિ=અગ્નિ તરીકેની કલ્પના–સમજ છે, તે માત્ર માનસિક છે કારણ કે પુરુષમાં વસ્તુતઃ પુરુષત્વ હોય છે, અગ્નિપણુ તેમા ખરેખર સંભવે [illegible] **नाजन्यत्वात** એવી કલ્પના પ્રેરણાવાકયને લીધે ઉત્પન્ન

થાય છે અને તેથી એ-પુરુષને અગ્નિ સમજવો-એવી સમજણ એ ક્રિયા છે, જ્ઞાન નથી તેવી સમજ કરવી, ન કરવી વગેરે માણસના ચિત્તને અધીન છે પુરુષમા અગ્નિની કલ્પના કરતી વખતે અગ્નિના મૂળભૂત સ્વરૂપને લક્ષમાં લેવામાં આવતુ નથી (૧) બીજુ, એ કલ્પના છાંદો વાક્યને લીધે ઊભી થાય છે (૨) ત્રીજુ, એ કલ્પના માણસના ચિત્તને અધીન હોય છે (૩) આ ત્રણ કારણોથી પુરુષમાં કહેલી અગ્નિ તરીકેની માનસિક બુદ્ધિ (સમજ) એ ક્રિયા છે

પરતુ, સૌને પ્રસિદ્ધ-જાણીતા એવા અગ્નિમાં જે અગ્નિબુદ્ધિ થાય છે-એન્જિનમા સળગતા કોલસા જોઈને તે અગ્નિબુદ્ધિ (૧) અગ્નિ નામનો નક્કર વસ્તુની અપેક્ષા રાખે છે તે નક્કર વસ્તુ-અગ્નિ-ને આધારે થાય છે (૨) એ અગ્નિબુદ્ધિ, કોઈ પ્રેરણાવાક્યને અધીન નથી, માત્ર અગ્નિને જ અધીન છે (૩) એવી બુદ્ધિ પુરુષના ચિત્ત ઉપર પણ આધાર રાખતી નથી સામે રહેલા અગ્નિને તમે ચાં તો અગ્નિ તરીકે માનો અથવા ગુલાબ તરીકે માનો અથવા એ અગ્નિ જ નથી એમ માનો-એવુ બની શકે નહી

આમ આગ્નમા અગ્નિબુદ્ધિ પ્રત્યક્ષ પ્રમાણનો વિષય બનતી અગ્નિ રૂપી વસ્તુ ઉપર આધારિત છે (તન્ત્ર) તેથી, એ જ્ઞાન જ છે, ક્રિયા નથી આ ઉદા તો પ્રત્યક્ષ પ્રમાણનુ છે, પરતુ અન્ય અનુમાન, શ્રુતિ વ પ્રમાણોનો વિષય બનતા વસ્તુઓની બાબતમાં પણ આ જ નિયમ લાગુ પડે છે, એટલે કે પ્રમાણજન્ય જ્ઞાનને જ્ઞાન જ કહેવાય, ક્રિયા નહી

**तत्र एव सति**—આમ પ્રમાણજન્ય બુદ્ધિ (સમજ) જ્યારે વિધિ ક્રિયા બનતી નથી ત્યારે—બ્રહ્મ કે જે યથાભૂત-સદા એક જ સ્વરૂપવાળી વસ્તુ છે **यथाभूतत्वम् सदैकरूप्यम्** (ન્યાયનિર્ણય), એ બ્રહ્મરૂપી આત્માને (વ્યવહારની ભાષામા કહીએ તો) વિષય બનાવતુ જે જ્ઞાન છે તે બ્રહ્મરૂપી નક્કર અસ્તિત્વ ધરાવતી વસ્તુને જ અધીન છે, પ્રેરણાવાક્યને નહી

**तद् विषये** કોઈ શકા કરે કે—બ્રહ્મ આત્માની બાબતમાં લિङ् વગેરે વિધ્યર્થ પ્રત્યય તો શ્રુતિમાં બતાવેલા છે (**श्रूयमाणा** ) દા ત **आत्मानमेव लोकाम् उपासीत** (બૃહ ૧।૪।૧૫) **तदेव ब्रह्म त्वं विद्धि** (કેન ૧।૪), **आत्मा अरे वा द्रष्टव्य** (બૃહ ૨।૪।૫) આ વાક્યોમા **उपासीत** (ઉપ+आस् તુ) વિધ્યર્થરૂપ, **विद्धि** (**विद् तु**) આજ્ઞાર્થ રૂ

અને द्रष्टव्यः (दृश्-ધાતુનું तव्य પ્રત્યયવાળું) વિધ્યર્થ કૃદન્ત છે. આ ક્રિયાવાચી પદો સાથે બ્રહ્મ કે આત્મા જોડાયેલો છે. તો તમે કેવી રીતે કહી શકશો કે બ્રહ્મજ્ઞાન પ્રેરણાવાક્યોને અધીન નથી?

શંકરાચાર્ય કહે છે કે આ વિધ્યર્થ વગેરે ભલે શ્રુતિમાં કહ્યા હોય છતાં બ્રહ્મની બાબતમાં એ પ્રત્યયો કુંઠિત-બુઠ્ઠા blunt બની જાય છે. કારણ કે નિયોગ=વિધિનો વિષય બને તેવો નિયોજ્ય વસ્તુ હોય તો જ એ પ્રત્યયો અસરકારક બની શકે. દા. ત. सुरां न पिबेत्—એમાં સુરા નિયોગ=વિધિનો વિષય બને છે. તેથી सुरा નિયોજ્ય બને છે. પણ બ્રહ્મ કે આત્મા કદી એ વિધિના વિષય=નિયોજ્ય બની શકે નહીં. કારણ કે બ્રહ્મ સુરાની જેમ હેય-છોડી દેવા યોગ્ય બની શકતું નથી, એ તો ઇલેક્ટ્રોન, પ્રોટોન, ન્યૂટ્રોનના (સત્ત્વ, રજસ્, તમસ્?) ના પણ અંતરતમ તત્ત્વ તરીકે વિશ્વમાં સર્વત્ર રહેલું છે. તેને કોઈ છોડી શકે નહીં. વળી તે સ્વર્ગની જેમ બહારની વસ્તુ નથી કે જેને મેળવી શકાય. બ્રહ્મ તો વસ્તુ માત્રને પ્રાપ્ત જ છે તેથી ઉપાદેય પણ નથી. જે હેય-ઉપાદેય ન હોય તે નિયોજ્ય=વિધિનો વિષય ન બની શકે. તેથી, ભલે એ વિધ્યર્થ વ. ના પ્રત્યયો શ્રુતિમાં હોય, પણ આત્મા નિયોજ્ય ન બનતો હોવાથી, એ પ્રત્યયો બ્રહ્મની બાબતમાં બુઠ્ઠા બની જાય છે. દા. ત. प्रयुक्त=ભલે ને અસ્ત્રનો કોઈ પ્રયોગ કરે, પ્રયોજાયેલ અસ્ત્રની ગમે તેવી ધાર=તીક્ષ્ણતા હોય, છતાં પત્થર ઉપર એ તીક્ષ્ણતાની અસર થતી નથી, ત્યાં એ ધાર બુઠ્ઠી બની જાય. આવું રોચક દૃષ્ટાંત તત્ત્વચર્ચામાં પણ આપવું એ શંકરાચાર્યની શૈલીનું આગવું લક્ષણ છે.

(૩૨) **किमर्थानि तर्हि** .. પૂર્વપક્ષી કહે : **आत्मा वा अरे...** માં **द्रष्टव्यः** વગેરે तव्य પ્રત્યયવાળાં વિધ્યર્થ રૂપો છે. તેથી આવાં વાક્યો **विधिच्छायानि=...विधि-तुल्यानि** (રત્ન.) વિધિના જેવાં છે. **किम् अर्थानि**=આ વિધિતુલ્ય વાક્યોનું શું પ્રયોજન? તમે તો કહો છો કે વિધ્યર્થ વગેરે પ્રત્યયો બ્રહ્મની બાબતમાં બિનઅસરકારક બને છે. તો પછી ઉપનિ. માંનાં એવાં વાક્યોનું પ્રયોજન શું?

શં. કહે છે: આવાં વાક્યો મનુષ્યને બહિર્મુખ બનતો અટકાવીને અંતર્મુખ બનાવવા માટે છે. **पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः**-સ્વયંભૂએ **खानि** ઇન્દ્રિઓને પરાઙ્મુખ (**पराञ्चि**) બને તેમ ઘડી છે (કઠોપ.

નિષદ્) મનુષ્યનું વ્યક્તિત્વ મોટે ભાગે બહિર્મુખ હોય છે. તે એમ માને છે કે મને અનુકૂળ જ બધું થાઓ, પ્રતિકૂળ કાંઈ ન થજો. બહારની અનુકૂળતા –પ્રતિકૂળતાની ચિંતામાં ડૂબેલો મનુષ્ય બાહ્યસૃષ્ટિમાં જ પરોવાયેલો Extrovert બહિર્મુખ છે. આવા માણસને **आत्यन्तिक पुरुषार्थ**= અંતિમ પુરુષાર્થ=મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

પછી જ્યારે, મનુષ્યને મુક્ત–સ્વતંત્ર બનવાની વાંછા થાય ત્યારે તેને, સ્વભાવથી પ્રાપ્ત **कार्य**=શરીર, **करण**=ઇન્દ્રિયો–શરીર ઇન્દ્રિયોના સમૂહની પ્રવૃત્તિઓના **गोचर**=વિષય–શબ્દ–સ્પર્શ વગેરે તરફથી અટકાવીને, પ્રત્યક્– અંતરાત્માના પ્રવાહરૂપે ચિત્ત દ્વારા વાળવામાં આવે છે. વાંચો : **आत्म-श्रवणादि-विधिसरूपैः तु वचनैः मनसः विषयस्रोतः खिलीकृत्य** (રોકીને) **प्रत्यगात्मस्रोतः उद्घाटय इति प्रवृत्तिविशेष प्रवृत्ति करता अस्ति इति सप्रयोजनतया...** (ભામતી) **आत्मा वा अरे...** જેવાં વાકયો પ્રવૃત્તિ વિશેષ=બહિર્મુખમાંથી અંતર્મુખ બનાવવાની વિશેષ પ્રવૃત્તિ–ની કરનારાં છે તેથી એક પ્રયોજન તો સિદ્ધ થાય છે. સ્રોતઃ=**चित्तवृत्ति-प्रवाहः** (રત્ન) પ્રત્યગ્ આત્મા–અંતરાત્મા તરફ ચિત્તના પ્રવાહને અભિમુખ બનાવીને, પ્રવર્તયનિ=જ્ઞાનનાં સાધન, જેવાં કે શ્રવણ વગેરેમાં માણસને એ વાકયો પ્રવૃત્ત કરે છે. **तत्र चेतसः स्रोतः तद् अभिमुख्यम् तद्भावेन् इति यावत्** (ન્યાય) ચિત્તને અભિમુખ કરવું એટલે આત્માના ભાવને તે પામી જાય તેમ કરવુ.

**आत्मा वा अरे**. જેવાં વાકયોથી મનુષ્ય અંતર્મુખ introvert બની જાય પછીની ભૂમિકામાં ઉપનિ તેને આત્મતત્ત્વનો ઉપદેશ આપે છે : આ બધું જે છે તે આત્મા છે વગેરે. ટૂંકમા, વિધિ જેવાં દેખાતાં વાકયો મનુષ્યને બહિર્મુખતામાંથી અંતર્મુખતા તરફ વાળે છે અને અંતર્મુખ બનેલાને આત્માના સ્વરૂપનું ભાન કરાવવા માટે **इदं सर्वम्..** જેવાં બીજાં વાકયો છે

**यदपि...** પૂર્વપક્ષીએ પહેલા કહેલું કે હેય–ઉપાદેયરહિત વસ્તુનું પ્રતિપાદન કરવાથી કોઈ પુરુષાર્થની પ્રાપ્તિ થતી નથી. (જુઓ પરિ ૧૭). શં. કહે છે કે આત્મજ્ઞાન કર્તવ્યપ્રધાન નથી તેથી એ જ્ઞાનમાં કાંઈ હાન-ઉપાદાન સંભવી શકે નહીં. એ તો અમારા પક્ષમાં આભૂષણરૂપ છે. બ્રહ્મ સાક્ષાત્કાર થાય પછી બધાં કર્તવ્યો છૂટી જાય છે; **कृतं कृत्यं येन स-**

કરી લીધું છે કરવા યોગ્ય બધું જ-કરવાનું કાંઇ જ બાકી ન રહે એવી અવસ્થા તે કૃતકૃત્યતા. પરમાનંદ સ્વરૂપ પરમાત્મા પોતે જ છે એવું ભાન થાય પછી તે શી ઇચ્છા રહે કે જેને માટે શરીરને પ્રવૃત્તિથી પીડવું પડે ! વળી, પુરુષોત્તમયોગને અંતે પણ, પુરુષોત્તમનો બોધ પામીને મનુષ્ય કૃતકૃત્ય બને છે એમ કહેવું છે. **तस्मात्**...થી વૃત્તિકારના મતના ખંડનનો ઉપસંહાર કરે છે. ( રત્ન૦-જુઓ પરિ. ૧૯ ). સમર્પણ=રજૂઆત.

( ૩૩ ) **यदपि केचिद्**...પ્રાભાકર મતની રજૂઆત કરે છે. ( રત્ન૦) સંદર્ભ માટે જુઓ પરિ. ૨૧. આ મત પ્રમાણે વેદવાક્યોમાં કહેલું કાં તો ( ૧ ) પ્રવૃત્તિ-વિધિરૂપ હોય, (૨) કાં તો નિવૃત્તિ-નિષેધરૂપ, હોય, અથવા અથવા તે (૩) પ્રવૃત્તિ કે નિવૃત્તિ બેમાંથી એકના ( **तत्** ) અંગરૂપ વસ્તુ હોય. **व्यतिरेकेण**-આ ત્રણ સિવાય કેવલ બ્રહ્મ જેવી વસ્તુને વર્ણવતો કોઈ વેદ વિભાગ નથી. વાંચો : **कर्तात्मा लोकसिद्धत्वात् न वेदान्तार्थः। तत्-अन्यद् ब्रह्म नास्ति एव, वेदस्य कार्यपरत्वेन**...(રત્ન.)

સિદ્ધાંતી- **तन्न** તે તમારી વાત બરાબર નથી. કારણ કે **औपनिषद** =ઉપનિષદોમાં નિરૂપેલો પુરુષ વસ્તુરૂપ છે, અને તે વિધિ-નિષેધ જેવી અન્ય બાબતોનું અંગ બનતો નથી. તેથી ઉપનિષદો કે જે વેદવિભાગ છે. તેમાં કેવલ વસ્તુરૂપ, અન્યનું અંગ નહી બનતા, આત્માનું નિરૂપણ છે. વળી, એ આત્મા **उपनिषत्सु एव** ઉપનિ. માંથી જાણી શકાય તેવો છે. આત્મા અન્યનુ અંગ બનતો નથી. એમ બતાવવા માટે **असंसारि**...વગેરે વિશેષણો યોજેલા છે. સંસારી **आत्मा**=ભલે સ્વર્ગાદિમાં સરણ=ગમન કરનાર આત્મા યજ્ઞાદિ ક્રિયાનું અંગ બનતો હોય, અસંસારી એવું બ્રહ્મ નહીં. બીજું, આત્મા, ઉત્પાદ્ય (ઘટ), વિકાર્ય (દહીં), પ્રાપ્ય (ગામ) અને સંસ્કાર્ય (અરીસો) એવાં ચાર પ્રકારનાં દ્રવ્યોથી તદ્દન ભિન્ન છે. જે વસ્તુ ઉત્પત્તિ વ. ક્રિયાનો વિષય બને તે ભલે ક્રિયાનું અંગ બને. ( જુઓ પરિ ૨૮ ) **स्वप्रकरणस्थः**—આત્મા તો આત્માના પોતાના જ પ્રકરણોમાં **स्थ**=નિરૂપાયેલો છે યજ્ઞક્રિયાના પ્રકરણમાં જેમ **यूप**=યજ્ઞસ્તંભનુ વર્ણન અંગ તરીકે આવે તેવું વર્ણન ઉપનિ, આત્માનું કરતાં નથી ઉપનિ. ના પ્રકરણોનો મુખ્ય વિષય આત્મા જ છે. એવું નથી કે **अन्य**=ક્રિયા ઉપનિ. માં મુખ્ય વિષય હોય અને તે ક્રિયાનાં પ્રકરણોમાં બ્રહ્મ શેષ=અંગરૂપ હોય.

**ना सौ**...વાક્યયોજના **असौ न अस्ति,(असौ) न अधिगम्यते इति वा न शक्यं वदितुम्**=એ આત્મા નથી, એ આત્મા જાણવા

• મળતો-નથી એમ કહેવું શકય નથી. स एव न इति-તે આ નથી. તે આત્મા તે નથી- એ પ્રમાણે સર્વદૃશ્ય વસ્તુઓનો નિષેધ કરીને ત્યાં આત્માનો ઉપદેશ આપેલો જ છે, ત્યાં आत्मन् શબ્દનો પ્રયોગ છે જ તેથી આત્મા નથી કે જાણવા મળતો નથી તેમ ન કહી શકાય. પ્રત્યાખ્યાતું =ખંડન કરવું, आत्मनः अशक्यत्वात् આત્માની બાબતમાં અશક્ય છે. કારણ જે નિરાકરણ=ખંડન કરનાર છે, तस्य एव आत्मत्वात्=તેનું જ આત્માપણું છે. તે જ આત્મા છે. Whoever denies, is himself the आत्मन् the doubter can doubt everything else, but he cannot doubt himself (શ્રી દેવપીડે). પશ્ચિમના ફિલસૂફ ડેકાર્ટનું સૂત્ર : Cogito Ergo Sum=I think, therefore જેમ વિચારની પ્રક્રિયા 'I' (આઈ) નું અસ્તિત્વ બનાવે તેમ ખંડનની પ્રક્રિયા પણ આત્માને સિદ્ધ કરે છે. I am આત્મારૂપી અધિષ્ઠાન જ ન હોય તો ભ્રમ થવો પણ શક્ય નથી દોરડું જ ન હોય ત્યારે સાપનો ભ્રમ થવો શક્ય નથી अपि च आत्मनः प्रकाशस्य भासा प्रपञ्चस्य प्रथा। तथा च श्रुतिः-तमेव भान्तमनुभाति सर्वम् . ...(ભામતી).

(૩૪) ननु आत्मा પ્રભાકર મતની આગળ દલીલ. પૂર્વ પક્ષ—ઉપનિ.મા જ આત્મા નિરૂપેલો છે એમ તમે કહી શકો નહીં, કારણ કે એ આત્મા-अहं હું ના ખ્યાલનો વિષય તો બને છે-અન્ય રીતે પણ તે જાણવા મળે છે. તેથી, નિઃશેષ રીતે ઉપાન. માંથી જ જાણી શકાય છે, તે વાત બરાબર નથી. सर्वजनीन-अहं प्रत्यय-विषयः हि आत्मा कर्ता भोक्ता च संसारी तत्रैव च लौकिकपरीक्षकाणाम् आत्मपद-प्रयोगात् । 'હું' ના જ્ઞાનનો વિષય બનતો આત્મા તો કર્તા-ભોક્તા છે. આમ, ક્રિયાના સંબંધમાં રહેલો આત્મા અન્ય રીતે પણ જાણવા મળે છે.

न, तत्...ના,એ બરાબર નથી. અમે જે આત્માની વાત કરીએ છીએ તે તો સાક્ષીરૂપ છે. 'હું' ના જ્ઞાનનો વિષય બનતો-'હું' થી ઓળખતો આત્મા તે ઔપનિષદ આત્મા નથી. આત્માનું સાક્ષીપણું બતાવીને. તે अहं-ના ખ્યાલનો વિષય પણ બને છે, એ બાબતનું અમે ખંડન કરેલું છે-प्रति-उक्तत्वात् વાંચો संस्कार्यत्वनिरासे 'साक्षी चेता' इति मन्त्रेण आत्मनः सर्वसाक्षित्वमुक्तम् । तेन अहंधी विषयत्वस्य प्रत्युक्तत्वात् अविरुद्धम् औपनिषदत्वम् इत्यर्थः । (ન્યાયનિર્ણય) तत्=સાક્ષિત્વેન તે=જીવના સાક્ષી રૂપ પરમાત્મા. (પરિ. ૩૦, પૃષ્ઠ ૩૫)

તેથી अहं-ના ધ્યાનનો વિષય બનતો જીવાત્મા ભલે વિધિભાગ કે ન્યાયદર્શનમાં આવતો હોય, પણ એ જીવાત્મારૂપી કર્તાથી व्यतिरेकेण–જુદો પરમાત્મા એ કદી પૂર્વમીમાંસાની વિધિઓનો અને ન્યાયદર્શનના તર્કોનો વિષય બનતો નથી. जीवपरमात्मनोः पारमार्थिकमैक्यम् तथापि तस्योपहितम् रूपं जीव., शुद्धं तु रूपं तस्य साक्षि, तत् च मानान्तर-अन-अधिगतम् उपनिषद्गोचरं । (ભામતી) પરમાત્મા પૂર્વમીમાંસાની વિધિનો વિષય ન બનતો હોવાથી વિધિનું અંગ ન બની શકે અને ન્યાયદર્શનના તર્કનો વિષય ન બનતો હોવાથી તેનું ખંડન ન થઈ શકે આત્માને માટે બીજું બધું છે, કોઈ બીજી વસ્તુ માટે અંગભૂત આત્મા નથી–न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति, आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति । (બૃહ ૪૫।૬) આત્મા વસ્તુમાત્રનું અંતરતમ સ્વરૂપ હોવાથી હેય કે ઉપાદેય નથી સર્વ કોઈ વિનાશ પામતું પામતું પુરુષ સુધી આવીને અટકે છે ઇન્દ્રિયો→વિષયો→મન→બુદ્ધિ→મહાન આત્મા (હિરણ્યગર્ભ)→અવ્યક્ત→પુરુષ→એ પુરુષથી પર બીજું કાંઈ નથી એ અવધિ છે આમ આત્મા સર્વત્ર અને સર્વકાલે હોવાથી, હેય-ઉપાદેય ન બની શકે

આવા બ્રહ્મનું નિરૂપણ માત્ર ઉપનિષદમાં જ છે તેથી જ તેને औपनिषद् पुरुष –ઉપનિષદમાં નિરૂપેલો પુરુષ-એમ औपनिषद् વિશેષણ શ્રુતિમાં લગાડેલું જોવા મળે છે अनन्याधीनमानत्वे-उपपद्यते-મુખ્યતયા, બ્રહ્મ-પુરુષનું નિરૂપણ ઉપનિષદ્ છે તેવી સ્થિતિમાં (પ્રશ્ન થયેલું છે તે પરિસ્થિતિમાં) એ ઔપનિષદ વિશેષણ તર્કસંગત બની શકે છે તેથી, વેદમા માત્ર વસ્તુનું નિરૂપણ હોઈ જ ન શકે એમ કહી દેવું એ વિચાર્યા વગરનું-સાહસ માત્ર-a mere bold assertion છે (શેની)

यद्यपि शास्त्रतात्पर्य પરિ ૧૮ માં વૃત્તિકાર પૂર્વપક્ષીએ ટાંકેલા વિધાનોનું નિરાકરણ કરે છે. શાસ્ત્રનું તાત્પર્ય સમજનારા જૈમિનિ અને શબર મુનિએ અનુક્રમ કરેલો છે अनुक्रमण–Proceeding in order (આપ્ટે) दृष्टो हि એ શાબરભાષ્યનું વાક્ય અને आम्नायस्य એ જૈમિનિ સૂત્ર છે આ બન્ને તાત્પર્યજ્ઞ મુનિઓ તો કર્મનો ઉપદેશ શાસ્ત્રમાં પ્રધાન માને છે શંકરાચાર્ય કહે છે કે કર્મનું જ જ્ઞાન કરાવવું એ શાસ્ત્રનું પ્રયોજન છે–એ નિયમ માત્ર પૂર્વમીમાંસાને જ લાગુ પડે બીજું, જૈમિ

નિયતનો નિયમ જો તમે एकान्तेन in an absolutely strict sense નિરપવાદ રીતે-અત્યંત રીતે માનવાનો આગ્રહ રાખશો તો એ નિયમ તમારા માટે જ બૂમેરાંગ Boomerang-ફેંક્યું શસ્ત્ર ફેંકનાર ઉપર જ પાછું આવી પડે-જેવો સાબિત થશે. પૂર્વમીમાંસામાં દધિ, સોમ વગેરે વસ્તુઓ વિષે જે જે કથન કરેલાં છે તે બધાં નિરર્થક માનવાં પડશે. दध्ना जुहोति, सोमेन यजेत.

प्रवृत्तिनिवृत्ति.. અહીં નિર્ણયસાગરની આવૃત્તિનો પાઠ છે : प्रवृत्ति निवृत्ति-तच्छेष-व्यतिरेकेण પરંતુ, શ્રી થીબો, શ્રી શર્મા જુદો પાઠ લે છે : प्रवृत्ति-निवृत्ति-व्यतिरेकेण આ બીજો પાઠ વધુ યોગ્ય લાગે છે. કારણ કે भव्य-ક્રિયાના પ્રયોજન માટે વસ્તુનો ઉપદેશ હોવાથી, દધિ, સોમ વગેરે અમારી વસ્તુઓ સાર્થક છે. આ વાક્યમાં દધિ વગેરે ક્રિયાના પ્રયોજન માટે છે=ક્રિયાના અંગભૂત=શેષરૂપ છે જ. તેથી, દધિ વ.ને तत्-शेष-व्यतिरेकेण-વિધિ-નિષેધના અંગથી જે જુદું છે-એમ કહેવું યોગ્ય લાગતું નથી દધિ વ વિધિ-નિષેધનાં શેષ-અંગરૂપ જ છે

In addition to the injuctions of activity and Cessation of activity...(શ્રી થીબો )

શં કહે છે કે ક્રિયાના અંગભૂત દહીં વ.નો ઉપદેશ (કથન) શાસ્ત્રમાં છે એમ તમે સ્વીકારો છો, તો પછી સદા અપરિવર્તનશીલ રહીને જે નિત્ય છે તે બ્રહ્મરૂપી ભૂતવસ્તુનો ઉપદેશ શાસ્ત્રમા નથી, એમ કહેવા માટે તમારી પાસે શું કારણ છે? જેમ સોમ, દહીં વગેરે વસ્તુઓ છે તેમ બ્રહ્મ પણ વસ્તુ છે ક્રિયાના પ્રયોજન માટે ઉપદેશેલી દહીં જેવી વસ્તુઓ પોતે તો કાંઈ ક્રિયા બની જતી નથી. વેદમા વસ્તુનો ઉપદેશ છે-એમ તમારે માનવું જ પડશે

अक्रियात्वे अपि - પૂર્વપક્ષી-ભલે दधि, सोम વગેરે વસ્તુઓ ક્રિયાપણુ પ્રાપ્ત કરતી નથી-ક્રિયા બનતી નથી, છતાં ક્રિયાના સાધનરૂપ હોવાથી, એ વસ્તુઓનો ઉપદેશ ક્રિયાને માટે જ છે. दध्ना जुहोति, सोमेन यजेत-એમાં દધિ અને સોમ-હોમવાની તથા યજ્ઞની ક્રિયાનાં સાધન છે, ક્રિયા માટે છે તે સાર્થક છે. क्रियार्थः=कार्यशेषपरः (રત્ન) પરંતુ, તમારું બ્રહ્મ કોઈ ક્રિયાનું સાધન ન બનતુ હોવાથી, સ્વતંત્ર રીતે તેનો ઉપદેશ સાર્થક બને નહીં.

ઉત્તર–જ્યારે તમે કહો છો કે વસ્તુ ક્રિયા માટે છે, ત્યારે પણ વસ્તુનો ઉપદેશ તો કરેલો જ છે તેમ માનવુ પડશે क्रिया-निर्वर्तन- ક્રિયાને સાધી શકે-પૂર્ણ કરી શકે=Accomplishment completion (આપ્ટે) એની શક્તિવાળી વસ્તુ એ વસ્તુ ક્રિયા માટે હોવી" એ તેનુ પ્રયોજન છે 'વસ્તુ ક્રિયા માટે હોવી" આટલુ કહેવાથી વસ્તુનો જે ઉપદેશ કરેલો છે તે મટી જતો નથી ક્રિયા માટે કે ક્રિયા માટે નહી — એ ગૌણ છે પણ વસ્તુનો ઉપદેશ તો છે જ જેના, જેનો સબધ ક્રિયા સાથે ન હોય તેના શબ્દને પણ તોડીતોડીને ક્રિયા સાથે જોડવા ઉચિત નથી तथा च भूते अर्थे अवधृतशक्तयः शब्दा क्वचित् स्वनिष्ठ (कार्य-अन्-अन्वित)भूतविषया दृश्यमाना मृत्वा श्रोत्वा वा મારી તોડાને न कथञ्चित् क्रियानिष्ठता गमयितुमुचिता । (ભામતી)

પૂર્વપક્ષી–માની લઈએ કે ભૂત વસ્તુનો શાસ્ત્રમાં સ્વતત્ર રીતે ઉપદેશ છે તેનાથી તમને શો ફાયદો થઈ જવાનો? (૧) સોમ દધિની જેમ જ અન્યત્ર નહી જાણવા મળતા બ્રહ્મરૂપી વસ્તુનો ઉપદેશ થવો યોગ્ય છે (૨) બ્રહ્મસાક્ષાત્કારથી સસારના હેતુરૂપ મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થાય છે–એ બ્રહ્મના ઉપદેશનુ પ્રયોજન છે (૩) આમ ક્રિયાના સાધનરૂપ બનતી દધિ સોમ જેવી વસ્તુની જેમ જ–अविशिष्टम्–સમાન રીતે વિશેષતા વિના–બ્રહ્મ પણ સપ્રયોજન છે

(૩૭) अपि च ब्राह्मणो न શંકરાચાર્ય અહી પ્રતિ આક્રમણ કરે છે થીબો આ પરિ નિરે નોંધે છે

The above discussion of the prohibitory passage of the Veda, is of very scholastic nature, and various clauses in it are differently interpeted by the different commentators (footnote poge 39) પરિ ની ચર્ચા કરતા પહેલા નञ्-નિષેધના અર્થ સમજી લઈએ . નञ्‌ના ૭ અર્થો બતાવાય છે

तत् सादृश्यम् अभावश्च, तदन्यत्वं तदल्पता ।
अप्राशस्त्यम् विरोधश्च नञर्थाः षट् प्रकीर्तिताः ॥

(૧) नञ्-सादृश्यम्=તેના જેવુ દા ત अन् इक्षु =શેરડીનો સાંઠા નહી પણ તેના જેવુ–न, अ કે अन् થી નિષેધ દર્શાવાય છે. (૨) अभाव

–भूतले घटः नास्ति–અહીં ન અભાવને બતાવે છે (૩) तत् अन्यत्वम् =તેનાથી બીજુ દા ત अघट.–ઘડાથી જુદુ=પટ વગેરે (૪) तत्–अल्पता દા ત अनुदरा कन्या અ ષ ત અલ્પ ઉદરવાળી કન્યા નિષેધ અલ્પના અર્થમાં (૫) अप्राशस्त्यम्–પ્રશસાનો અભાવ દા ત अकाल: =અયોગ્ય સમય શ–અયોગ્યના અર્થમાં (૬) विरोध – દા ત अधर्म:– ધર્મથી વિરુદ્ધ અહી શ વિરોધના અર્થમાં છે

બીજી રીતે, નઞ્ના બે મુખ્ય પ્રકાર પાડવામા આવે છે પ્રસજ્ય પ્રતિષેધના અર્થમાં નઞ્ અને પર્યુદાસ (Exclusion)ના અર્થમા નઞ્ પ્રસજ્ય પ્રતિષેધમા નઞ્નો સબધ ક્રિયા સાથે હોય છે. તેમાં પ્રતિષેધ જ મુખ્ય હોય છે દા ત ब्राह्मण न हन्तव्य.–માં न નો સબધ હનનક્રિયા છે અને આ વાક્યમા પ્રતિષેધ મુખ્ય છે પર્યુદાસ–રૂપના નિષેધમાં न નો સબધ ક્રિયાની સાથે ન હોતાં કોઈક અન્ય પદ સાથે હોય અને તેમા નિષેધ અશની પ્રધાનતા ન હોય દા ત न ईक्षेत उद्यन्तम् आदित्यं न अस्तं यान्तं कदाचन–બ્રહ્મચારીએ ઉગતા કે અસ્ત પામતા સૂર્યને ન જોવો અહી, ઉગતા સૂર્યના અન્–ઈક્ષણને નઞ્ સૂચવે છે આમાં નિષેધ પ્રધાન નથી, પણ ક નહી જોવાનો સકલ્પ મુખ્ય છે શ્રી હરદત્ત શર્મા આ બન્ને ભેદોને સ્પષ્ટ કરતા કહે છે કે પ્રસક્ત–પ્રતિષેધ Prohibitionમાં verbal suffix ક્રિયાવાચી પ્રત્યય (तव्य)થી દર્શાવાતી પ્રવૃત્તિની સાથે नञ् = નિષેધ જોડવામા આવે છે, ધાતુના અર્થથી દર્શાવાતી પ્રવૃત્તિ સાથે નહી દા ત ब्राह्मणो न हन्तव्य: માં हन्तव्य =हननम् कर्तव्यम् (ब्राह्मणस्य न) આમા हनन એ हन् ધાતુનો અર્થ છે અને कर्तव्यम् એ तव्य પ્રત્યયથી સૂચવાતી ક્રિયાનો અર્થ બતાવે છે હવે પ્રસક્ત પ્રતિષેધ પ્રમાણે તો ब्राह्मणो न हन्तव्य =ब्राह्मणस्य हननं न कर्तव्यम् આમ न ને हन् ધાતુ સાથે લાગેલા तव्य પ્રત્યયથી બતાવાથી ક્રિયાની સાથે જોડવામા આવે છે બ્રાહ્મણનુ हनन કે જે प्रसक्त=સ્વભાવથી પ્રાપ્ત છે તેનો અહી પ્રતિષેધ કરેલો છે સ્વભાવ પ્રાપ્ત સ્વભાવની પ્રેરણાથી –લોભ વગેરેથી (માનતાનુ) પ્રાપ્ત થાય છે, તેની પ્રેરણા વેદમાથી મળતી નથી

હવે જો न ને આ વાક્યમાં પ્રત્યય–અર્થની સાથે જોડવાને બદલે પ્રકૃતિ–અર્થ=ધાતુના અર્થ સાથે જોડીએ તો ब्राह्मणो न हन्तव्य ब्राह्मणस्य अहननं कर्तव्यम् આમાં નિષેધ કરતાં વિધેયાત્મક વલણ વધુ છે તેમા ,બ્રાહ્મણનુ अहनन કરવુ એટલે તાડન વગેરે અન્ય કરવુ એવુ સૂચિત

થશે, કારણ કે બીજી ક્રિયાઓ કરવાની હોય તેમાંથી એકને બાકાત રાખવા માટે આવો પર્યુદાસરૂપી નિષેધ કરવામાં આવે છે. જો ब्राह्मणो એ વાક્યને પર્યુદાસ (Exclusion)રૂપી નિષેધ માનશો તો મીમાંસામાં વિધિવાક્યો અને નિષેધવાક્યોના જે મોટા બે પ્રકારો પાડેલા છે, તે પ્રકારો રહેશે નહીં; કારણ કે પ્રતિષેધવાક્યો પણ પર્યુદાસરૂપે લેતાં વિધિવાક્ય જેવાં બની જાય છે. આ બે પ્રકારો માટે વાંચોઃ

अप्राधान्यं विधेर्यत्र प्रतिषेधे प्रधानता ।
प्रसज्यप्रतिषेधोऽसौ क्रियया सह यत्र नञ् ॥
प्राधान्यं हि विधेर्यत्र प्रतिषेधेऽप्रधानता ।
पर्युदासः स विज्ञेयो यत्रोत्तरपदेन नञ् ॥

હવે, મૂળ પરિ. ઉપર આવીએ. ब्राह्मणो...એ વાક્યમાં ક્રિયાની નિર્વૃત્તિનો ઉપદેશ છે. એ નિવૃત્તિ નથી તો ક્રિયા કે ક્રિયાનું સાધન એ તો માત્ર ક્રિયાનો અભાવ સૂચવે છે. તેથી, आम्नायस्य ..એ જૈમિનિસૂત્રને આધારે જો તમે બ્રહ્મનો ઉપદેશ નિરર્થક માનશો તો પૂર્વમીમાંસાનાં સંખ્યાબંધ પ્રતિષેધવાક્યો પણ નિરર્થક માનશો તો પૂર્વમીમાંસીનાં સંખ્યાબંધ પ્રતિષેધવાક્યો પણ નિરર્થક બની જશે; કારણ કે જેમ બ્રહ્મની બાબતમાં ક્રિયાનો અભાવ છે, તેમ જ નિષેધ-વાક્યોમાં પણ ક્રિયાનો અભાવ છે. तत्‌ च અને તે વાત તમને મંજુર નહીં હોય–નિષેધવાક્યો નિરર્થક બની જાય એ વાત.

**न च स्वभाव...नञः स्वभाव...अनुरागेण**=આ વાક્યમાં ન નો સંબંધ (અનુરાગ) સ્વભાવથી પ્રાપ્ત એવી હનનક્રિયાના અર્થ સાથે છે. अहनन–એમ नને પ્રત્યયાર્થને બદલે પ્રકૃતિ–અર્થ સાથે જોડીને, એને આધારે તમે નઞ્‌નો અર્થ તો "અપ્રાપ્ત એવી કોઈક ક્રિયા" નહીં કરી શકો. સ્વભાવ પ્રાપ્ત...on the basis of the connection with the sense of killing which is naturally established... (શ્રી હરદત્ત શર્મા) અપ્રાપ્ત એવી ક્રિયા=દા. ત. ब्राह्मणस्य अहननम्–જે વેદની બહાર કર્યાય પ્રસ્થાપિત થયેલી ક્રિયા નથી (અપ્રાપ્ત, કારણ કે માણસની સ્વાભાવિક લાગણી તો બ્રાહ્મણને હણવાની છે. હનન તો સ્વભાવ પ્રાપ્ત છે જ, પણ अहनन સ્વભાવપ્રાપ્ત નથી. તેથી, એવી અપ્રાપ્ત ક્રિયાનો અર્થ આ નિષેધ વાક્ય બતાવે છે એમ કહીને ન-નો ક્રિયા સાથે સંબંધ જોડી શકો નહીં. (શ્રી થીબો અને શ્રી શર્મા) આચાર્ય વિશ્વેશ્વરના

મતે, ઉગતા સૂર્યના અદર્શનરૂપ સંકલ્પક્રિયા, અહીં બ્રાહ્મણના અહનનરૂપી સંકલ્પક્રિયા એ અપ્રાપ્તક્રિયા નમ્નો આવો અપ્રાપ્તક્રિયાનો અર્થ તમે લઈ શકો નહીં તો न, હનન ક્રિયાની નિવૃત્તિરૂપી ઉદાસીનતા-નિષ્ક્રિયપણુ એ જ અર્થ પ્રગટ કરે છે તેના સિવાય व्यतिरेकेण-બીજી કોઈ ક્રિયાનો અર્થ નહીં વળી નમ્ નો એ સ્વભાવ જ છે કે જેની સાથે એ જોડાય તેનો એ અભાન બતાવે અહીં न हन्तव्य છે, તેથી હનનક્રિયાનો તદ્દન અભાવ જ બતાવે છે આ વેદવાક્ય વાંચતાં મનુષ્યને બ્રાહ્મણને ન હણવો એવી હનનક્રિયાના અભાવની સમજ ઉત્પન્ન થાય છે તેમ થતાં, એ માણસ હનનક્રિયાની બાબતમાં ઉદાસીન=નિષ્ક્રિય બને છે ક્રિયાના અભાવની સમજ એ કારણ બને અને ઉદાસીનતા=નિષ્ક્રિયતા એ કાર્ય બને

सा च કદાચ તમે કહેશો કે અમુક કાળ સુધી ક્રિયાના અભાવની સમજ રહે પણ વળી પાછી એ અભાવની સમજ દૂર થતાં માણસ પાછો સક્રિય બને તેથી, આવાં વાક્યો સદાને માટે ક્રિયાનો અભાવ બતાવતા નથી શ કહે છે કે આ ક્રિયાના અભાવની સમજ જેમ બળી ગયેલાં ઇંધણાવાળો અગ્નિ આપોઆપ ઠરી જાય તેમ શમી જાય છે એટલે એ સમજ પાછી ઊભી થવાનો પ્રશ્ન નથી न च अवस्थापक-कारण अभावे कार्य-अवस्थान दृष्टम्, न हि स्तम्भ-अपपाते प्रासाद अवतिष्ठते । (ભામતી) એટલે કે रागत॰ प्राप्ता सा क्रिया रागनाशे स्वयमेव शाम्यति इत्यर्थ ।(રત્નપ્રભા)तस्मात् તેથી ब्राह्मणो न એવાં વાક્યોમાં પ્રતિષેધનો અર્થ, પ્રસક્ત-સ્વભાવથી પ્રાપ્ત એવી ક્રિયાને અટકાવવા રૂપી નિષ્ક્રિયતા એ જ (પ્રતિષેધનો અર્થ) છે अन्यत्र પ્રજાપતિના વ્રતો સિવાય, નિષેધનો આવો ક્રિયાની નિવૃત્તિરૂપ અર્થ લઈ શકાય કારણ કે तस्य व्रतो व्रतम्-એમ કહીને ત્યાં તો વ્રતોનું પ્રકરણ ચાલે છે વ્રતમાં તો તો અમુક ક્રિયા કરવાનો સંકલ્પ મુખ્ય હોય છે દા ત न ईक्षेत उद्यन्तम् आदित्यम् એ વાક્યમાં જો न ક્રિયાના તદ્દન અભાવને જ સૂચવે તો વ્રતપ્રકરણમાં-જ્યાં કાંઈક કરવાનું કહેવામાં આવે છે ત્યાં સુસંગત થશે નહીં તેથી અહીં न નો અર્થ સૂર્યના ન જોવારૂપી સંકલ્પની ક્રિયા એવો કરવો પડે છે આવો અર્થ ब्राह्मणो न માં કહી શકાય નહીં, કારણ કે એ કોઈ વ્રતોનું-સંકલ્પ કરવાનું-પ્રકરણ નથી તેથી ત્યાં તો न ક્રિયાનો અભાવ જ બતાવે છે લાંબી ચર્ચા નિષેધવાક્યોનો અભાવ સાબિત કરવા માટે છે

तस्मात्...તો પછી જો બ્રહ્મવિષયક વેદવાક્યો અનર્થક ન બને તો એવી અનર્થકતા કયાં વાક્યોમાં સમજવી? પુરુષાર્થને ઉપયોગી ન હોય તેવાં, આખ્યાન વગેરે ભૂત વસ્તુના વર્ણનને વિષય બનાવનાં વાક્યોમાં એવી અનર્થકતા જેટલી वज्रहस्तः पुरन्दरः જેવાં વાક્યોને ભૂતાર્થવાદ કહેવાય. તે સાંભળવાથી કોઈ પુરુષાર્થ સિદ્ધ થતો નથી. એક ટીકાકારે ગુણવાદ, અનુવાદ, ભૂતાર્થવાદ જેવા પ્રકારો પણ બતાવેલા છે such statement about existent things (भूतार्थवाद्) as are of the nature of legends (उप-आख्यान-आदि) and the like, and do not serve any purpose of man. (શ્રી થીબો)

(૩૮) यदपि उक्तम्...(જુઓ પરિ. ૨૧, પૃષ્ઠ ૨૪) શં. આગળ કહેવી પૂર્વપક્ષીની દલીલનું ખંડન કરે છે. દલીલો આ પ્રમાણે: પૂર્વપક્ષી —કર્તવ્યવિધિના સંબંધ સિવાય, માત્ર વસ્તુનું કથન કરતાં વાક્યો નકામાં છે, દા. ત. સાત દ્વીપવાળી પૃથ્વી. આમાં વિધિસબંધ નથી અને વસ્તુ-માત્રનું કથન છે, તેથી વેદમાં આવું વાક્ય હોય તો તે નિરર્થક છે. સિદ્ધાંતી-વસ્તુમાત્રનું કથન પણ સાર્થક બની શકે. દા. ત. આ સાપ નથી, દોરડું છે' એમ કહેવામાં આવે તો સાપથી થયેલી ભીતિ દૂર થાય છે. તેમ, આ બધું જે કાંઈ છે તે બ્રહ્મ જ છે. એમ વસ્તુમાત્રનું કથન પણ સંસારીપણાનો ભ્રમ દૂર કરી શકે.

પૂર્વપક્ષી-બ્રહ્મ વિષે શ્રવણ કર્યા પછી પણ મનુષ્ય પહેલાંના જેવો જ સંસારી દેખાય છે. તેથી, રજ્જુ-સર્પનું દૃષ્ટાંત બ્રહ્મ-જીવની બાબતમાં ઘટતું નથી. પરિણામે, વસ્તુમાત્રનાં કથન કરતાં વાક્યો નિરર્થક છે.

સિદ્ધાંતી-જેને બ્રહ્માત્મભાવ-બન્ને એક છે તેવો અનુભવ-થયો હોય તેનામાં કદી સંસારીપણું પહેલાંની જેમ હોય જ નહીં. શ્રુતિ-સ્મૃતિઓમાં બતાવ્યું છે કે બ્રહ્મ-આત્માની એકતાને અનુભવનારને સુખદુઃખ થતાં નથી, એટલે કે સંસારીપણું લાગુ પડતું નથી. જો તમે કહો છો તેમ માનીએ તો વેદપ્રમાણોએ બતાવેલી બ્રહ્મ-આત્માની એકતાની સ્થિતિનો વિરોધ આવશે. એ વાક્યો ખોટાં માનવાનો પ્રસંગ ઊભો થાય.

આત્મજ્ઞાન પછી મિથ્યાજ્ઞાન દૂર થાય ત્યારે પહેલાંનાં જેવાં સુખદુઃખ સંભવતાં નથી તે બતાવવા માટે આચાર્ય દૃષ્ટાંતો આપે છે; મિથ્યાજ્ઞાનને લીધે શરીરાદિ હું છું એવું અભિમાન ઉત્પન્ન થાય અને એવું અભિમાન

સુખ-દુઃખને ઊભાં કરે છે. પણ, જ્યારે મૂળ કારણ મિથ્યાજ્ઞાન દૂર થાય એટલે શરીરાદિમાં રહેલું અભિમાન દૂર થાય અને એ દૂર થતાં તેનાં પરિણામો-સુખદુઃખ-પણ દૂર થાય.

(૧) ધની-ગૃહસ્થ-ધનના અભિમાનીને ધન લૂંટાઈ જવાથી દુઃખ થાય, પણ તે જ માણસ પ્રવ્રજ્યા લઈ લે અને ધનના અભિમાનથી રહિત બને તેને ધન લૂંટાવાથી દુઃખ થતું નથી. બન્ને પૂર્વ-ઉત્તર સ્થિતિઓ બતાવવા ભાષ્યકારે સહેતુક વિશેષણો યોજેલાં છે

(૨) કુંડલવાળા માણસને-હું કુંડલવાળો છે એવી સ્થિતિના નિમિત્તે સુખ. થાય તે જ માણસ કુંડલરહિત અને હું કુંડલવાળો છું એવા અભિમાનથી રહિત બને ત્યારે કુંડલવાળો છું એવી સ્થિતિના અભિમાનથી તેને સુખ થતું નથી.

આ ઉદા. માં, બીજી બીજી સ્થિતિ બતાવવા માટે **प्रव्रजित-धनाभिमानरहित** અને **कुण्डल-वियुक्त-कुण्डलित्व-अभिमानरहित** એમ વિશેષણો યોજેલાં છે તેમાં એક પ્રશ્ન ઊભો થાય કે અભિમાનરહિતને સુખ-દુઃખ ન થાય એ બરાબર છે, પણ પ્રવ્રજ્યા-સંન્યાસ લેનાર બધું છોડી દે તેની બાબતમાં ધન લૂંટવાનો પ્રસંગ ઊભો જ કયા થાય? તેમ, કુંડલવિયુક્ત બની ગયા પછી કુંડલને નિમિત્તે સુખ થવાની વાત પણ કેવી રીતે સમજી શકાય? નિરાકરણ એ કે વસ્તુ હોવી ન હોવી એ ગૌણ, પરંતુ તે વસ્તુ પ્રત્યે અભિમાન હોવું કે ન હોવું મુખ્ય છે માની લો કે સંન્યાસી પાસે પણ ૧૦૦૦ રૂ કોઈ નિમિત્તે આવી પડયા. હવે તે રૂપિયા મારા જ છે તેવું અભિમાન તેને ન હોવાથી, એ ખોવાઈ જવાથી તેને દુઃખ થતું નથી. માત્ર લૌકિક ઉદા જ નહીં, શ્રુતિ પણ એ બતાવે છે અશરીર અવસ્થા-તત્ત્વજ્ઞાન થયા પછી મિથ્યાજ્ઞાન દૂર થતાં આત્માને અશરીર અવસ્થા પ્રાપ્ત થાય છે, એ અવસ્થામા પ્રિય-અપ્રિયરૂપે સંસારીપણું હોતું નથી

ઉપરના, **न हि शरीरादि** . વાક્યોમા ન એ નિષેધને અંતે જોડવોઃ **न हि शक्यं कल्पयितुम्, न हि दुःखं भवति, न च सुखं भवति।**

**शरीरे पतिते** ..પૂર્વપક્ષી-પ્રિય-અપ્રિયરૂપે-સંસારીપણાનો સંબંધ અશરીર દશામાં થતો નથી, એ દશા તો શરીર મૃત્યુ પામે પછી જ આવે, જીવતા નહીં. જીવતાં તો તત્વજ્ઞાનીમા પણ સંસારીપણું હોય છે એટલે,

વસ્તુમાત્રનું કથન તત્ત્વજ્ઞાનીનાં સંસારીપણાને દૂર ન કરી શકતું હોવાથી નિરર્થક સાબિત થશે. જીવતાં જીવનાં શરીર ન હોવું એ તો મારી માતા વંધ્યા (વાંઝણી) છે એમ કહેવા બરાબર થયું. जीवतः अशरीरत्वम् मम माता वन्ध्या इतिवत् विरुद्धम् इति शङ्कते । (ન્યાય.)

સિદ્ધાંતી—જીવતાં પણ મિથ્યાજ્ઞાનરૂપી નિમિત્ત દૂર થાય તો તે નિમિત્તે ઉભી થયેલી સશરીર દશા પણ દૂર થઇ જાય આત્મા શરીરવાળો છે એ સ્થિતિનું કારણ મિથ્યાજ્ઞાન છે. જીવતાં પણ એ નિમિત્ત દૂર થાય તો આત્માની અશરીર સ્થિતિ પણ દૂર થાય અશરીર દશા=શરીર હું છું—એવા અભિમાનથી રહિત હોવાની સ્થિતિ. મૃત્યુ પહેલાં કે પછી આવી અવસ્થા જાણી શકે; કારણ કે એ અવસ્થાને મૃત્યુ સાથે સંબંધ નથી, મિથ્યાજ્ઞાન સાથે છે. શં. જીવન્મુક્તિમાં માને છે. વળી, આત્માની અશરીર અવસ્થા તો સદા છે જ—નિત્ય છે, માત્ર મિથ્યાજ્ઞાનને કારણે આત્મા શરીરવાળો હોય તેમ લાગે છે. (જુઓ પરિ ૨૨, પૃષ્ઠ ૨૭)

तत्कृत...પૂર્વપક્ષી—તત્=શરીરના અભિમાની આત્માએ કરેલા ધર્મ-અધર્મને નિમિત્તે આત્માને સશરીર અવસ્થા પ્રાપ્ત થાય છે તેથી, જ્યાં સુધી ધર્મ–અધર્મ હોય ત્યાં સુધી સશરીર અવસ્થા દૂર થાય નહીં. વળી, ધર્મ-અધર્મ હોય ત્યા સુધી શરીર છૂટતું નથી તેથી, ગમે તેવું તત્ત્વજ્ઞાન પણ જીવતાં અશરીર અવસ્થા ઊભી કરી શકે નહી. એટલે તત્ત્વજ્ઞાન સંસારીપણું દૂર કરતું ન હોવાથી નિરર્થક છે.

સિદ્ધાંતી—પહેલાં તો આત્માનો શરીર સાથે સૌથી પ્રથમ સંબંધ કેવી રીતે થયો એ તમારા પક્ષમાં સાબિત થતું નથી એનું સ્વાભાવિક પરિણામ એ આવે કે ધર્મ–અધર્મ આત્માએ કરેલા છે એવું પણ સિદ્ધ ન થઇ શકે, શરીર વગેરે સાથે જોડાય પછી જ ધર્મ–અધર્મનું કર્તૃત્વ આત્મામાં આવે. તેથી, તમે જે કહો છો કે તત્—આત્માએ કરેલા ધર્મ–અધર્મના નિમિત્તે સશરીર અવસ્થા ઊભી થાય—એ સાચું નથી. તમારી દલીલનો પાયો જ સાચો નથી આ રીતે વિચારતાં તો સશરીર અવસ્થાને લીધે ધર્મ–અધર્મ થાય અને ધર્મ-અધર્મને લીધે આત્માનો શરીર સાથે સંબંધ થાય—એવો પરસ્પર આશ્રયનો દોષ તમારા પક્ષમાં આવી પડશે શરીરસંબંધનું અને ધર્મ–અધર્મ આત્માએ કરેલા છે એવી સ્થિતિનું—इतरेतर-आश्रयत्व=આત્માનો શરીર સાથે સંબંધ અને આત્મા ધર્મ–

અધર્મનો કર્તા બને–આ–બન્ને વચ્ચે પરસ્પરાશ્રયનો દોષ ઊભો થશે વાંચો —**आत्मनः शरीरसंबंधे जाते धर्म-अधर्म-उत्पत्ति , तस्या सत्या** (જ્યારે તે ઉત્પત્તિ થાય ત્યારે) **संबधजन्म-इति ।** (રત્ન) બીજ કુરના જેવી આ કલ્પનાને અનાદિ માનો તો પણ એ આંધળાઓની પરંપરા જ બને **अनादित्वकल्पना**–Endless retrogressive chain (પરંપરા)

**क्रियासमवाय-अभावात्** પૂર્વપક્ષી–આત્મા સ્વત, શરીર સબંધ વગર ધર્મ અધર્મ કરે છે એમ માનીએ તો ?

સિદ્ધાંતી—આત્મામા ક્રિયાના સમવાય=સબંધનો અભાવ છે તેથી સ્વતંત્ર રીતે તો આત્માને કર્તા માની જ ન શકાય સમવાય–આ વૈશેષિક દર્શનનો એક ખાસ શબ્દ છે, તેનો અર્થ, ઘનિષ્ઠ સબંધ–Intimate relation જેવો તંતુ–પટ વચ્ચે હોય છે આમ આત્મા ધર્મ–અધર્મનો કર્તા ન બને એટલે ધર્મ–અધર્મ ન થતાં આત્માનો શરીર સાથે સબંધ સમજાવી શકાશે નહી તેથી તમારે માનવુ જ પડશે કે સશરીર અવસ્થા= આત્માનો શરીર સબંધ એ માત્ર મિથ્યાજ્ઞાનને લીધે જ છે અને એ દૂર થતા જીવતાં પણ અશરીર અવસ્થા પ્રાપ્ત થાય

**सन्निधानमात्रेण** પૂર્વપક્ષી–રાજા માત્ર સન્નિધિ - નિકટતામાં હોવાથી પણ કર્તા બને છે લશ્કર વિજય મેળવે ત્યારે પણ રાજાએ વિજય પ્રાપ્ત કર્યો એમ કહેવાય છે આમ આત્મા પણ શરીરની સંનિધિમા હોવાથી, શરીરાદિથી થતી ક્રિયાઓનો એ કર્તા બની શકે છે

સિદ્ધાંતી–રાજા તો ધન આપીને સૈનિકો વગેરે નોકરો સાથે પોતે સ્વામી છે એવો સબંધ પ્રાપ્ત કરે છે તેથી, તેમની બાબતમાં બરાબર કર્તૃત્વ એ રાજાનુ કર્તૃત્વ ગણાય છે પણ ધન જેવુ કંઈક આપીને શરીરાદિ સાથે આત્મા પોતે તેનો સ્વામી છે એવો સબંધ કલ્પવા માટે કોઈ નિમિત્ત મળતુ નથી રાજા–નોકરની જેમ આત્મા–શરીરનો સબંધ થાય એવુ નિમિત્ત કલ્પવુ શક્ય નથી તેથી અમે તો દર્પણે માનીએ છીએ કે શરીરની સાથે આત્માના સબંધનુ કારણ મિથ્યાજ્ઞાન છે એ સૌને જાણીતુ છે **एतेन** આ ચર્ચાથી આત્મા યજ્ઞનો કર્તા યજમાન બને છે તે વાતનુ પણ ખંડન થઈ જાય છે, કારણ કે શરીરાદિ વિના એકલો આત્મા કોઈ ક્રિયાનો કર્તા બનતો નથી જે યજમાન બને છે તે શરીરા

દિના અભિમાનવાળો જીવાત્મા છે, પણ પરમાત્મા નથી; પરમાત્માનો શરીરસંબંધ કેવી રીતે થાય એ તો ચર્ચાનો મુદ્દો છે. એટલે અમારા મતે, શરીરસંબંધથી થતું આત્માનું યજ્માનપણું પણ મિથ્યાજ્ઞાનને લીધે છે.

**अत्राहुः**—અહીં અખ્યાતિવાદમાં માનતા પ્રાભાકર મતનો નિર્દેશ છે. પ્રાભાકર મીમાંસામત માટે જુઓ ટિપ્પણી પૃ૪-૫૫. આ મતાનુસાર કોઈ જ્ઞાન મિથ્યા નથી, માત્ર બે જ્ઞાન વચ્ચે ભેદનું સ્પષ્ટ ગ્રહણ ન થતું હોવાથી, અધ્યાસ થાય છે. પ્રાભાકર મીમાંસકો પણ દેહ વ.થી ભિન્ન આત્માના અસ્તિત્વમાં માને છે. આ મતમાં **आत्मीये**=પોતાના શરીર વ.માં આત્માનું જે અભિમાન છે તે મિથ્યા નથી, ગૌણ છે. ભ્રમ નહીં થનો હોવાથી, દેહ સાથેનો આત્માનો સંબંધ સત્ય છે, મિથ્યા નથી. એ સંબંધ સત્ય હોય તો જીવતાં તત્ત્વજ્ઞાનથી એ દૂર ન કરી શકાય. બે વસ્તુઓ વચ્ચેનો ભેદ જે માણસને **प्रसिद्ध**=જાણીતો હોય તે માણસને અમુકના સંબંધમાં શબ્દ-અર્થ મુખ્ય અને તેનાથી જુદી વસ્તુના સંબંધમાં એ જ શબ્દ-અર્થ ગૌણ લાગે. વાક્યરચના—**यस्य...तस्य गौणौ भवतः**। જે માણસને સિંહપશુ અને સિંહ જેવો વીરપુરુષ એ બન્ને વ્યક્તિઓનો ભેદ જાણીતો હોય, તે માણસ જ સિંહપશુ માટે મુખ્ય-અર્થમાં યોજાતા સિંહ શબ્દ અને તે શબ્દનો અર્થ, વીરપુરુષને માટે ગૌણ રીતે યોજી શકે. **यथा...केसरादि**=યાળ વ.થી યુક્ત **आकृति विशिष्ट** પશુને અન્વય-વ્યતિરેકથી સિંહ શબ્દઃ-પ્રત્યય લાગુ પડે છે, તે પશુ મુખ્ય છે, તે **अन्यः** સિંહ જેવા પુરુષથી ભિન્ન છે અને પ્રસિદ્ધઃ= તે સિંહપશુ સિંહ જેવા પુરુષથી ભિન્ન છે એમ સ્પષ્ટપણે શબ્દ-અર્થ યોજનારને જાણીતું છે. જે જે કેસર-યાળ વ.થી યુક્ત વિશિષ્ટ આકૃતિવાળું પશુ તે તે સિંહ-અન્વય વ્યાપ્તિ જે સિંહ નથી તેને કેસરાદિ-યાળ વગેરે પણ નથી—વ્યતિરેક વ્યાપ્તિ. 'સિંહ' એવો શબ્દ અને સિંહત્વપ્રકારકજ્ઞાન idea=શબ્દઃ **शाब्दबोधः च इति अर्थः** (રત્ન.) શબ્દ અને શબ્દ દ્વારા થતો બોધ અર્થાત અર્થ. **सिंह-शब्द-प्रत्यय-भाक् मुख्यः** એમ Textમાં વાંચવું. 'સિંહ' શબ્દ અને તે શબ્દના અર્થને સેવનાર સિંહપશુ મુખ્ય છે. **अन्यः प्रसिद्धः** એ બન્ને વાક્યાશોમાં ભેદ કરવા માટે સહેતુક યોજેલ છે **अन्यः**=સિંહપશુ-સિંહ-પુરુષ બન્ને એક બીજાથી અન્ય=જુદા છે. **प्रसिद्ध**=સિંહપશુના શબ્દ-અર્થ

પુરુષ માટે યોજનાર માણસને સિંહપશુ અને સિંહપુરુષ એ બન્ને જુદા તરીકે જાણમાં છે तत च अन्य=सिंहात् अन्य प्रायिके-પ્રાય=મોટે ભાગે થનારા=અધિક પ્રમાણમાં જોવા મળતા ક્રૂરતા શૂરતાના ગુણો પરંતુ, જે માણસને સિંહપશુ-સિંહપુરુષનો ભેદ અપ્રસિદ્ધ-ન જાણીતો હોય તે માણસ સિંહ શબ્દ-અર્થને મુખ્ય રીતે અને ગૌણ રીતે યોજી શકે નહી= न अप्रसिद्ध वस्तुभेदस्य यस्य જે માણસને ભેદ જાણીતો હોય, तस्य=તે માણસને માટે એક વ્યક્તિને લગતા શબ્દ-બીજી વ્યક્તિ માટે પણ યોજવામાં આવે છે પ્રસિદ્ધવસ્તુભેદ એવો માણસ એકના શબ્દ-પ્રત્યય અન્યને માટે યોજે ત્યારે પ્રથમ વ્યક્તિ મુખ્ય હોય અને અન્ય વ્યક્તિ ગૌણઅર્થરૂપે લક્ષિત થાય

तस्य==अप्रसिद्ध वस्तु भेदस्य=જેને બે વસ્તુઓના ભેદ જાણીતા ન હોય, તેને જ્યારે એક વસ્તુના શબ્દપ્રત્યય બીજી વસ્તુમાં દેખાય ત્યારે એ ગૌણ શબ્દપ્રત્યય નહી, પણ ભ્રમને લીધે અન્યત્ર યોજાય છે

અંધારામાં થાંભલો ન જોઈ શકનાર માણસ ' આ પુરુષ છે '-એમ પુરુષના શબ્દ માનીને પ્રત્યય થાંભલાની બાબતમાં લાગુ પાડી દે છે અથવા अकस्मात् એકાએક છીપ-ીને જાણી નહી શકનાર માણસ 'આ ચાંદી છે એમ માનીને ચાંદીના શબ્દ અને પ્રત્યય શુક્તિને લાગુ પાડી દે છે આ જ પ્રમાણે દેહ વગેરેના સમૂહમાં; શરીર હું છું-એમ अहम् શબ્દ અને પ્રત્યય આત્મા અને અનાત્મ વસ્તુઓનો વિવેક ન કરી શકનાર મનુષ્ય યોજે છે આ ત્રણે ઉદાહરણમાં એકના શબ્દ-પ્રત્યય અન્યત્ર યોજાય છે ત્યારે તે શબ્દ-પ્રત્યય ગૌણ નહી પણ મિથ્યા કહેવાય निरुपचारेण=ઉપચાર=લક્ષણા સાદૃશ્યવાળી ગૌણી લક્ષણા વિના-ગૌણી લક્ષણામાં બે વસ્તુઓ ભિન્ન સમજીને તે બન્ને વચ્ચેના ગુણોનું સાદૃશ્ય ખ્યાલમાં રાખીને 'સિંહ પુરુષ' એમ સિંહ શબ્દના તેવા લક્ષણાના પ્રયોગ થાય છે શરીર (આત્મા) હું છું-એ પ્રયોગમાં બે વસ્તુઓ વચ્ચેનો સ્પષ્ટ ભેદ અનુભવાતો નથી અને ગુણોના સાદૃશ્યને ખ્યાલમાં લેવામાં આવતું નથી તેથી કહ્યું-निरुपचारेण ઉપચાર વિના=non figuratively गौणो=गुणमन्यत्रान्यत्र) हृ० मां गृहीतभेदयो अभेद-प्रत्यय गौण अगृहीतभेदयो अभेद-प्रत्यय मिथ्या । (પ્રદીપ)

વળી આત્મ-અનાત્મનો ભેદ નહી કરી શકનારને માટે શરીરદિમાં अहम् શબ્દ પ્રત્યય મિથ્યા છે પરંતુ आत्म-अनात्म विवेकिना अविद्

વિવેક કરી શકનાર પંડિતોને પણ, अजा=બકરી, अवि=ઘેટાંને પાળનારા ભરવાડોની જેમ જ ભ્રમ થાય છે. અલબત્ત, અહીં પ્રસિદ્ધવસ્તુભેદ અ-પ્રસિદ્ધ વસ્તુભેદ–ને આધારે કરેલા તર્કનું બળ કંઈક મંદ પડે છે, કારણ કે વિવેક–ભેદ કરી શકનારને પણ ભ્રમ થાય છે. પરંતુ શરીર આત્મા જુદાં છે એવું બોલનારને–માત્ર શાબ્દિક જ્ઞાનવાળાને તો ભ્રમ થાય જ–શાબ્દિક જ્ઞાનમાં ભેદગ્રહણ હોવા છતાં. પણ જેને શરીર–આત્મા જુદાં છે એવો અનુભવ=સાક્ષાત્કાર થયો હોય તેને–અનુભવમાં ભેદ પારખનારને ભ્રમ થતો નથી. વાંચો–श्रवणमनन–कुशलतामात्रेण पण्डितानाम् अन्–उत्पन्न साक्षात्काराणाम् इति यावत् ।(ભામતી) સરખાવો: ભાષ્ય પરિ. ૪, પૃ. ૪. अविविक्तौ=अविवेक–उदय–भ्रान्तिकृतौ इति यावत् (ન્યાય).

तस्मात्–દેહથી ભિન્ન આત્માના અસ્તિત્વને સ્વીકારનારા પ્રાભાકર મીમાંસકો માટે પણ, શરીર વ. માં अहं–નો પ્રત્યય મિથ્યા છે, ગૌણ નથી. આમ શરીરાદિમાં સિદ્ધ થયેલું મિથ્યા–અભિમાન તત્ત્વજ્ઞાનથી નાશ પામે તો જીવતાં પણ મુક્ત થઈ શકાય

જીવન્મુક્તને બતાવતી શ્રુતિ પણ છે. तत्=જીવન્મુક્તના દેહની બાબતમાં, જેમ अहि–સાપની निर्ल्वयनी કાંચળી, वल्मीके–રાફડામાં, मृता–પહેલાંની જેમ પોતાના સ્વરૂપ તરીકે ઇષ્ટ. નહીં એવી કાંચળી=प्रति–अस्ता ફેંકાયેલી પડી રહે તેમ, विदुषः शरीरम् मुक्तेन प्राक् इव आत्मत्वेन अनभिमतम् तिष्ठति इत्यर्थः (ન્યાય૦). ब्रह्म સાક્ષાત્કારનું શરીર, મુક્ત બનેલા પુરુષ વડે, પહેલાંની જેમ આત્મસ્વરૂપે નહીં ઇચ્છાયેલું, પડી રહે છે. अथ=तथा. આવો મુક્ત પુરુષ અશરીર–શરીર છતાં શરીરના અભિમાનથી રહિત, અને प्राणः=प्राणिति=जीवति–(ન્યાય૦) આમ પ્રાણ=જીવતો છતાં, अशरीरः—એમ શ્રુતિ જ બતાવી દે છે. सचक्षुः अचक्षुः इव... ખરેખર તો અહીં અમુક આત્મા ચક્ષુ. રહિત છતાં, ચક્ષુવાળો દેખાય છે. વાંચો वस्तुतः अचक्षुः अपि,...सचक्षुः इव इत्यादि योज्यम् । (રત્ન૦) स्मृति : अपि......સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો आचक्षाणा કહેતી સ્મૃતિ વિદ્વાનને પ્રવૃત્તિ સાથે સંબંધ નથી એમ બતાવે છે. અલબત્ત, ગીતા ૨/૫૪–૭૨ જોતાં શબ્દોમાં પ્રવૃત્તિના અસંબંધનો જીવન્મુક્તને પ્રવૃત્તિ સાથે સંબંધ નથી એવો સ્પષ્ટ નિર્દેશ જોવા મળતો નથી. કામના, રાગ દ્વેષ વ. ના ત્યાગની વાત છે. શંકરાચાર્ય માને છે કે આત્મસાક્ષાત્કાર થાય પછી સંસાર મિથ્યા બની જાય અને પ્રવૃત્તિ કરવાનું કોઈ કારણ

રહેતું નથી. ( જુઓ ગીતા ઉપરનું શાં. ભાષ્ય ૨/૬૯ ) વાંચો ગીતારહસ્ય પૃષ્ઠ ૬૫૦.

**तस्मात्**.. તેથી જેને આત્માસાક્ષાત્કાર થયો હોય તેને કદી પહેલાંનાં જેવું સંસારીપણું હોઈ શકે નહીં. જેમા પહેલાંના જેવું સંસારીપણું દેખાય, તેને આત્મસાક્ષાત્કાર થયો હોતો નથી આમ તત્ત્વજ્ઞાનથી સંસારી પણારૂપ મિથ્યાજ્ઞાન દૂર થાય છે અને તેથી વસ્તુમાત્રનું કથન કરતાં ઉપનિ. વાક્યો પણ સાર્થક જ છે–એ અમારો સિદ્ધાંત **अनवद्य** નિર્દોષ છે

( ૪૦ ) **यत् पुनरुक्तम्**......પૂર્વપક્ષી આગળ કહ્યું : **आत्मा वा अरे श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः**—એ શ્રુતિમાં શ્રવણ ( **श्रोतव्यः**) પછી આવતા (**पराचीनयो**) મનન અને નિદિધ્યાસન=ધ્યાન પણ **दर्शनात्**=જોવા મળે છે આમ, શ્રુતિમાં જ શ્રવણ પછી કહેલાં મનન, નિદિધ્યાસન–એ બને ઉપાસનાક્રિયાને સૂચવે છે એકરસ બ્રહ્મમાં વેદાન્તના શબ્દોની શક્તિનો તાત્પર્યનિશ્ચય=શ્રવણ શ્રવણ અનુસાર યુક્તિની સંભાવના કરવી એ મનન સાંભળેલા અને મનન કરેલા બ્રહ્મસ્વરૂપમાં બુદ્ધિની સ્થિરતા પ્રાપ્ત કરવી એ નિદિધ્યાસન=ધ્યાન **श्रुते मते च बुद्धेः स्थैर्यम् निदिध्यासनम्** ( ન્યાયનિર્ણય ). આમ, શ્રુતિ પોતે જ ઉપાસનાને વ્યંજિત કરતી હોવાથી. બ્રહ્મ પોતાના સ્વરૂપમા **पर्यवसायि**=પરિપૂર્ણ નહીં કહેવાય Not that of culminating in the realisation of the real form બ્રહ્મ સ્વયં સંપૂર્ણ નહીં, પણ તે ઉપાસના વિધિનું અંગ બને છે. (પરિ ૨૧, પૃષ્ઠ ૨૫) **न**.. શંકરાચાર્ય કહે છે : મનન, ધ્યાનના નિર્દેશથી બ્રહ્મને ઉપાસનાનું અંગ બનાવી શકશો નહીં. કારણ કે **अवगति**= સાક્ષાત્કારના પ્રયોજન માટે મનન, ધ્યાન કહેલા છે. સાક્ષાત્કાર થાય તે પહેલાં મનન વગેરેનો ઉપયોગ કહેલો છે. સાક્ષાત્કાર થાય પછી સ્વરૂપનો અનુભવ થયા પછી, પરમાત્મારૂપે રહેલા–અનુભવાતા બ્રહ્મને જો તમે ઉપાસનામાં જોડી શકતા હો તો (**विनियुज्येत**) ભલે બ્રહ્મ વિધિનું અંગ બને સાક્ષાત્કાર થયેલો હોય એવુ બ્રહ્મ કદી મનન–ધ્યાનમાં જોડી શકાતું નથી તેથી, મનન, ધ્યાન પણ શ્રવણની જેમ સાક્ષાત્કાર થતાં પહેલાં, સાક્ષાત્કારના પ્રયોજન માટે છે

**तस्मात्** .આ વાક્યથી ભાષ્યકાર આખી એ ચર્ચાનો સ્પષ્ટ શબ્દોમાં નિર્ણય આપીને ઉપસંહાર કરે છે બ્રહ્મ ઉપાસનાવિધિનો વિષય બનીને જ શાસ્ત્રના પ્રમાણવાળું બની શકે એવું સંભવે નહીં, બ્રહ્મ તો સ્વતંત્ર રીતે

જ ક્રિયા કે ઉપાસનાનું અંગ બન્યા વગર શાસ્ત્રના પ્રમાણરૂપ બને છે, એમ, અનેક વેદાન્તવાક્યોના સમન્વયથી સિદ્ધ થાય છે. (સૂત્રના શબ્દો જુઓ). (સરખાવો પરિ-૧૯: પરિ. ૨૨)

**एवं च सति** જ્યારે બ્રહ્મનું પ્રતિપાદન શાસ્ત્રમાં સ્વતંત્ર રીતે છે ત્યારે જ **अथातो ब्रह्मजिज्ञासा** એમ સ્વતંત્ર વિષયવાળા અલગ શાસ્ત્રનો પ્રારંભ તર્કસંગત બને છે. જો વેદાન્ત ઉપાસનાવિધિપરક હોત—ઉપાસનાની જ મુખ્ય ચર્ચા તેમાં હોત તો (૧) **अथातो धर्मजिज्ञासा**-થી જ ક્રિયા ઉપાસનારૂપી ધર્મ-અધર્મની જિજ્ઞાસા પૂર્વમીમાંસા સૂત્ર ૧।૧।૧ માં થઈ ગયેલી હોવાથી બ્રહ્મસૂત્રના શાસ્ત્રનો અલગ આરંભ થાત જ નહીં, (૨) જો તમે કહો કે મીમાંસાશાસ્ત્રનો આરંભ તો કરેલો છે, તેમાં જ ફરી અવાન્તર પ્રકરણ તરીકે બ્રહ્મસૂત્રનો પ્રારંભ છે. તમારી આ વાત બરાબર નથી. એમ હોત તો, જેમ ક્રતુ-અર્થ અને પુરુષાર્થની જિજ્ઞાસા માટે ચોથા અધ્યાયમાં (પૂર્વમીમાંસા) આરંભ થાય થાય છે તેમ અહીં પણ **अथातो ब्रह्मजिज्ञासा** સૂત્રને સ્થાને કહેત કે **अथातः परिशिष्टधर्मजिज्ञासा**=હવે બાકી રહેલા ધર્મની જિજ્ઞાસા. તેથી બ્રહ્મસૂત્ર એ પૂર્વમીમાંસાનું કોઈ પ્રકરણ પણ નથી. (૩) બ્રહ્મ અને આત્માના સાક્ષાત્કારની પ્રતિજ્ઞા પૂર્વમીમાંસામાં ક્યાંય કરેલી નથી. તેથી એ સાક્ષાત્કારના પ્રયોજન માટે સ્વતંત્ર બ્રહ્મસૂત્રરૂપી વેદાન્તશાસ્ત્રનો પ્રારંભ યોગ્ય છે.

**तस्मात्**...તો પછી દ્વૈતની અપેક્ષાવાળી વિધિઓની **का गतिः ?** બ્રહ્મજ્ઞાન પ્રમેય-પ્રમાતા વગેરેનું બાધક બનતું હોવાથી-**तस्मात्**, અ-હેય અને **अनुपादेय** અદ્વૈત આત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે કોઈ પ્રમાણો બની શકે નહીં, કારણ કે તે પ્રમેય-વિષય વગરનાં અને પ્રમાતા વગરનાં બની જાય. જ્યાં બધું એકરૂપ હોય ત્યાં પ્રમાતા-પ્રમેય-પ્રમાણ જેવા ભેદો સંભવી શકે નહીં. તેથી, હું બ્રહ્મ છું-એવો અનુભવ થાય ત્યાં સુધી (**प्राक् अवसाना**) જ 'બધી વિધિઓ અને પ્રમાણોનો વ્યવહાર સંભવી શકે.

**अपि चाहुः—ब्रह्मविदाम् गाथामुदाहरति—पुत्रदारादिषु आत्माभिमानः गौणः,...देहेन्द्रियादिषु तु अभेद-अनुभवात् न गौणः आत्माभिमानः, किंतु शुक्तौ रजतज्ञानवत् मिथ्या।** (ભામતી) અધ્યાસભાષ્યમાં શંકરાચાર્ય પુત્રાદિમાં થતા આત્માભિમાનને પણ અધ્યાસનાં ઉદા. તરીકે ટાંકે છે, એ બરાબર ધ્યાનમાં રાખવું. (પૃષ્ઠ ૫. ૧૪

રહેતું નથી. ( જુઓ ગીતા ઉપરનું શાં. ભાષ્ય ૨/૬૯ ) વાંચો ગીતારહસ્ય પૃષ્ઠ ૬૫૦.

तस्मात्...તેથી જેને આત્માસાક્ષાત્કાર થયો હોય તેને કદી પહેલાંના જેવું સંસારીપણું હોઈ શકે નહીં. જેમાં પહેલાંના જેવું સંસારીપણું દેખાય, તેને આત્મસાક્ષાત્કાર થયો હોતો નથી. આમ તત્ત્વજ્ઞાનથી સંસારી પણારૂપ મિથ્યાજ્ઞાન દૂર થાય છે અને તેથી વસ્તુમાત્રનું કથન કરતાં ઉપનિ. વાક્યો પણ સાર્થક જ છે–એ અમારો સિદ્ધાંત **अनवद्य** નિર્દોષ છે.

( ૪૦ ) **यत् पुनरुक्तम्**......પૂર્વપક્ષી આગળ કહ્યું : **आत्मा वा अरे श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः**—એ શ્રુતિમાં શ્રવણ ( **श्रोतव्यः**) પછી આવતાં (**पराचीनयोः**) મનન અને નિદિધ્યાસન=ધ્યાન પણ **दर्शनात्**=જોવા મળે છે આમ, શ્રુતિમાં જ શ્રવણ પછી કહેલાં મનન, નિદિધ્યાસન–એ બંને ઉપાસનાક્રિયાને સૂચવે છે એકરસ બ્રહ્મમાં વેદાન્તના શબ્દોની શકિતનો તાત્પર્યનિશ્ચય=શ્રવણ. શ્રવણ અનુસાર યુક્તિની સંભાવના કરવી એ મનન સાંભળેલા અને મનન કરેલા બ્રહ્મસ્વરૂપમાં બુદ્ધિની સ્થિરતા પ્રાપ્ત કરવી એ નિદિધ્યાસન=ધ્યાન **श्रुते मते च बुद्धेः स्थैर्यम् निदिध्यासनम्** ( ન્યાયનિર્ણય ). આમ, શ્રુતિ પોતે જ ઉપાસનાને વ્યંજિત કરતી હોવાથી. બ્રહ્મ પોતાના સ્વરૂપમાં **पर्यवसायि**=પરિપૂર્ણ નહીં કહેવાય Not that of culminating in the realisation of the real *form* બ્રહ્મ સ્વયં સંપૂર્ણ નહીં, પણ તે ઉપાસના વિધિનું અંગ બને છે. (પરિ ૨૧, પૃષ્ઠ ૨૫) **न**...શંકરાચાર્ય કહે છે : મનન, ધ્યાનના નિર્દેશથી બ્રહ્મને ઉપાસનાનું અંગ બનાવી શકશો નહીં; કારણ કે **अवगति**= સાક્ષાત્કારના પ્રયોજન માટે મનન, ધ્યાન કહેલા છે. સાક્ષાત્કાર થાય તે પહેલાં મનન વગેરેનો ઉપયોગ કહેલો છે. સાક્ષાત્કાર થાય પછી સ્વરૂપનો અનુભવ થયા પછી, પરમાત્મારૂપે રહેલા–અનુભવાતા બ્રહ્મને જો તમે ઉપાસનામાં જોડી શકતા હો તો ( **विनियुज्येत** ) ભલે બ્રહ્મ વિધિનું અંગ બને. સાક્ષાત્કાર થયેલો હોય એવું બ્રહ્મ ફરી મનન–ધ્યાનમાં જોડી શકાતું નથી તેથી, મનન, ધ્યાન પણ શ્રવણની જેમ સાક્ષાત્કાર થતાં પહેલાં, સાક્ષાત્કારના પ્રયોજન માટે છે.

**तस्मात्**...આ વાક્યથી ભાષ્યકાર આખી એ ચર્ચાનો સ્પષ્ટ શબ્દોમાં નિર્ણય આપીને ઉપસંહાર કરે છે. બ્રહ્મ ઉપાસનાવિધિનો વિષય બનીને જ શાસ્ત્રના પ્રમાણવાળું બની શકે એવું સંભવે નહીં, બ્રહ્મ તો સ્વતંત્ર રીતે

જ ક્રિયા કે ઉપાસનાનું અંગ બન્યા વગર શાસ્ત્રના પ્રમાણવાળું બને છે, એમ, અનેક વેદાન્તવાકયોના સમન્વયથી સિદ્ધ થાય છે. (સૂત્રના શબ્દો જુઓ). (સરખાવો પરિ૰૧૯: પરિ - ૨૨)

**एवं च सति** જ્યારે બ્રહ્મનું પ્રતિપાદન શાસ્ત્રમાં સ્વતંત્ર રીતે છે ત્યારે જ **अथातो ब्रह्मजिज्ञासा** એમ સ્વતંત્ર વિષયવાળા અલગ શાસ્ત્રનો પ્રારંભ તર્કસંગત બને છે. જો વેદાન્ત ઉપાસનાવિધિપરક હોત—ઉપાસનાની જ મુખ્ય ચર્ચા તેમાં હોત તો (૧) **अथातो धर्मजिज्ञासा**-થી જ ક્રિયા ઉપાસનારૂપી ધર્મ-અધર્મની જિજ્ઞાસા પૂર્વમીમાંસા સૂત્ર ૧।૧।૧ મી થઈ ગયેલી હોવાથી બ્રહ્મસૂત્રના શાસ્ત્રનો અલગ આરંભ થાત જ નહીં, (૨) જો તમે કહો કે મીમાંસાશાસ્ત્રનો આરંભ તો કરેલો છે, તેમાં જ ફરી અવાન્તર પ્રકરણ તરીકે બ્રહ્મસૂત્રનો પ્રારંભ છે. તમારી આ વાત બરાબર નથી. એમ હોત તો, જેમ ક્રતુ-અર્થ અને પુરુષાર્થની જિજ્ઞાસા માટે ચોથા અધ્યાયમાં (પૂર્વમીમાંસા) આરંભ થાય થાય છે તેમ અહીં પણ **अथातो ब्रह्मजिज्ञासा** સૂત્રને સ્થાને કહેત કે **अथातः परिशिष्टधर्मजिज्ञासा**=હવે બાકી રહેલા ધર્મની જિજ્ઞાસા. તેથી બ્રહ્મસૂત્ર એ પૂર્વમીમાંસાનું કોઈ પ્રકરણ પણ નથી. (૩) બ્રહ્મ અને આત્માના સાક્ષાત્કારની પ્રતિજ્ઞા પૂર્વમીમાંસામાં ક્યાંય કરેલી નથી. તેથી એ સાક્ષાત્કારના પ્રયોજન માટે સ્વતંત્ર બ્રહ્મસૂત્રરૂપી વેદાન્તશાસ્ત્રનો પ્રારંભ યોગ્ય છે.

**तस्मात्..** તો પછી દ્વૈતની અપેક્ષાવાળી વિધિઓની **का गतिः?** બ્રહ્મજ્ઞાન પ્રમેય-પ્રમાતા વગેરેનું બાધક બનતું હોવાથી—**तस्मात्**, અ-હેય અને **अनुपादेय** અદ્વૈત આત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે કોઈ પ્રમાણો બની શકે નહીં, કારણ કે તે પ્રમેય-વિષય વગરનાં અને પ્રમાતા વગરનાં બની જાય. જ્યાં બધું એકરૂપ હોય ત્યાં પ્રમાતા-પ્રમેય-પ્રમાણ જેવા ભેદો સંભવી શકે નહીં. તેથી, હું બ્રહ્મ છું-એવો અનુભવ થાય ત્યાં સુધી (**प्रतद् अवसाना**) જ બધી વિધિઓ અને પ્રમાણોનો વ્યવહાર સંભવી શકે.

**अपि चाहुः—ब्रह्मविदाम् गाथामुदाहरति—पुत्रदारादिषु आत्माभिमानः गौणः,...देहेन्द्रियादिषु तु अभेद-अनुभवात् न गौणः आत्माभिमानः, किंतु शुक्तौ रजतज्ञानवत् मिथ्या।** (ભામતી) અધ્યાસભાષ્યમાં શંકરાચાર્ય પુત્રાદિમાં થતા આત્માભિમાનને પણ અધ્યાસનાં ઉદા. તરીકે ટાંકે છે, એ બરાબર ધ્યાનમાં રાખવું. (પૃ૰ પ. ૧૪

૫-ભાષ્ય) સદ્‌બ્રહ્મ હું છું'—એવું બોધિ-જ્ઞાન ભામતીનો પાઠ **बोधि कार्यम्-बोधशीलं यत् कार्यम्** પણ સાક્ષાત્કાર પછી કેવી રીતે સંભવે ? ગોવિંદાચાર્ય અને આનંદગિરિ **बोधे** એવો પાઠ લે છે તે સરલ છે હું બ્રહ્મ છું એવું જ્ઞાન જ્યારે થાય ત્યારે, કોઈ પણ કાર્ય કેવી રીતે સંભવી શકે ? એવું જ્ઞાન થતા પુત્રાદિમાં રહેલા ગૌણ અને મિથ્યા અભિમાન-આત્માભિમાન રહેતું નથી **पुत्रादौ अहमभिमानस्य गौणात्मनः** અને **मनुष्य अहमस्मीति देहादौ अहमभिमानस्य च मिथ्या आत्मन असत्त्वे कार्यं कथं भवेत्** ? (ન્યાય) પરિ ૩૯મા આચાર્યે ગૌણ આત્માભિમાનનું ખંડન કરેલું છે તે ધ્યાનમાં લેવું

**अन्वेष्टव्य** =જ્ઞાનયોગ્ય આત્માનો અનુભવ પહેલાં તેમાં પ્રમાતાપણું હોઈ શકે આત્માનુભવ પછી પ્રમાતાપણું પણ ન હોય અને એવા બ્રહ્મમાં દોષ પણ ન હોય **पाप्म**=પાપરૂપી દોષથી મુક્ત જેમ શરીર-આત્માને એક માનીને જગતના બધા વ્યવહારો ચલાવાય છે, તેમ આત્માનો નિશ્ચય થાય ત્યાં સુધી જ લૌકિક પ્રમાણ પણ હોઇ શકે વાચો **एतदुक्त भवति-पारमार्थिक प्रपञ्चवादिभि अपि देहादिषु आत्माभिमान मिथ्या इति वक्तव्यम्, प्रमाणबाधितत्वात्।** (ભામતી) એટલે જગત-પ્રપંચને સત્ય માનનારા લોકોએ પણ સ્વીકારવું જ પડશે કે દેહાદિમાં થતું આત્માનું અભિમાન મિથ્યા છે, કારણ કે પ્રમાણનો પણ અહીં તો બાધ થાય છે તાત્પર્ય કે બ્રહ્મજ્ઞાન થતાં જગતના વ્યવહાર અને પ્રમાણ પણ બાધિત થાય છે **शुभं भूयात्।**

સંદર્ભગ્રન્થો ( ટિપ્પણી ) —
(१) ब्रह्मसूत्रशाङ्करभाष्यम्—રત્નપ્રભા-ભામતી--ન્યાયનિર્ણય ટીકાઓ
(२) Vedanta Sutras—George Thibaut (ભાષાંતર)
(३) ब्रह्मसूत्रशाङ्करभाष्य—સત્યાનંદી દીપિકા ( ટીકા )
(४) વેદવ્યાસકૃત બ્રહ્મમીમાંસાન્તર્ગત ચતુઃસૂત્રી સ્વામિ શાન્ત્યાનંદ સરસ્વતી
(५) ब्रह्मसूत्रशाङ्करभाष्यम्—भामती=कल्पतरु-परिमलसहितम्
(६) શ્રી બ્રહ્મસૂત્રશાંકરભાષ્યાનુવાદ—કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી
(७) ब्रह्मसूत्रशाङ्करभाष्य—સ્વામી શ્રી હનુમાનદાસજી ષટ્શાસ્ત્રી
(८) Vedanta (Explained)–Vinayak Hari Date
(९) ब्रह्मसूत्रचतुःसूत्री—Pandit Har Dutt Sharma
(१०) Sankara's Commentary on Brahmasutras —R R. Deshpande
(११) ब्रह्मसूत्रशाङ्करभाष्यचतुःसूत्री। આચાર્ય વિશ્વેશ્વર